# સબરસિયું

[ હાસ્યરસાત્મક લેખોની 'જાગીર' શ્રેણી ]

જાગીરદાર

# સબરસિયું

પકાવનાર

શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર



સોલ એજન્ટસ્
આર. આર. શેઠની કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ
કેશવબાગ, પ્રિન્સેસસ્ટ્રિટ,
મુંબઇ. નં. ૨

દોઢ રૂપિયો

પરમ શુભેચ્છક



શ્રી૦ રતિલાલ નારણદાસ ગામી, દિલ્હી

સમર્થ સમાજ હિતચિન્તક,

શ્રીમાન્ રતિલાલભાઇ,

'પિતાથી પુત્ર સવાયા,' એ લોકસૂત્રાનુસાર
તીર્થસ્વરૂપ આપના પૂજ્ય પિતાજીની
ઉન્નત ભાવનાઓને પુણ્યકર્મે અને દાનધર્મે-
દિલાવર દિલથી આપ પોષી રહ્યા છો; તેમજ
સુન્દર સેવાકાર્યોને અંગે મારા પ્રત્યે
આપની જે પ્રશસ્ય મમતા છે, એના
સુમધુર સ્મરણ નિમિત્તે
પ્રસ્તુત પ્રકાશન સાથે આપનું નામ સંયુક્ત
કરતાં અનહદ આનન્દ
થાય છે.



સદૈવ
સ્નેહાંકિત
કેશવ હ. શેઠ

ૐ

# આત્મનિવેદન

'ઉંધિયું ' અને 'ફઇબા–કાકી ' પછી બહાર પડતાં આ ત્રીજા લેખસંગ્રહનું નામ 'પંચકૂટિયું ' કિંવા 'કોરમું ' જે પ્રથમથીજ નક્કી કરી રાખવામાં આવ્યું હતું તે નહિ રાખતાં 'સબરસિયું ' રાખ્યું તે માટે થોડા ખુલાસાની આવશ્યકતા છે. આ સંગ્રહના પ્રકાશક ભાઇશ્રી કેશવ શેઠના કવિ હૃદયને ઉપર્યુક્ત બન્ને નામો અરસિક લાગતાં એમણે મને કોઇ બીજાું રસિક નામ સુચવવા માટે જણાવ્યું સાથે એમણે પોતેયે ચાર–પાંચ નામોની ટીપ રજુ કીધી: થોડી ઘણી ઘડભાંગ પછી આખરે 'સબરસિયું ' નામ નક્કી થતાં એમણે સંગ્રહના મુદ્રણનું કામ શરૂ કરી એ બાબતની 'ઉંધિયું 'ની બીજી આવૃત્તિમાં જાહેરાત પણ કરી દીધી; મુદ્રણ કામ અર્ધીક મજલ પહોંચ્યું હશે ત્યાંતો ઇતિહાસમાં અપૂર્વ એવો સબરસ સંગ્રામ શરૂ થયો. દાંડી અને ધારાસણાના કિલ્લા સર કરવા દેશના આબાલ વૃદ્ધ ભાઇ બેનો રંગરૂટમાં ભરતી કરવા ધસ્યા. 'હોચપોચિયું ' સાહિત્ય બેડક મારી ગયું અને ચોપડી વેચનારાઓએ રાષ્ટ્રિય સાહિત્યની માંગણી વધારી દીધી; શ્રી કેશવ શેઠ પણ 'કેશરિયાં ' કરી 'રણના રાસ ' ખેલવા કૂદી પડયા; અને પ્રાઇમસ સ્ટવ પર સબરસ પકવવા મૂકેલા પેણામાં અર્ધું પર્ધું મીઠું તૈયાર થવા આવ્યું હોય એટલામાંજ સ્ટવમાં ઘાસલેટ ખુટતાં તે છુસ મારી જાય અને પેણો ઉતારી લેવો પડે તેવું જ 'સબરસિયું 'ના સંબંધમાં કાંઇક બન્યું: સબરસના સંબંધમાં આ કોઇ મોટા પંડિતનું ભાષ્ય હશે એવી આ સંગ્રામમાં રસ લેતા કોઇ ભાઇ બેનની ગેરસમજ ન

થાય અને આ પુસ્તકના વિક્રયિકને ખટાવી મારવા તે ન લલચાય તે માટે પુસ્તકનાં નામમાં ફેરફાર કરવાનો વિચાર હૃદયમાં આવ્યો હતો ખરો છતાં સબરસ સંગ્રામ શરૂ થતાં પહેલાજ આ સંગ્રહનું નામ નક્કી થઇ તે છપાઇ ગયલું હોવાથી તેમાં ફેરફાર કરવાનું બની શક્યું નથી; હશે! એ હાથે હિમ્મતને પકડી રહી પડતો તો નથી પણ પુસ્તક વેચનાર આ બાબતનો જાહેર ખબરમાં ધડસ્ફોટ કરે એટલું તો હસતા હસતા સૂચવી શકું છું. બાકી મારે ભાગે તો એટલોજ ખુલાસો કરવાનો રહે છે કે ભોજનમાં જે સ્થાન સબરસનું છે તે સ્થાન આનંદનું જીવનમાં હોવાથી આ સંગ્રહનું નામ 'સબરસિયું' રાખવામાં આવ્યું પણ આ પીડા ટળે છે ત્યાં બીજી આવીને ઉભી રહે છે. એક બિચારો દેવી ભક્ત બ્રાહ્મણ પીઠ પર બકરો ઉપાડી ચાલ્યો જતો હતો તેને ચાર ગૃહસ્થો જેઓ પણ બ્રાહ્મણોજ હતા તેમણે જોયો. એ ભાઇઓની દાનત પેલા બકરવાળા બ્રાહ્મણની મિટ્ટી મજાક કરી. તેની પાસેથી બકરો છોડાવવાની હતી. દરેક જણ થોડે થોડે છેટે બ્રાહ્મણના માર્ગમાં ઉભો રહ્યો. બાજુએથી બ્રાહ્મણ પસાર થતાં સંકેત મુજબ એકે કહ્યું **काय हो महाराज ! हे काय ? कुत्ता ? ब्राह्मण होउन त्याला शीवायची लाज देखील वाटत नाहि का।**

મહારાજે બકરા તરફ જોયું. બકરોજ છે એમ ખાત્રી હોવાથી જરા હસી ચુપચુપ તે આગળ વધ્યા. એટલે બીજો ટહુકયો **' अजी ए कया ? बम्मनकी पोठ पर कुत्ता ? मयें कया देख रहा हुं ! रामराम घोर कलजुग आ गया.'** બ્રાહ્મણે વળી પાછું બકરા તરફ જોયું–બે વાર જોયું ના, ના, તે બકરોજ હતો એમ ખાત્રી થતાં બ્રાહ્મણ આગળ વધ્યો. 'અરે ભૂદેવ! આ શું કૂતરો?' ત્રીજા સજ્જને પૂછ્યું એટલે બ્રાહ્મણે પીઠપરથી બકરો

નીચે મૂક્યો. હાઉસની ફેરી તપાસતો હોય તેમ તેને આસપાસ ફેરવી ફેરવીને જોયો, સુંઘ્યો અને પછી પીઠપર મૂકી તેણે આગળ ચાલવા માંડયું, સાચેસાચ તે બકરોજ હતો! એટલામાં ચોથો ભાઇ મારો મળ્યો; તેતો મહારાજને જોઇ એવા જોરથી હસી પડયો કે ઘડીભર મહારાજ સ્તબ્ધ થઇ રહ્યા. ' મહારાજ! શ્વાન તો શ્વપચને ત્યાં હોય. શુદ્ધ બ્રાહ્મણની પીઠે ન્હોય!'

થયું! પેલી બ્રાહ્મણ અને ચાર 'શાહુકાર' વાળી પ્રસિદ્ધ વાતમાં આવે છે તેમ આપણી આ વાતના બ્રાહ્મણે બકરૂં મૂકી ભાગવા તો માંડયું નહિ પણ એના મનમાં અર્ધી પર્ધી શંકા તો પેઠીજ કે આતે બકરો કે કૂતરો? એણે દેવીને ભોગ ધરાવતાં પહેલાં બકરા પાસે બેંએં બોલાવી જોઇ ખાત્રી કરી લેવાનો નિશ્ચય કીધો.

'સબરસિયું' પ્રસ્તાવના વિનાજ પ્રસિદ્ધ થાય એમ ઇચ્છા હતી તોપણ હાસ્યરસ સાહિત્યમાં શિષ્ટ શું અને અશિષ્ટ શું એ સંબંધમાં મારૂં મંતવ્ય સ્પષ્ટ કરવા શ્રી કેશવ શેઠે મને આગ્રહપૂર્વક સૂચવ્યું: એટલે ઉપર્યુક્ત વાર્તામાં આવે છે,' તેમ ચાર બ્રાહ્મણ ગૃહસ્થો એટલે સાહિત્ય સમાલોચકોની કઠ્ઠા રૂપ ટીકાથી પેલા દેવી ભક્ત બ્રાહ્મણરૂપ આ સંગ્રહના પ્રકાશકને લાગ્યું હોય કે પોતે જે વસ્તુ દેવી (સાહિત્ય દેવી) આગળ વધેરવા (છાપવા) લઇ જાય છે તે બકરો છે કે કૂતરો-શિષ્ટ છે કે અશિષ્ટ?-તેની ખાત્રી બકરા પાસે-લક્ષણા વૃત્તિથી મારી પાસે બેંએં બોલાવી કરી લેવી! મને લાગે છે કે મારે તેમ કરવું જોઇએ; મારે ખાતર નહિ તો પ્રકાશકને ખાતર!

હાસ્ય સાહિત્યમાં શિષ્ટ શું અને અશિષ્ટ શું એનું ધોરણ નક્કી કરવું સહેલું નથી. એનું માપ કરવાનો એક ગજ એવો છે ખરો કે શિષ્ટ જનોની સુરૂચિને વિના સંકોચ માફક આવે તે શિષ્ટ ન આવે તે અશિષ્ટ પણ કપાળે કપાળે ભિન્ન ભિન્ન મતિ હોવાથી; એક શિષ્ટજનને જે વસ્તુ ન રૂચે તે વસ્તુ બીજા શિષ્ટજનને

ખાસ રૂચે. એટલે ઉપર્યુક્ત સૂત્રમાં અતિ વ્યાપ્તિનો દોષ આવી જતો હોવાથી તે સર્વમાન્ય થઇ શકે એમ નથી. વળી શિષ્ટજન કોને કહેવો એ પણ એક પ્રશ્નજ છેઃ કારણ શિષ્ટતા કાંઇ એકલા ઉંચા વર્ગના પંડિતોને દ્વારેજ ખડકાઇ ગયલી નથી હોતી. મધ્યમ અને નીચા વર્ગના સામાન્ય માણસોમાં પણ તે ભરપટ્ટે મળી આવે છે. એટલે અમુક વસ્તુ શિષ્ટ છે કે અશિષ્ટ છે તે જોવાનું ધોરણ મારા નમ્ર મત મુજબ હેતુ, સંજોગ અથવા રૂઢિ, વિષય અને પાત્ર જોઇ નક્કી કરવાનું રાખ્યું હોય તો એ સંબંધમાં ભૂલ થવાનો સંભવ ઓછો થાય ખરો. જો આ ચાર નિકષપર કસી જોયા વગરજ શિષ્ટાશિષ્ટના સંબંધમાં મત બાંધી દેવાનો હોય તો તો અમુક વર્ગને આકર્ષવા અનુવાદ થયલી 'ચુંબન અને બીજી વાતો' જેવી નિર્દોષ વાર્તાઓનું મથાળું વાંચતાંજ શિષ્ટજનોની સુરૂચિને આંકડી આવવા માંડે !

વાત નીકળી છે તો એક બીજી વાત યાદ આવે છે તે પણ કહી દઉં.

મહાત્મા ગાંધીજીનો અર્ધ ઉઘાડો પોશાખ સદ્‌ગત મૌલાના મહમ્મદઅલીને (એક શિષ્ટ ટીકાકાર મિત્રના શબ્દમાં કહું તો) 'ચાંદુડીઆ' જેવો લાગેલો. એઓશ્રીએ ગાંધીજીને કહ્યું 'મુસ્લીમ સંસ્કૃતિ આવા અર્ધ નગ્ન પોશાખને અશિષ્ટ ગણે છે'? જવાબમાં ગાંધીજી હસ્યા.આવા કઇક ભાવાર્થનું છાપામાં વાંચેલું મને યાદ છેઃ એ વાત જો ખરી હોય તો શિષ્ટતા અને અશિષ્ટતાનો નીવેડો ઉપર્યુક્ત ચાર નિકષો પર કસી જોયા વગર આવેજ નહિ એનું એક વધુ દષ્ટાંત રજુ થાય છે.

શિષ્ટાશિષ્ટના સંબંધમાં આવા આવા ઘણાંય દષ્ટાંતો ટાંકી શકાય એમ છે. પ્રાંતપ્રાંતના આચાર વિચારમાં અને રૂઢિમાં ભેદને

લીધે પણ અમુક આચાર કે રૂઢિ શિષ્ટ કે અશિષ્ટ તેનો નિર્ણય પણ સંભાળથી કરવાનો હોય છે. આ વિષય વિસ્તૃત નિબંધ માંગી લે એવો હોવાથી કોઇ ભવિષ્યના પ્રસંગે એ બાબતનો વિસ્તારથી ઉહાપોહ થશે.

આ સંગ્રહની વાર્તાઓમાં પ્રસંગ મળ્યો છે. ત્યાં એક શિષ્ટ ટીકાકાર મિત્ર કહે છે તેમ 'હહરીની હુરતી' બોલી વાપરવાની લાલચ હું થોભાવી શક્યો નથી. કારણ મારા નમ્ર મત મુજબ તો કોઇ લોહી તરસ્યા કાઠી બહારવટીઆની લોહી, ખૂન, મારામારી અને કાપાકાપીની વાતોથી ખરડાયલી 'કર્કશ, અસભ્ય અને લગભગ જંગલી[१]' બોલી રૌદ્ર રસમાં દીપે પણ સુરતની હસનીય બાજુની વાતોમાં તો 'હહરીની હુરતી' બોલી બહુ મીઠી લાગે જો! ખરૂં કે'ઉં છ!

દરેક રસને પોતપોતાના પારિભાષિક શબ્દો અને વાક્યો હોય છે. જે રસ ઝમાવવાનો હોય તે રસના વિશિષ્ટ શબ્દોના ઉપયોગ વિના તે રસ સ–રસ ઝામી શકતો નથી. 'તેના મુખપર વિષાદની કાલિમા છવાઇ રહી' એ કરૂણ રસમાં શોભે પણ એની એજ વાત હાસ્ય રસમાં કહેવી હોય તો એમજ કહેવાય કે 'તેનાં ડાચાંમાં એરંડિયાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું.' એટલે કે તેનું ડાચું દિવેલ કે એરંડિયું પીધાં જેવું થઇ રહ્યું.

'ભયનો માર્યો પીપળાનાં પાન પેરે તે થરથર કમ્પતો હતો' એ વાક્ય હાસ્યરસમાં મૂકવું હોય તો તેનાં 'પોતિયાં લેવાયાં' કે 'તેની કાછડી છૂટી ગઇ' એમ કહેવામાં શી હરકત છે? આતો માત્ર બે દૃષ્ટાંતોજ રજુ કર્યા છે તે પરથી સ્પષ્ટ થયું હશે કે પ્રત્યેક રસમાં તે તે રસને અનુકૂલ વસ્તુ (Plot) ઉપરાંત તેની ભાષા, તેની વાક્ય રચના તેમાં ભાગ ભજવતાં પાત્રોનાં નામો ઇત્યાદિ તે તે

---

૧ એક શિષ્ટ ટીકાકાર મિત્રના આ શબ્દો છે

રસને અનુરૂપ ન હોય તો તે તે રસનું વાતાવરણ બરાબર ઝામતું નથી એટલુંજ નહિ પણ પાંડિત્યની અને શિષ્ટતાની વિકૃત સમજને લીધે ક્લિષ્ટ શબ્દો કે વાકયોની વરસેલી ઝડી કોઇકોઈ વાર રસમાં ક્ષતિયે ઉત્પન્ન કરે છે.

કોઇનું મોઢું ઉદાસ હોય તો તેને ઘણા શિષ્ટજનો મશ્કરીમાં કહે છે કે તેનું ડાચું દિવેલ કે એરંડિયું પીધા જેવું છે અથવા તેના ડાચામાં એરંડિયાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. આ નિર્દોષ હાસ્યમાં જે વિદ્વાનને અશિષ્ટતા લાગતી હોય તેને તે મારે શું કહેવું? અથવા પોતાને કાટલે જોખી વસ્તુનું તોલ કરનાર વિકૃત મનોદશા-વાળી મિસ મેયોએ વૈષ્ણવોના પવિત્રમાં પવિત્ર તિલકમાં અશિષ્ટતા શું નહોતી જોઇ? વિલાયતમાં એક આંગ્લ રમણીને વાહનમાં જગ્યા ન હોવાથી પુરૂષના ખોળામાં છડેચોક બેઠેલી જોઇ પ્રસિદ્ધ પારસી સુધારક શ્રી. મલબારીએ પોતાની મુસાફરીના વર્ણનમાં હિંદિ શિષ્ટતાની લાગણી દબાવતાં કહ્યું છે કે **Evil is he who evil thinks!** હાસ્ય રસમાં વખતે ઉંડે ઉતરાય કે નયે ઉતરાય તો પણ ઉપર્યુક્ત કારણોને લીધે હાસ્ય રસમાં શિષ્ટ શું અને અશિષ્ટ શું તે ઉપર સહસા નિર્ણય બાંધી અભિપ્રાય આપવાનું સાહસ તો જરૂર ઉચું મૂકી શકાય!

આ સંગ્રહમાં આવેલા ડીટેકટીવ વાર્તાઓની શરૂઆત ‘નવચેતન’વાળા મારા મિત્ર શ્રી. ચાંપસીભાઇની વ્હાલભરી પ્રેરણાને આભારી છેઃ એ વાર્તાઓમાં કળા નથી, કાંઇ જીવ નથી, ડીટેકટીવ વાતો લખનારા વિદેશી કલાકારોનું એમાં આછું પાતળું યે ઘડતર નથી. આ બધાં દોષોનો ટોપલો ચાંપસીભાઇને બારણે ભલે ઠલવાય! કારણ મારા જેવા અણઘડને ઉત્તેજન આપતાં પરિણામ એવુંજ આવે. એમ કરતાં કદાચ કોઇ રડયાખડયા સજ્જનને એ વાતો ગમી જાય, તેમાં તેને કલાના, રસિકતાના, હાસ્યના–અને શું નહિના–અર્ણવો ઉછળતા માલમ પડે તો તે સર્વનું માન–અહમ્

આ નમ્ર સેવકને દ્વારે તે ખડકી જશે તો તેનો બબ્બે હાથે આભાર માનવાનું કામ સેવક ચુકશે નહિ! ડીટેકટીવ વાતોમાં હસ્તરેષા શાસ્ત્રની વાતો આવે છે તે હસવાનાં ગપ્પાં નથી પણ અનેક હાથો જોયા પછી બાંધેલા નિર્ણયોનું અવતરણ છે એની ખાત્રી રહે.

આ સંગ્રહની ડીટેકટીવ વાતો કલ્પિત છે; સંગ્રહની એકાદિ વાત જીવંત પ્રસંગ પરથી લીધેલી છે. કોઇકોઇ જુદેજુદે પ્રસંગે મળેલા અનુભવ પરથી લખાયલી છે. એમાંની કોઇપણ વાતનું વસ્તુ કોઇ-માંથી તફડાવેલું નથી. આટલી સ્પષ્ટતા હું એટલા સારૂ કરૂં છું કે મારા એક સન્મિત્રે મારી 'હિપ્નોટીઝમ'વાળી વાર્તા માટે ટીકા કરી હતી કે 'એનાપર માત્ર છાયાજ નથી પણ આખી વસ્તુ અને તેની ખીલવટ અંગ્રેજી સાહિત્યની છે.'

હવે હું તો માનું છું કે એકજ વિષય ઉપર દરેક માણસ પોતપોતાના મંતવ્યાનુસાર લખી શકે: તેણે બીજાની તેવી વાત પોતાની વાત લખતાં પહેલાં વાંચી હોય અને તેમ તેણે પ્રામાણિકપણે બીજા પાસે કબુલ્યું હોય તેનો અર્થ એમ શી રીતે થઇ શકે તે વાતની છાયા, તેનું વસ્તુ અને તેની ખીલવટ એ સર્વ આખાંયે બીજામાંથી તફડાવેલાં છે! સિવાય એ બન્ને વાતો આખીયે સામ-સામી મૂકી એમ સાબિત કીધું હોય કે બન્નેનાં વસ્તુમાં કે તેની ખીલવણીમાં જરાયે ફરક નથી.

એક વિદ્વાને શોધી કહાડયું છે કે હું નિષ્કારણ પ્રાચીનતા પ્રિય માણસ છું. પ્રભુ જાણે શા કારણથી?

હું ચ્હા, સીગારેટ, બીડી કે દારૂ નથી પીતો તેથી? ખાદી પહેરૂં છું ને સુતર કાંતું છું તેથી? વૈષ્ણવ ધર્મના ચોખ્ખાઇના અને રસિકતાના નિયમો સમજીને પાળું છું તેથી? નીચી જ્ઞાતિઓમાં નાતરાં તથા છેડાફાડના રિવાજને લીધે તે જ્ઞાતિની નિર્દોષ સ્ત્રીઓની

થતી જાનવરી દશા જોઇ તેમજ જ્યાં જ્યાં નાતરાં અને છેડાફાડના રિવાજો છે ત્યાં ત્યાં બાળલગ્ન, વૃદ્ધલગ્ન. કન્યાવિક્રય અને વ્યભિચાર વધારે પ્રમાણમાં થાય છે એમ જાણી આ રિવાજોનો અમુક અપવાદ-દાખલા તરીકે આપદ્ધર્મ સમજી અક્ષત વિધવા-બાદ કરતાં હું કટ્ટર વિરોધ કરૂં છું તેથા? ગમે ત્યાં ગમે તેમ બેસીને ખાવું પીવું અને પછી વ્યક્તિની-તેથીજ સમષ્ટિની શરીર સંપત્તિનો નાશ થાય તે જોઇ કકળી ઉઠું છું તેથી? અંગ્રેજી વ્યાયામ પદ્ધતિને બદલે આસન અને પ્રાણાયામ હું વધારે પસંદ કરૂં છું તેથી? હૃદય પલટાને બદલે નામ પલટાને કે સ્થાન પલટાને સુધારો થયલો માની લેનાર સુધારક તરફ હું હસું છું તેથી? કૉલેજ સુધીની અંગ્રેજી કેલવણી મેં જાતે લઇ તેમજ મારી દીકરીને લગભગ મેટ્રીક સુધીની કેલવણી લેવા દઇ મેં જોયું કે એ કેળવણી આપણા શરીર અને આપણી સંસ્કૃતિને ચુસનારી છે તે કારણને લીધે એની પાછળ આપણાં સારામાં સારાં વર્ષો અને પૈસા બરબાદ કરવામાં કશોય સાર નથી એમ જ્યારે ત્યારે પ્રસંગ મળે કહું છું તેથી? અમારા હાથવણાટના કારખાનામાં વર્ષો સુધી ઢેઢ વણકરો સાથે મિત્રો સહકાર સાધ્યા છતાં હજી સુધી મને એજ વહેમ રહી ગયો છે કે સ્પર્શાસ્પર્શનો વિવેક તૂટવાથીજ માંસ મદિરાની ખાણીપીણીનો પ્રચાર વધી ગયો છે એટલે સ્પર્શાસ્પર્શના નિયમો તિરસ્કારથી નહિ પણ પ્રેમથી ધાર્મિક ફરજ સમજી પાળવા જોઇએ એમ પ્રસંગોપાત પ્રતિપાદન કરૂં છું તેથી?

શાથી હું પ્રાચીનતા પ્રિય છું? અને અર્વાચીનતા એટલે શું? અર્વાચીન સારી નરસી કોઇપણ રૂઢિનું મૂળ જોઇશું તો પ્રાચીનતામાં જડી આવ્યા વિના નહિ રહે. વેદાંતનો ‘ દૃષ્ટિ તેવી સૃષ્ટિ ’ એ વાદ ધ્યાનમાં લઇએ છીએ તો એમજ લાગે છે કે પ્રાચીન કશુંય નથી, બધું અર્વાચીનજ છે. તેમ અર્વાચીન કશુંય નથી, બધું પ્રાચીનજ છે: દૃષ્ટિભેદ સિવાય પ્રાચીનતા કે અર્વાચીનતા જેવું કશુંય નથી.

એક અને અખંડ કાલ ભગવાનની સમય સમયની લીલાને એ નામો આપો તો જુદી વાત.

ઠીક! બહું ભાષણ કીધું: હવે જરા થાક ખાઇએ—બાજો લેખ સંગ્રહ પ્રસિદ્ધ થાય ત્યાંસુધી અથવા પ્રભુની ઇચ્છા હોય ત્યાંસુધી, શ્રીકૃષ્ણને ચરણે.

માહાવદ અગીઆરસ }
૧૯૮૭ } છોટાલાલ ડા. જાગીરદાર



# સ બ ર સિ યું





# પ્રકાશક તરફથી

શ્રીયુત જાગીરદારનું પહેલું પુસ્તક–ઉંધિયું–સંવત્ ૧૯૮૫ની પોષી પૂનમે પ્રસિદ્ધ થયું હતું; રસજ્ઞ જનતાએ તેને તાબડતોબ વધાવી લીધાથી છ જ મહિના જેટલા ટુંકા ગાળામાં એની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવી પડેલી.

ત્યારપછી ‘ ફઈબા–કાકી ’ નામનું બીજું પુસ્તક પ્રકટ થયું. જણાવતાં આનંદ થાય છે કે એનો સત્કાર પણ સારો થયો.

આજ આ ત્રીજું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ‘ઉંધિયું’ની બબ્બે આવૃત્તિઓથી અતૃપ્ત રહેલી જનતા પ્રસ્તુત પુસ્તકમાંની નવીન વાનીઓનો રસાસ્વાદ લેશે અને વિશ્વાસ છે કે તે રૂચિકર નીવડશે જ.

શ્રીયુત જાગીરદારની હાસ્યરસાત્મક સાહિત્યજાગીર હજી તો ‘સભર ભરી’ છે ! કૂવો ઉલેચાય તેમતેમ નવાં નવાં ઝરણાં ઊભરાતાં જ રહે, એ રીતે શ્રી. જાગીર-

હારની મિઠ્ઠી મધુરી ખાનીઓનો સંગ્રહ એકઠો થતો જાય છે તેમ તેમ તેમની મર્માળી કલમ નિત્યનવીન લેખઝરણાં વહેવરાવતી જ હોય છે! ઇશ્વિરેચ્છા હશે તો વળી ટુંકી મુદતમાં જ નવીન સંગ્રહનું છાપકામ હાથ ધરવાના અભિલાષ છે : પ્રભુ તે પાર પાડે.

વદાય લેતા પહેલાં, શ્રી૦ જાગીરદારે પોતાના 'નિવેદન'માં વ્યંગ્યોક્તિમય સાહિત્ય વિષે જે આવશ્યક મુદ્દાઓને 'સ્પર્શ' કર્યો છે, તે તરફ રસજ્ઞ વાચકોનું–ખાસ કરીને અવલોકનકારોનું–ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

ખડાયતા પ્રેસ,
રામનવમી, '૮૭
અમદાવાદ

કેશવ હ૦ શેઠ

# ડીટેકટીવ બન્યો !

આસ્તા વેચ્યા, બાસ્તા વેચ્યા અને છેવટે ભાડાની પાપડીનોએ વેપલો ડહોળી જોયો, પણ સીંકદર તેજ નહિ થયો તે નહિ જ થયો ! આખરે મેં મારી આરસના પથરા જેવી ચળકતી હોંશીઆરીપર વિશ્વાસ રાખી ડીટેકટીવની લાઇનમાં બે હાથ અજમાવી જોવાનું નક્કી કીધું ! કારણ અસલથી જ મારી બુદ્ધિ, કોઇની ચોરી ચપાટી પકડી પાડવામાં પાવરધી હતી. પાડોશના ઢેફાંકાકાનાં વહુ મિસિસ ઢેફાંકાકી, એક દિવસ મુવેલો ઉંદર ગટરને બદલે મારા દીવાનખાનામાં, અમે કોઇ ઘરમાં નહિ હઇશું તે વખતે, પધરાવી ગએલાં ! ઉંદર કયાંથી આવ્યો ? કેમ આવ્યો ? કંઇ પ્લેગનો તો નથી ? વગેરે વગેરે પ્રશ્નોપર મિસિસની સાથે અઢી કલાકની જુસ્તેજુ પછી, આખરે મેં બહાદુરીથી ખમ્મીસની બાંય ચડાવી, મુવેલા ઉંદરને પૂંછડેથી પકડીને, તેને જરા ચક્કર ચક્કર ફેરવ્યો અને ગુરૂ બસ્વાની તપકીરનો સડુકો ખેંચતો હોઉં તેમ, તેને સુંઘી જોયો, તો–હા... આ...આ...ક્ છીં ! ઉંદર તો બધો હીંગ હીંગ ગંધાતો હતો ! "બહુ 'જહાલ હીંગ' હોવી જોઇએ!" મેં તર્ક માંડયો. "કદાચ 'લખી અને લખમી' છાપની 'જહાલ હીંગ' બજારમાં વેચાય છે, તે જ હોય ! અને એમ હોય તો ગઇ કાલે જ મેં એ હીંગનો એક ડબ્બો ઢેફાંકાકીને આણી આપ્યો હતો ! કઢીમાં વઘારને માટે કડછી દેવતાપર તપાવવા મુકી હોય; કડછીમાં વઘારના ઘીમાં મેથી કે રાઇ કે જીરૂ કે પછી એ ત્રણમાંથી બે કે ત્રણે સાથે ફૂટાફૂટ થઇ રહ્યાં હોય; કાકી હીંગનો ડબ્બો ખોલી તેમાંથી ચપટી ભરી હીંગ વઘારમાં નાંખવાની તૈયારી કરી રહ્યાં હોય–બરાબર, હા; બરાબર તે જ વખતે, આ બદનસીબ ઘૂસ દરમાંથી નીકળી કે રસોડાને માથે આવેલા માળિયાપરથી 'હનુમાન ભુસકો'

મારી, કાકીની નજર સામે તરફડી મુવો હોય ! કાકીએ ગુસ્સામાં કે પછી ભૂલમાં કે પછી બન્નેમાં, હીંગવાળા હાથે જ તેને મુવેલો કે અધમુવેલો પકડી, સૌથી નજદીકના અને સલામત સ્થળે એટલે કે અમારા દીવાનખાનામાં પધરાવી દીધો હોય." આમ આખી તર્કપરંપરા મારા મગજ રૂપી ચિત્રપટ ઉપર તરવરવા લાગી. મારા તર્કો મને એટલા તો સાચા લાગ્યા, કે પાડોશીના દીવાનખાનામાં મુવેલો ઉંદર પધરાવવાનો અપરાધ, હિંદુસ્થાનમાં સનદસર રીતે સ્થાપિત થયલી નામદાર બ્રિટિશ સરકાર સામે રાજદ્રોહના અપરાધના જેટલો સજાને પાત્ર હોત, તો આ ને આ ઘડી એ ઢેફાંકાકીને જીવતાં કે મૂવેલાં પકડી, નામદાર બ્રિટિશ સરકારના ન્યાયાસન અગળ મેં ખડાં કરી દીધાં હોત ! મગર અફસોસ ! દસ હજાર અફસોસ ! આદમીની જીંદગી સાથ આવાં 'ચેડાં' કહાડનાર દુષ્ટ માણસનો ધણી, આ ઘડીએ શાકની ઝોળી ખભે ભરવા, ખુશાલ શાક લેવા નીકળી પડે છે ! અને હું અહીં મુવેલા ઉંદરનો ધણી, આમ વિચાર કરતો, આમથી તેમ અફળાયા કરૂં છું ! પણ ચિંતા નહિ; ભગવાન બાદ્રાયણે ગુલીસ્તાનમાં કે કોણ જાણે કોણે કયાં ખરૂં કહ્યું છે, કે there's a soul of goodness in things evil–બૂરૂં થાય તે ભલાને કાજે, તેમ આ મુવેલા ઉંદરના કિસ્સાપરથી તો મારા ભવિષ્યના જીવનનું ચક્કર બધું ઉલટાઇ ગયું ! ન સમજાય એવા ગુનાઓ પકડી પાડવાનું બીજ, મારા મગજક્ષેત્રમાં પડયું પડયું કટાયા કરે, બલકે સડયા કરે અને હું લગભગ ગધેડા જેવો, આમ સુરતી રવૈયાં અને ભાડાની પાપડી જોખ્યા કરૂં ! શી વિધિનીએ વિચિત્રતા !

'વ્હાલી ! તને નથી લાગતું કે આ કામ ઢેફાંકાકીનું છે !' મેં આખરે ગંભીર ડાચે મિસિસને પૂછયું.

'હા–ના; તમે કેમ જાણ્યું ? નાહક કોઇનાપર ખોટું આળ ચઢાવીએ નહિ !'

'ખોટું આળ ! જરા આંખ ફાડીને જો તો ખરી, કે આમાં

શું ગંધાય છે ?' મુવેલા ઉંદરને મિસિસના નાકનાં પહોળાં નસકોરાં સુધી ધસાવી દઈ, મેં પૂછ્યું.

'હા–આ–ટ છીંઃ છીંઃ હાઆટ છીં ! આ શું બળ્યું ?'

'ખોટું આળ ! બરાબર સુંઘીને કહે, આમાં શું ગંધાય છે તે ?' મેં પૂછવાનું ચાલુ જ રાખ્યું.

'હીં–ગ, પણુ આમ—'

'બસ; હું એ જ પૂછવા માગતો હતો.'

'પણ આમ—'

'બસ, વધારે પંચાત નહિ જોઇએ.'

મિસિસને વધારે બોલતી અટકાવવા, મૂવેલા ઉંદરને કાગળમાં વીંટાળી, ગંજીફરાકપર ઓળવેલા હાફકોટના ખીસામાં તે ખોસી, હું પધાર્યો ઢેફાંકાકીને મંદિરીએ !

'કેમ એખલાં છો કે ?' બન્ને ઝોળી ભરવી કાકાને શાક લેવા જતા સગી આંખે જોયા છતાં, મેં વિવેકને ખાતર પૂછ્યું.

'હાસ્તો વરી; હવારના પોરમાં એખલાં નહિ તો બેખલાં કાંથી લાવીએ ?' કાકીએ કહ્યું.

'લો, બેસો; ત્યારે તો હું જઇશ !' કાકીને બેસવાનું કહ્યું, ત્યારે એ ઉભાં થયાં અને હું જવાને બદલે લાકડાની બેડકપર નિરાંતે બેઠો ! વિવેક તે આનું નામ !

'ના, ના; મારા હમ, બેહોને વરી: હવરે તમારા કાકા હાક લઇને આવતા ઓહે.'

કાકીએ સમ ખાધા, એટલે હવે તો જવાય જ કેમ ? બાકી નિયમ તો એ છે, કે બૈરાં માણસ એકલાં હોય, ત્યાં પર પુરૂષે જવું યોગ્ય નથીઃ જો કે મારા કરતાં વીસ વર્ષે મોટાં અને પ્રેમ થયા વગરની કાપુસની ગાંસડી જેવાં ઢેફાંકાકી સાથે, હું ધબ દેતો કે પ્યારમાં

પડી જાઉં, એ લગભગ અસમ્ભવિત હતું; તો પણ નિયમ તે નિયમ–Law is law! મારે તો વિવેક કરવો જ જોઇએ ને?

'ત્યારે આપણે છે તે, તમને હું એમ પૂછતો હતો, કે આપણી ગઇ કાલની હીંગ કેવી?' મેં કોકડું ઉકેલવા માંડયું.

'બહુ હરસ; પણ હજુન જુની દાબરી ચાલે છે, એટલે નવી દાબરી ખોલી નથી.' કાકીએ કહ્યું.

'જુની પણ મેં જ આણી આપેલી ને?'

'હાસ્તો વરી! કેમ કંઇ હવારના પોરમાં હીંગનું કામ પયરૂં?'

'ના, ના; એ તો સહજ પૂછું છું! ગઇ કાલનો તમારો વઘાર તો એવો જબરો ભઇ, કે છેક અમારા દીવાનખાનામાં છીંકાછીંક થઈ રહી!'

'અરે, હા રે; તમારી બયરી હીંગ તો એવી ઝેનવારી, છે કે આજથી દહબાર દિવસ ઉપર મેં વઘાર—'

'શું–શું? વઘાર! કઢીનો?'

'ના, ના; હુરનના છુંદાનો વઘાર કરવા મૂયકો ઉતો, તે એની ઘોંસ તો એવી ઉરી, કે ઉપર મારીઆપર એક ઢેરઘલોરી ફરતી ઓહે, તેને છીંક આવી, ને લાગલી જ તમ્મર ખાઇને વઘારમાં પરી! હવે એ વઘાર કાંઇ કામમાં આવે? બધો કારી લાખવો પયરો અને કોણ જાણે, હવારમાં કોનું મોઢું જોયલું, તે બધું નુસકાન નુસકાન થઇ રહ્યું! મુઇ ઢેરઘલોરી—'

'ઢેડઘીલોડી કે ઉંદર?' વઘારની વાત મળી, પણ આ બાબત વાંધામાં પડી જતી હોવાથી, મેં કાકીને વચ્ચે જ અટકાવીને પૂછ્યું.

'ઉંદર હાનો! ઢેરઘલોરી ઉતી! તમે બી ચંદુમુલા! હમજો નીહ ને માથું ફોગે તો! ઉંદર તે વરી છીંક ખાતા ઓહે?'

હવે ઢેડઘીલોડી કે ઉંદર છીંક ખાતા હશે કે નહિ, એ વિષય પ્રાણી–વિજ્ઞાનશાસ્ત્રનો હોઇ, ડીટેક્ટીવની લાઇનમાં એનો સમાવેશ નહિ થતો હોવાથી, મેં એ વિષય ઉપર કાકીની સાથે પ્રશ્નોતરી કરવી

## સબરસિયું



" ત્યારે આપણે છે તે ...ગભંકાસની હીંગ કેવી ? "
મેં ડાબડું ઉકેલવા માંડ્યું.

( ડિટેક્ટીવ બન્યો, પૃ. ૪ )

માંડી વાળી! બાકી એમણે મારૂં નામ ચંદ્રમૌલેશ્વર હતું, તે બગાડીને ચંદુમુલ્લા કરી નાંખ્યું, તે માટે તો મને અફસોસ છૂટયો જ! અય એ સરકારે ઝાલીમ! કહે, કહે; ફરજ્યાત કેળવણી તું કયારે 'દાનીમ ?'

'ત્યારે હું તમને એમ પૂછું, ઢેફાંકાકી! કે —'

'ઢેફાં હાની ? રેવા! તમે બી આવા ભયનાગયના માનસ નામ બગારી લાખો છ તો!'

'માફ કરજો, હે કે કાકી! તમારૂં નામ મૂવું એવું અટપટું છે, કે રેવાને બદલે ઢેફાં જ બોલાઇ જાય છે!'

'ઓહો હવે! નામ નશાન કોનાં રહ્યાં છે, કે આપણાં રહે ?' કાકીએ ફીલસુફીમાં ડોકિયું કીધું, એટલે ઠીક થયું; નહિ તો વગર લેવે-દેવે ગ્રહણુના ધાસ્તી લાગી હતી !

'ત્યારે હું એમ પૂછું, રેવાકાકી! કે એ ઉંદરવાળા વઘારને તમે કયાં નાખી દીધેલો ?'

'અરે ! ઉંદર નહિ, ઢેરઘલોરી! તમે બી મારા ભઇ હમજતા નથી તો!'

કાકીએ આ બીના એટલો ભાર દઇ જણાવી, કે હું પોતે વિચારમાં પડી ગયો! મારી તો કાંઇ જોવામાં ભૂલ થઇ નથી ને! ના, ના; મેં સુંઘ્યો, મિસિસે સુંઘ્યો; અમે બન્નેએ છીંકો ખાધી! એટલું બધું તે ગાલ્લું ગેપ હોય ? ઉંદરને બદલે જ ઢેડઘીલોડી!

'ખરી વાત, રેવા કાકી! એમ છે, કે આજે સવારે મારા દીવાનખાનામાં મૂવેલો ઉંદર પડયો હતો!'

'મૂવેલો ઉંદર! પલેગવારો ?'

'ના, ના; હીંગમાં વઘારેલો!'

'હા—હા—હા—હા, હી—હી—હી: બયરૂં એમ થઇ ગયું, કે હ—હ—હ, હે—હે—હે—'

કાકી તો એવા જોસથી હસી પડયાં, કે હું તો આભો જ બની ગયો! હસવાનો વંટોળીઓ પસાર થઇ જતાં કાકી આંસું લૂછતાં બોલ્યાં: ' અરે તારીની ! મૂવા પુંજીઆને કહ્યું ઉતું કે ઢેરઘલોરી ગટરમાં નાખી દેજે, તો એ મૂવો તો કંઈ તમારે તાં લાખી આવેલો લાગે છે ! '

' પણ કાકી ! તમે તો કહો છો ને, કે એ વાતને દશ બાર દહાડા થઈ ગયા અને અમારે ત્યાંથી તો ઉંદર આજે નીકળ્યો ! '

' બરાબર છે, બરાબર છે; વાત મળી હવે ! એ મૂઇ ઢેરઘલોરી તમારે તાં આટલા દિવસ પરી પરી ફુલી ગયલી અને હવે તો મોટા ઉંદર જેવી લાગતી ઓહે ! હવે વાત મળી ! તમારા કાકા કે'તા ઉતા, કે મૂવાં મૂડદાં તો પથરાં પથરાં ફુલી જાય. એને તરત બારી નીહ લાખીએ તો મુવાં ભારે થઇ જાય ! એમ જ ઓહે, ચંદુમુલ્લા ! ખરૂં કેહું છું ! '

શું કપ્પાળ એનું ! જાણે કે દસ બાર દિવસ સુધી અમે દીવાનખાનું જ સાફ નહિ કરતાં હોઇએ તેમ, આટલા દિવસ ઢેડઘીલોડી પડી રહે અને અમને એની ખબર જ ન પડે ! શી દુનીઆ છે !

' અરે, કાકી ! એમ તે હોય ? કહો જોઇએ, એ ઉંદર હું તમને બતાવું તો તે તમો પારખી શકશો ? '

' અરે, બે મિલિટમાં પારખી કા'રૂ ! બતાવો જોઉં ! '

મેં હરખમાં ને હરખમાં ધીરે રહીને ખીસામાંથી ઉંદર બાંધેલું પડીકું કહાડયું, તેને છોડયું અને મુવેલા ઉંદરને પુંછડેથી પકડી, મેં તે કાકીને બતાવ્યો; ' જુવો, એ જ ને ? '

કાકી જરા આઘાં હતાં, તે પાસે આવ્યાં. ઉંદરને છેટે રહીને ઉપર તળીએથી વાંકાચુંકા થઇ તપાસી જોયો. પછી હોઠે આંગળી લગાડી બોલ્યાં: ' એ મુઇ ઢેરઘલોરી કંઇક એવી જ ઓહે ! '

' ઓહે શું, એ જ છે !' મેં વિજયના ગર્વથી કહ્યું.

'ના, ના; તમે બી મારા ભઇ હમજો નીહ ને ! આ તો મોટો ઉંદર છે; ધુસ જેને કહીએ તે. મને બી કંઇ નાદાન પોરી બોરી હમજેલા કે હું!' કાકી કંઇક તરડાઇને બોલ્યાં.

હું કાંઇ જવાબ દેવા જાઉં, તે પહેલાં તો કાકા 'હાક' લઇને આવી પૂગ્યા.

'કેમ, શું છે? મીસ્ટર! તમારી ધાંટાધાટ હું છેક નીચેથી સાંભળતો આવું છું!' કાકાએ આવતાંની સાથે જ અમને ઉધડા લીધા.

'નહિ રે, કાંઇ નહિ; એ તો અમથું!' એમ કહી ઉંદરને મેં ચડીકામાં વીંટાળી ખીસામાં મૂકી દીધો. કાકા જરા મીજાજે બરખેલાફ હતા! પાંસરૂં ઉતર્યું તો તો ઠીક; નહિ તો સામા માણસને આખો ને આખો ખાઇ જાય. કાકી તો એનાથી ધ્રૂજતાં ને ધ્રૂજતાં રહેતાં–એવો એમનો ત્રાસ હતો! હું પણ બનતા સુધી એ હોય, ત્યારે આવવાનું માંડી જ વાળતો. આજે એમને શાક લેવા જતા જોયા, એટલે હું આવ્યો અને એ પાછા ફરે એટલામાં, કાકીની પાસેથી મૂવેલા ઉંદરવાળી વાતનો ખુલાસો લઇ પાછા ફરવું, એમ મેં ધાર્યું હતું; પણ વાતનું વતેસર થઈ ગયું અને એટલામાં એ ઢેફ્રાં જેવા કાકા આવી પહોંચ્યા! હવે તો ગુપચુપ રસ્તો માપવામાં જ સલામતી હતી; કારણ, કાકાના મગજનો પારો ઘરમાં પગ મૂકતાં જ બોઇલીંગ પોઇંટપર આવી ગયો હતો!

'અમથું શું? ધાંટાધાંટ તો બહુ થતી હતી ને?' કાકાએ ડોળા કકડાવ્યા.

'ના, રે ના; વાત તો ઢેફ્રાંકાકા—'

'ઢેફ્રાં નહિ, દેવા! બોલતાં બોલતાં છેક જ ફાટયા ને કાંઇ!'

'અરે હા; એ તો મને બી રેવાને બદલે ઢેફ્રાંકાકી કહીને બોલાવે છે.' હવે કાકી વચ્ચે પૂરાયાં.

'બેસ, રાંડ ડાહ્યલી! સમજે નહિ ને! અને હું પૂછું, કે આ

મિસ્ટર આવ્યા હોય, ત્યારે ઘરમાંથી બહાર નહિ આવવું, એમ મેં તને કહ્યું હતું ને તું બહાર કેમ આવી ? હેં !'

વાત વધી પડશે ધારી હું હવે બોલ્યો: ' અરે દેવાકાકા ! આમ શું ગુસ્સે થાઓ છો ? વાત એમ હતી, કે આજ સવારે અમારા દીવાનખાનામાં ઢીંગમાં વધારેલો ઉંદર–'

' શુંઉં ! રાંડ બધું ભસી માર્યું છે કે ? ' ઢેફાંકાકા હવે કાકી ઉપર ઉખડયા.

'ના, ના; એમ તે કંઈ હું કાચી છું કે ! એ ભઇ મારો ઉંદર ઉંદર કુચટા કરે, પણ મેં તો મારે ઢેરઘલોરી જ કીધા કચરી છે ! '

'કપાળ તારૂં રાંડ ! જાય છે ઘરમાં, કે લઉં લાકડી ? કાકી બિચારાં રસોડાની ઓરડીમાં ઘુસી ગયાં. થોડીવાર સુધી કાકા એને જતા જોઇ રહ્યા, પછી ખભે ભરવેલી શાકની ઝોળી નીચે મૂકી, મારી સામે આવીને બેઠા.

' બોલો, મીસ્ટર ! હવે તમે બોલો ! શી વાત છે ? '

'કંઇ નહી.' મેં નરમ પડી જઇને કહ્યું.

'કંઇ નહિ શું ! પેલા ઉંદરની વાત કહોને ! જોઉં, લાવ્યા છો અહીંઆં ? '

'ના—હા; વ-વ—વાત એમ છે, કે આજે સવારે અમારા દીવાન-ખાનામાં એક મૂવેલો ઉંદર પડયો હતો.'

'પછી ?'

'પ—પ—પછી કંઇ નહિ. '

'પછી કંઇ નહિ કેમ ? તમે અહીં તપાસ કરવા આવ્યા હતાની, કે એ ઉંદર કોણે નાંખ્યો ? લ્યો વાત હવે ફુટી છે, ત્યારે સાંભળો ! એ ઉંદર મેં નાંખ્યો હતો.'

'લ—લ—લોકોના ઘરમાં—'

'અરે તમારા લોકોને શું કહું ને તમનેય શું કહું ? સીધા સીધા

વાત સાંભળી મરો, નહિ તો રસ્તો માપો ! Get up ! Quick !' કાકાએ બાંગ મારી ! 'ગેટ અપ, ક્વીક' એ એમનો 'અલ્ટીમેટમ' હતો. એ મળ્યો, એટલે બીજી જ પળે હથીઆર હેઠાં મૂકવાં કે ઠોકાબાજી માટે તૈયાર થવું ! મેં હથીઆર હેઠાં મૂક્યાં; કારણ હજી તો મારે 'ડીટેક્ટીવ'ની કારકીર્દી શરૂ કરવાની હતી!

'દેવાકાકા ! એમ ગુસ્સે ન થાઓ; લ્યો હું સાંભળું છું.'

'ઠીક, ત્યારે જુઓ ! પણ પહેલાં મને કહો, કે પેલી 'લખી અને લખમી' છાપની હીંગની ડબ્બી તમે આણી આપેલી કે ?'

'જી, હા; હીંગ બહુ ઉંચામાંની છે.' મેં કાંઇક પુલાઇને કહ્યું.

'ખરૂં; પણ તમને ખબર છે, કે આપણાં દેશી બૈરાંઓ એવી જલદ હીંગ વાપરી જાણતાં નથી તે ? તમે કઇ હીંગ વાપરો છો ?'

'હીંગના ગાંગડા !'

'ત્યારે અમારે ત્યાં હીંગના દાબડા કેમ ?'

'કાકીએ કહ્યું હતું, કે બહુ 'ફસ્ટ ક્લાસ' લાવજો, તેથી.'

'ઠીક; એક વખત તમારી એ 'લખી ને લખમી' છાપની હીંગ વાપરી જોજો, એટલે બરાબર ખબર પડશે, રાંડને રોજ કહું, કે આમ હળધરની માફક ચપટા ભરીને હીંગ નહિ વાપરીએ; તોપણ એને કાંઇ ગમ મળે જ નહિ ને ! આજ કેટલાએ દિવસથી દાળ કે શાક વધારે હીંગ પડવાથી કડવાં થઈ ગયલાં અમે ખાધાં છે. આખરે આજે તો મેં કંટાળીને એ ડબ્બી જ નાખી દેવાનો વિચાર કીધો હતો, પણ સદ્દભાગ્યે રાતના એ ડબ્બી ઉઘાડી રહી ગઇ હશે, તે સવારના જોઉં છું તો તમારા ખીસામાં પડીકામાં બંધાઇને પડેલો છે તે ઉંદર, દાબડીમાં મોઢું ખોસીને મૂવેલો પડયો હતો ! તમે સમજ્યા ? એ ઉંદરના ચાટવાથી અભડાયલી હીંગની ડબ્બીને મેં ગટરમાં પધરાવી અને હીંગના ચાટવાથી મૂવેલા ઉંદરને તમારા દીવાનખાનામાં અડાવ્યો ! કેમ, એ રાંડે એમ જ કહ્યું ને ?'

'ના, ના; એ તો કાંઇ વઘાર ને ઢેરઘીલોડીની વાત કરતાં હતાં.'

'અરે હા—હા; સમજ્યો! આજથી દસ દિવસ ઉપર એ બન્યું હતું ખરૂં; પણ એ ઢેડઘીલોડી તો અમારા પુંજીઆની પાસે ગટરમાં નખાવી દીધી હતી; મને એ ચોક્કસ ખબર છે.'

'Oh I see!'

મેં ઉઠવા માંડયું. ડીટેકટીવની લાઇન મારા હાથમાંથી લગભગ સરી જવા લાગી!

'કેમ, ઉઠયા? આવજો! ફરીથી એ તમારી 'લખી ને લખમી' છાપની હીંગ લાવી આપી તો જોજો રે ભાઇ, તમે કહો છો તેમ, આમ તમારો ઢેફાંકાકો છે જો! હાડકાંની પાંસળીના ટુકડે ટુકડા થએલા જાણજો! પણ ઉભા રહો, આ મુવેલા ઉંદરને અડકીને નહાશોબાશો કે રામનું નામ?'

'એમાં નહાવાનું શું કાન?'

'શું–ઉં! શું કહ્યું? નહાવાનું શું કામ! અલી! સાંભળે છે કે? અંદરથી ટાઢા પાણીનો ઘડો લાવ તો!'

હું ઉઠીને નાસવા જતો હતો, પણ કાકા તે પહેલાં તો બારણા આગળ હાથ પહોળા કરીને ઉભા રહ્યા.

'જોજો, અડકતા નહિ મને; નહિ તો મારે પણ નહાવું પડશે! ફરીથી નહાવાની બીકે તો હું તમને થપ્પડ મારતાં અટકી જતો હતો.' કાકાએ ધમકી આપતાં કહ્યું.

'મને જવા દો; હું ઘરમાં જઇને જરૂર નાહી લઇશ.' હું અકળાઇને બોલ્યો.

'ના, રે ના; તમારા જેવા અંગ્રેજી ભણીને વટલી ગયલાનો વિશ્વાસ નહિ! જુઓ, હવે ડાહ્યા થઇને ઉંદરને પાછલી બારીએથી ગટરમાં નાંખી દો અને કપડાં કહાડી ખાળમાં બેસી જાઓ; નહિ તો અહીંઆં જ કપડાંભેર તમને નવડાવી નાખવા પડશે!' કાકા ભસ્યા.

આખરે મેં ન છૂટકે કાકાના કહેવા મુજબ કીધું અને ભીને લૂગડે થથરતો, થથરતો મારા ઘરમાં ભરાઇ જઈ કપડાં બદલી નાખ્યાં! સદ્દભાગ્યે મિસિસ દિશાએ ગયલાં હોવાથી, કામ સહીસલામત પતી ગયું; નહિ તો ધરતીકંપના એક વધુ આંચકાની મેં આશા રાખેલી ! પેલા કહે છે તેમ 'સૌ સારૂં, જેનું છેવટ સારૂં.'

વઘારનો ને કઢીનો મારો તર્ક જો કે ખોટો સાબીત થયો હતો, પણ હીંગવાળી બીના મારી તરફેણમાં હતી ! એમ તો શેરલોક હોમ્સ જેવા ડીટેક્ટીવના તર્કો ખોટા નથી પડયા? એના જેવો બાહોશ ગુપ્તચર દુશ્મનને હાથ શું નથી સપડાયો? ત્યારે મારે શા માટે નિરાશ થવું જોઇએ? નહિ, નહિ: યહ પથરીલી જમીન ફટ જાય, સંગદિલ આસમાન ઉલટ જાય; તોપણ હું નિરાશ નહિ થાઉં! અય ઓ સુરતી રવૈયા અને ભાડાની પાપડી! તમને હવે છેલ્લા પ્રણામ છે ! આ તમારો નમ્ર સેવક આજથી 'ડીટેક્ટીવ'ના ધંધામાં ઝુકાવે છે !



# બન્નુ દસ્તાવેજ

## ૧
## જેમાં ડીટેકટીવખાતું ખોલાય છે!

અનેક અપશુકનો અનુભવ્યા છતાં, ધીર પુરૂષો પોતાનો પદ કહેતાં પાદ કહેતાં પગ, હાથમાં લીધેલા કાર્યમાંથી પાછો ખેંચી લેતા નથી; એ શ્રી ભર્તૃહરિ મહારાજનું સૂત્ર સ્મરણમાં રાખી, ડાબી આંખ ફરકી તોય, બિલાડી આડી ઉતરી તોય, દેવાકાકાને હાથ માર ખાતો બચી ગયો તોય, હું ડીટેકટીવની લાઇનમાં પાછલે પગે આગળ ધસ્યો જ ગયો, એ સુજ્ઞ વાંચનાર ઇશારતમાં સમજી ગયા હશે, એમ ધારી અમે—હું તેનો ઉલ્લેખ કરતો નથી. અને દેવાકાકા–પેલાં ઢેફાં જેવાં રેવાકાકી ?......'જગન્નાથજી જીવતો રાખશે જો, હયાતી તમારી હમારી હશે તો' હું તમને દેખાડી આપીશ, કે મારાપર ગુજરેલા સીતમનું વેર, આજે નહિ તો કાલે અને કાલે નહિ તો પરમદહાડે લીધા વગર, એ માટી બૈયરને એમને એમ જવા દે, એવો આ તમારો નમ્ર સેવક નમાલો નથી!

એક શુભ ચોઘડીએ મેં મારા નામનું પાટીઉં અમારા માળાના સિંહદ્વારપર લટકાવી દીધું. દેવાકાકાની તો આંખો તે જોઇને ચાર ચાર થાય! મારે એ જ જોઇતું હતું. મારા ધંધાને લગતા પાટીઆથી, એ ઉભો ને ઉભો બળી જાય છે, તો જ્યારે મારે હાથે એકાદ જાગીરદારના ભેદી ખૂનના બીકટ કેસનો ભેદ ખુલ્લતો થશે અને એપોલો બંદરપર ખાસ ઉભા કીધેલા શામીઆનામાં, મુંબઇના નામદાર ગવરનરને હાથે, મારા એ કામની કદરમાં, મારી છાતીએ સોનાનો ચાંદ લટકેલો એ જોશે, ત્યારે તો એ કમબખ્તને આપઘાત કીધે જ છૂટકો છે! ખરૂં પૂછો તો મારા નામના પાટીઆને જોઇને એને બળવાનું શું કારણ હશે, તેની મને સમજ જ પડતી નથી; અથવા

સબરસિયું



" એક શુભ ચોઘડિયે મેં મારા નામનું પાટીઉં...લટકાવી દીધું. "

( ખુ દસ્તાવેજ, પૃ. ૧૨ )

અદેખા માણસોનો એ સ્વભાવ હોય છે–દુશ્મનના નાનામાં નાના છોકરાથી માંડીને મોટામાં મોટી બૈરી કે તેને લગતી કોઈપણ ચીજને જોઇને બસ બળી મરવું! જુવો, આ રહ્યું મારૂં પાટીઉં:–

પ્રોફેસર ચંદ્રમૌલેશ્વર સૂર્યમંડળેશ્વર પંડિત

**પ્રાઇવેટ ડીટેકટીવ–બોમ્બે**

હવે કોઈ કહેશે, કે આમાં બળવા જેવું શું છે? પણ નહિ, અદેખા માણસ કહે છે કોને?

મારા પિતાશ્રીનું નામ 'સૂર્યમંડળ મધ્યવર્તીનેશ્વર' હતું, પણ મારાં એક પૂજ્ય બ્હેન શ્રી. અષ્ટ કમળ દળ પદ્મ પ્રકાશીત–બાઇ–ધનવિદ્યા ધનલાભજ ગૌરીનું નામ બોલતાં, એક 'સુધ દરી' વેચતા વ્હોરાજીનાં જડબાંને લકવો થઇ આવતાં, ઓપરેશન કરાવવું પડેલું અને કોઇએ કમળાબ્હેન તો કોઇએ પદ્મગવરી, કોઇએ ધનવિદ્યા તો કોઇએ ધનગવરી, એમ જુદે જુદે નામે એમને બોલાવવા માંડેલાં, એટલે એ અનુભવથી શીખાઇ; મારા પૂજ્ય પિતાશ્રીએ પોતાનું નામ ટૂંકાવીને સૂર્યમંડળેશ્વર કરી નાખ્યું હતું. અસ્તુ.

જાહેરખબર સિવાય પ્રાઇવેટ ડીટેકટીવનો ધંધો ધીકચો જાય, એ લગભગ અશક્ય જેવું લાગવાથી, મુંબઇ તેમજ બહારગામનાં કેટલાંક દૈનિક તેમ જ અઠવાડિક વર્તમાનપત્રોમાં, બહુ જ આકર્ષક રૂપમાં મેં મારા ધંધાને લગતી જાહેરખબર છપાવી. જાહેરખબરમાં અનેક ખૂનને લગતા ભેદભરમો પ્રકાશમાં લાવનાર તરીકે મેં મારી જાતને ઓળખાવી! પ્રાઇવેટ ડીટેકટીવ તરીકે એકાદ રીવોલ્વરનો પરવાનો મેળવવા મેં સરકારમાં અરજી પણ કીધી અને મારી વફાદારી અને ચમકતી કારકીર્દી જોઇ, નામદાર સરકારે મને રીવોલ્વર રાખવાનો પરવાનો આપવાની મહેરબાનીય કીધી.

## ૨

## મિસ અજીરનીઆની મિઠ્ઠી મુલાકાત !

'દેવાકાકા! સમાલજો! હવે આ તમારા પાડોશીને નમાલો ના

સમજતા.' હવામાં રીવોલ્વર વીંઝી. મેં મનમાં ને મનમાં દેવાકાકાને ચેતવણી આપી !

'મિ. ચંદરશંકર પ્રોફેસર તમે પોતે જ કે ?'

'જી, ચંદ્રમૌલેશ્વર–આપનો–નમ્ર–સેવક–'

'ઓહ, આઇ બેગ યોર પાર્ડન; મિ. ચંદરધુલેશર ! હું આપની પાસે ઘના જ અગતના કામસર આવી છેઉંજી.'

'બીરાજો, આ ખુરશીપર બીરાજો અને શાંતિથી તેમજ ધીરજથી, આપને જે કહેવું હોય તે કહો ! આપનું નામ સેવકને જણાવી શકશો ?'

'બા ખુશી ! મારૂં–મારૂં નામ ?જી, લોકો મને મિસ આઇબાઇ અજીરનીઆ તરીખે ઓલખે છ !'

'મિસ અડાજાણીઆ !–' મેં બોલવાની શરૂઆત કરી.

'અડાજણીઆ નહિ, અજીરનીઆ; તમે બી મિ. ડીટેકટીવ એ શું આભરો બાળોય ?'

'મિસ અજીરણીઆ ! મને માફ કરશો. અમારા જેવા ડીટેકટીવો હમેશાં બહુ ઉંડા વિચારમાં વિહરતા હોય છે. તમે આવ્યાં, તે પહેલાં હું મારા એક બીજા 'કલાયન્ટ' મિસ્ટર અડાજણીઆના કેસપર વિચાર ચલાવતો હતો; તેથી આ ભુલ થવા પામી હોય, એ બનવા જોગ છે. હવે જો તમે અંગ્રેજી એટીકેટ મુજબ તમારા નામનું કાર્ડ મને પહેલાં મોકલ્યું હોત તો આવી ભુલ ભાગ્યે જ થવા પામતે. '

'તે હું સું જાનું, કે તમને મારા નામના કારડની જરૂર પરસે ? એમ તો ઘને ઠેકાને કારડની કરાફૂટ વગર આપને અંદર ઘુસી સકીયેચ ? દાખલા તરીકે હેરકટીંગ સલૂનમાં આપરે કહાં કારડ મોકલીયેચ જે ?'

'હોસે બાઇ !' મેં ટૂંકામાં પતવ્યું. પાંચ છ મહિના સુધી જાહેર-ખબરમાં પૈસાનો ધુમાડો કીધા પછી ઘણે લાંબે વખતે આવું એકાદ

ઘરાક હાથ ચડી જાય તેને જો શરૂઆતમાં જ આપણે માટે ખરાબ અસર થાય તો ખોટું, એ ઉદ્દેશથી મેં એની સાથે બીજી આડી તકરારમાં ઉતરવાનું માંડી વાળ્યું; પણ સ્કોટલેંડયાર્ડના પ્રખ્યાત ડીટેકટીવો, 'કલાયન્ટ' સાથે વાત કરતાં ઘણું ખરૂં હજામત બનાવતા હોય છે, એ વાત હેરકટીંગ સલૂનપરથી અચાનક યાદ આવી જતાં, ટેબલનાં ખાનામાંથી હજામતનાં સાધનો કહાડી, પેલી બાઇની માફી માગી મેં હજામત કરવી શરૂ કીધી! એક ડીટેકટીવને વેશપલટો કરાવવામાં આ સાધનો મુખ્ય ભાગ ભજવતાં હોવાથી, એ સર્વ ચીજો મારે પણ રાખવી પડી હતી, એ જણાવવાની હું જરૂર જોતો નથી!

'માફ કરજો, બાઇ! પણ જ્યાં ખાવાની ફુરસદ નથી હોતી, ત્યાં વાત કરતાં કરતાં જ હજામત આટોપવી પડે છે.' મેં ગાલપર બ્રશથી સાબુ લગાડતાં કહ્યું.

'ફકર નહિ.' તેણે કહ્યું.

'બાઇજી! તમે બહુ ભારે આફતમાં સંડોવાયલાં લાગો છો!' મેં દાઢી છોલતાં બોલવાની શરૂઆત કરી.

ભારે આફત નહિ હોય તો આવી જુવાન અને અત્યંત ખુબસુરત પારસીબાનુ મારા જેવા ડીટેકટીવને ત્યાં શું કામ આવે? તમે જ કહોની!

'ઓ ખોદાય! તમે તો બધું જાનતા લાગોચ!' તે બાનુ આશ્ચર્ય પામી બોલી.

'તો? ડીટેકટીવની લાઇનમાં આટલાં વરસ મેં મફતમાં નથી કહાડયાં! એ તો કંઇ નથી, પણ એ ઉપરાંત હું ઘણું ઘણું જાણું છું. બોલો, તમારો હાથ મેળવવા બે આશકો એકબીજા સાથે હરિફાઇ કરી રહ્યા છે, એ ખરૂં છેની?'

'વારી જાઉં બચ્ચી! તમે એ કહાંથી જાન્યું?'

એક ખુબસુરત પારસીબાનુનો હાથ મેળવવા બે આશકો વચ્ચે

હરિફાઇ હોય જ, એ વાત તો 'કમળની પાછળ ભમરા' જેવી સ્પષ્ટ હોવાથી, મેં આ 'નાળિયું' હાંક્યું હતું; પણ વાત બરાબર મળવાથી ઉત્તેજન પામી હું આગળ વધ્યો.

'એકનું નામ ઘણું ખરૂં સોરાબ છે અને બીજાનું નામ દોરાબ હોવું જોઇએ.' હું વિચાર કરતો હમે બોલ્યો.

'ઓહ માઇ ગૉડ! આય દોલીનું નામ તો મારા બાવાજી વટીક નહિ જાનતા ઉતા, તે તમે કહાંથી જાન્યું? ખોદાય! તમે તો કોઇ ભૂટ ભવીસ જાનતા પીરસ્તા લાગોચ!' Well begun is half done. સ્કોટલેંડયાર્ડના ડીટેક્ટીવોને હજામત કરતાં કરતાં દૈવી પ્રેરણા કેમ મળતી હશે, તેનો હવે મને કંઇક ખ્યાલ આવ્યો! એક પરીચહેર પારસીકુમારીના જીવન રૂપી કાવ્યમાં સોરાબ અને દોરાબનો પ્રાસ બહુ સારો ઝામી જશે, એવી જ કંઇ કલ્પનાથી, મેં આ ગપ્પું માર્યું હતું. બીરાદર સલેમાને કદાચ એમ જ ગાલ્લું હાંક્યું હશે; પણ ઇશ્વર સાનુકૂળ થવાનો હોય છે, ત્યારે એકાદ પાતાળી ગપ્પું પણ ભયંકર સત્યમાં ફેરવાઇ જાય છે, તેમ આ સોલી દોલીની વાત પણ અચાનક ખરી પડી જવાથી, એક વધુ સાહસ ખેડવાનો મેં નિશ્ચય કીધો!

'બાનુ! મારા માટેના તમારા ઉંચા અભિપ્રાય માટે હું તમારો અત્યંત આભારી થયો છું. હું કોઇ પીરસ્તો નથી, કોઇ જાદુગર નથી; કોઇ નજુમી નથી કે કોઇ મસ્તિષ્ક–પરીક્ષક ફ્રેનોલોજીસ્ટ નથી! પણ હું તો એક કમીનો ડીટેકટીવ છું. ખૂનના કેસ માટે બીજા ડીટેકટીવો ભલે હઝારથી બે હજાર રૂપિયા ઠેરવતા હોય; પણ દુનીઆમાં વધી પડેલી બેકારી ધ્યાનમાં લઇ, મેં મારી ફી બહુ મધ્યમસરની રાખી છે. હું જાણું છું કે તમારો કેસ બહુ બીકટ છે, તોપણ પાંચસો રૂપિયાની નજીવી ફીથી તે હું હાથમાં લઇશ!'

'મેં તો ધાર્યું હતું, કે તમે તમારી લાઇનમાં નવા છો, એટલે સરૂઆતમાં આગલ પરવા મારા જેવી અબલાનો કેસ મફત ઉકેલી

આપસો! પન તમે તો આ પાંચસોની વાત કરોછ એટલે સાહેબજી! બોલો શું કહોછ?'

તે રમણી ઉભી થઇ. મને ગભરામણ છૂટી. પહેલી બોણીએ આવેલા ઘરાકને ખોટ ખાઇને પણ રાજી રાખવો એ વ્યાપારી પદ્ધતિ સ્વીકારવાની મને આવશ્યક્તા લાગી.

'બાનુ! એમ ગભરાઇ જવાની જરૂર નથી. મેં પાંચસો કહ્યા એટલે તમે આપી દીધા નથી તેમ મેં લઈ લીધા નથી! મારૂં કામ જોઇને પછી તમને જે યોગ્ય લાગે તે આપશો. પછી કાંઇ છે? જુઓ, કેસ તો બીકટ છે; મામલો ખૂનનો છે—'

'ખૂન! કોનું!'

'હા ખૂન! આશકોની હરીફાઇનો મને અનુભવ છે. તેમાંયે તમારા જેવાં ખૂબસુરત બાનુને માટે લોહી રેડાય એ બીલકુલ સ્વાભાવિક છે.'

આઇબાઇ પાછાં ખુરસીપર બેઠાં. નાજુક ખીસામાંથી 'લેડીઝ કરચીફ' કહાડી તેણે જરા ગાલપર ને હોઠપર દાબ્યો: હાથપર લટકતી ખીસકોલી–પર્સમાંથી એક નાની આરસી કહાડી તેની પાછળ ખોસેલા એક નાના દાંતીઆ વતી આરસીમાં જોતાં જોતાં તેણે પોતાના વાળ સમા કર્યા; માથાપર આવેલો સાડીનો છેડો વાળ સાથે પીન વતી ચીટકાવી રાખ્યો હતો તે, જરા સરખો કીધો; છાતીપરનો છેડો જરા આગળ આવી છાતીને ઢાંકી દેતો હતો તે પાછો આઘો કરી તેણે છાતીને અર્ધી ખુલ્લી કરી; એ પગ ઉપર પથરાઇ જતી ચીપટી લઇ વાળેલી સાડીની પાટલી એ હાથની આંગળીઓ વતી નાજુકાઇથી ઉંચી નીચી કરી પાછી સમી કરી. આ બધું એક પલકમાં બન્યું! ખુબસુરતીની ખુશામદ કઇ બાનુને નથી ગમતી?

'મને ચાહનારા તો ઘના હોસે, પન હું જાનુચ ત્હાંવેર તો દોલી કે સોલી સિવાય કોઇએ આગલ આવવાની હિમ્મત નથી કીધી!'

'ખરૂં છે. તમારા જેવી ખુબસુરતી કાંઇ રસ્તામાં નથી પડી. તમારો હાથ મેળવવા તો દોરાબે સોરાબનું ખૂન'—મેં હાંકવા માંડયું.

'કપાળ—તમારૂં ! મારો દોસ્તી ખુની ?' તે બાઇ તપી જઇને બોલી. હિમ્મત રાખીને મેં તોપ તો ઠોકી, પણ આ વખત 'ફુસ' ગઇ ! કંઇક વધુ બફાઇ જશે તો નાહક ઘરાક ખોવાનું થશે ધારી મેં એક પાક્કા જોશીની સફાઇથી વાત ફેરવી તોળી ! 'મારો દોરાબ ખૂની ?' એમ એ બાઇ બોલી તે પરથી હું એટલું અનુમાન કરી શકયો કે દોરાબ ઉપર એ બાઈની ખાસ પસંદગી ઉતરેલી હોવી જોઇએ. હવે માણસનો એ સ્વભાવ છે કે જે મનુષ્યપર તેની પસંદગી ઉતરેલી હોય છે તે મનુષ્ય ગમે તેવો ગામનો ઉતાર હોય, તે બે ઉઠાં સાત જેવો હોય, તોયે તેને તે ડહાપણના અવતાર જેવો લાગે છે ! વળી આઇબાઇ જેવી જુવાન ખુબસુરત પારસી બાનુનો દોસ્તી ગમે તેમ પણ ખુબસુરત અને જુવાન તો હોવો જ જોઇએ, એટલે 'લયલાકુ દેખો મજનૂનકી આંખોસે' એ સૂત્રાનુસાર મેં વાતને પલટાવી નાખી.

'બાનુ, તમે જેટલાં ખુબસુરત છો તેટલાં જ અધીરાં છો ! જરા ધીરજથી હું કહું છું તે સાંભળો. હું એ તો કહેવા જ જતો હતો કે ગમે તેવો હરીફાઇ હોય તોયે દોરાબ જેવો ભલો, નેક, પ્રામાણિક, ખુબસુરત અને પીરસ્તાઇ ખસલતનો જવાન સોરાબ જેવા હરીફનું ખૂન કરવા જેવી નીચતા ગમે તે સંજોગ વચ્ચે પણ ન જ કરે એ સાફ દેખીતું છે. પણ આ વાત ખૂનની નથી...કંઇ ગૂમ થઇ ગયાની હોવી જોઇએ.' એક ડીટેકટીવ પાસે ખૂનની વાત ન આવે તો કંઇ ગૂમ થઇ જવાની વાત આવે એમ ધારી મેં ટોલ્લો માર્યો !

'ખરૂં, ખરૂં; તમે કોઇ અદભૂટ માનસ છેવ ! મારા બાવા-જીના મરત્યુક પછી સોરાબ બિચારો કોન જાને કહાં ગૂમ થઇ ગીયો ? હું એ જ કારનસર તમારી સલાહ લેવા આવી છેઉં. જરા હજામત બંધ રાખી મારી વાત મન દઇને સાંભળો.'

ડાબી તરફની મૂંછ બોડી–જમણી તરફની બોડવા જતો હતો ત્યાં તો આઇઆઇની, હજામત બંધ રાખી એની વાત મન દઇને સાંભળવાની સૂચના થઇ એટલે ગમે તે ભોગે ધરાકને ખુશ રાખવાના શુભ ઇરાદાથી મેં જમણી મૂછ બોડવાનું બંધ રાખ્યું અને ધ્યાન દઇને હું એની વાત સાંભળતો બેઠો.

'મારા બાવાજીએ એવનની હયાતીમાં જ પોતાની મબલખ અસ્કયામતનું વીલ કરી રાખ્યું હતું. તેમાં એવને ખાસ ફરમાવિયું ઉતું કે મારે મારા માસીના દીકરા સોરાબ સાથે અદરાવું. સોરાબ એવનને ધનોજ ગમી ગીયો ઉતો અને કોઇબી ભોગે હું એની સાથે જ અદરાઉં એમ એવનની ખાસ મરજી હોવાથી એવને વીલમાં ફરમાવીઉં ઉતું કે સોરાબની સાથે હું અદરાઉં તો જ એવનની સઘળી અસ્કયામત મને મલે; નહિ તો મને ઘણી જ જુજ રકમ મલે એમ એવને ફરમાવિયું ઉતું. હું એવનની એકની એક બેટી હોવા છતાં એવનની સવ્વલી પૂંજી જાત કમાઇની હોવાથી અને પોતાની મરજી પડે તેમ પૂંજીની વ્યવસ્થા કરવાને એવન કુલ મુખ્તાર છે એમ કાયદો ફરમાવતો હોવાથી એ બાબતમાં મારાથી કંઇ પણ થઇ સકે એમ નથી'.

'બાનુ, વચ્ચે બોલવા માટે માફી ચાહું છું; પણ તમે ત્યારે સોરાબ સાથે અદરાઇ જતાં કેમ નથી?'

'કહાં અદરાઉં ચુલામાં? બાવાજીના મરત્યુક પછી સોરાબ કોન જાને શા કારનથી એકાએક ગુમ થઇ ગયો તે આજ દિન સુધી દેખાગો જ નથી. સોરાબ બાવાજીનો ખાસ માનીતો ઉતો. પન હું તો એને ચક્રમ્ સમજું છ. અરે એબી ચલાવી લેતે રે–બાવાજીના માનની ખાતર; પન એને સોધવો કહાં?'

'કોઇ બીજો...નથી?' મેં બીતે બીતે સૂચવ્યું.

'છે રે! એમ તો મારો દોરાબ કહાં કમ છે? મઝાનો સોહામનો

છે અને વરી બાલીષ્ટર પન થયલો છે. હજી હવરે પાંચ સાટ વરસ થયા જ મુદ્દઇ બાલીસ્ટર થઇ આયોચ એટલે ધરાકીની બહુ દોરાદોર નથી, પન બહુ ઝેનદાર માનસ છે; એટલે જોતજોતામાં પીરોજશા મહેતા જેવું નામ કહારશે એમ લાગે છ.'

'ત્યારે સોનાથી પીળું શું! અદરાપ્ર જાઓની તો!' મેં કહ્યું.

'સોરાબ નરેચ ની! 'મરેચે નહિ ને માચીગે મૂકે નહિ' એવી એ વાત છે.'

'ધારો કે સોરાબને કંઇ થાય તો?' મેં ધીમે રહીને પૂછયું.

'બાવાજીએ વીલમાં એવું વિચિત્ર ફરમાન કીધું'ચ કે ખુદા ન ખાસ્તા સોરાબ મારી સાથે અદરાયા વગર ધબી જાય તો એવનની સરવ દોલત ઉદવાડાના આતશ બહેરામને સુંપરદ કરવી.' આટલું બોલી તેણે એક હાય નાંખી.

'ઓહ માઈ......! ત્યારે તો તમારે સોરાબ સાથે જ અદરાવું જોઇએ. આટલી બધી દોલત કંઇ એમને એમ છોડી દેવાય!' મે કહ્યું.

'અરે એ દોલતને કોન રરેચ જો! કાલે સવારના દોરાબ કમાતો થઇ જાય ને બીજો જમસેદ તાતા થઈ પરે! પન આમ બાવાજીનું વચન ફોક થાય તેનું કેમ? એની દીકરી થઇને એવનનો હોકમ બજા લાવું નહિ તો પછી બહેસ્તીનો જીવ ગતે કેમ જાય? તમે હિંદુ લોકો એમાં શું સમજો ધૂલ ને પત્થર?'

'ખરૂં છે બાઈ! ત્યારે હવે સોરાબને કોઇ પણ રીતે સોધવો જોઇએ.' મેં મુદ્દાની વાતપર આવતાં કહ્યું.

'તેથી તો હું તમારી સલાહ લેવાને આવી છું. સોરાબને કોઇબી રીતે સોધી લાવો અને જાઓ હું તમને ખુસ કરશ.'

'અગર જો કે કામ જીવ સટોસટનું છે, તો પણ તમ જેવાં સાલેસ બાનુને ખાતર હું એ કામ હાથમાં લઈશ! એડવાન્સ તો હું કાંઇ નથી માગતો—'

'અને તે હું આપવાબી નથી માગતી પન—'

'શું ત્યારે એને શોધવા જતાં જાહેરખબર વગેરેનો પરચુરણ ખર્ચ પણ મારે કરવો ?' મેં પૂછ્યું.

'ધૂલ ને ઢેફાં ! જાહેરખબર છપાવીને સોધી કહારો તેમાં સો મોટ્ટો વાઘ મારીઓ ? લેવ વરી ! અમને એમ જાહેરખબર આપતાં નહિ આવરતી કે !' તેણે કહ્યું.

'ત્યારે—'

ત્યારે સું ! એમને એમ સોધી લાવો ! 'એનરે ઘેન, દીવા ઘેન, તારા મનમાં કોન' વારી વાતો કરવી છોરી દો હવે '

'ધારો કે એ સોરાબ નહિ મળ્યો, પણ તમારા વીલમાંથી જ હું કોઇ એવી ગુંચ ઉકલી આપું કે જેથી તમને તમારા બાવાજીની દોલત પણ મળે અને તમારા મનની મુરાદ પણ ફળે તો ?' મેં ધીમે રહીને પૂછ્યું.

'તો તો થેંક્યું ! પણ દોરાબ જેવા 'ભનેલા' બારીષ્ટરનું મત એમ છે કે વીલમાં કાંઇ ખુંચ જેવું છે જ નહિ.' તે બોલી.

હવે 'ભનેલા' નહિ પણ એને કહેવું જોઇતું હતું 'વિદ્વાન ! ' પરન્તુ આ કાંઇ સાહિત્ય પરિષદ્ નહિ હતી, એટલે એકબીજાની ભૂલ શોધી બતાવી આપવાનું અસ્થાને હોવાથી મેં એ વિષે મૌન સાધ્યું !

'બાઇ ! તમારા 'લર્નેડ' બારીસ્ટર દોરાબ જેવું તો મગજ હું ક્યાંથી લાવું ? પણ કહેવત છે કે કપાળે કપાળે જુદી મતિ'. તેમ જો મને તમારૂં વીલ જોવા આપશો તો સોરાબની શોધ ચલાવતા ચલાવતા વળી એ વાત ઉપર પણ હું વિચાર દોડાવતો જઇશ !' મેં કહ્યું.

'એમ છે ? ત્યારે તો હું તમુને વીલ આપસ ! વાંચી જોજો બરાબર ! પણ બહુ અગતનો દસ્તાવેજ છે, માટે સાચવીને રાખી સકો તો આપું !'

'વાહ એ શું બોલ્યાં! લાવો હમણા જ ઉપરઉપરથી જોઇ જાઉં.'

'પન મારે હવે જવું જોઇએ. વખટ બહુ થઇ ગીયો. તમે નીરાંતે વાંચી, કાલે મને મારે ઘેર મલજો. હું તમુને દોરાબ સાથે 'ઇન્ટ્રોડયુસ' 'કરાવસ. બહુ ચાર્મીંગ બોય છે. એની સલાહ બી તમુને સોરાબની સોધમાં કામ લાગસે. લેવ આ મારો કારડ.'

પર્સમાંથી પોતાના નામ તથા ઠામઠેકાણાવાળો 'આઇવિરી' કાર્ડ કહાડી તેણે તે મારા હાથમાં મૂકયો. પછી એક બ્લુ કાગળ કહાડયો. તેની ઘડી ઉકેલી તે તરફ જરા નજર કરી પાછી ઘડી વાળી તે મને આપવા પોતાનો હાથ મારી તરફ લંબાવ્યો.

'લેવ! આ બહુ કીમતી દસ્તાવેજ છે. મારા બાવાજીનું એ ,વીલ' છે. મને એની પહોંચ લખી આપો!'

કાંઇપણ આનાકાની વગર મારા નામના છાપેલા નોટપેપર ઉપર મેં તે બ્લુ દસ્તાવેજની રસીદ લખી આપી. રસીદની બરાબર સાચવીને ઘડી વાળી તે તેણે પોતાની પર્સમાં મૂકી અને જવા માટે તે ઉઠી ઉભી થઇ.

'લો બેસો! સાહેબજી! હું જવસ હવે! દસ્તાવેજ સાચવજો અને કાલે મને મળી જજો એટલે કેમ કામ લેવું તેની વધુ માહિતી હું તેમ જ દોરાબ મલી તમુને આપી સકીસું!' શેકહેન્ડ માટે તે બાઇએ પોતાનો હાથ મારી તરફ લંબાવ્યો. મેં તે પકડયો એટલામાં તો ધડાકો!

'કેમ ચ્હા પીવા રસોડામાં આવવું નથી? બધી ઠંડીયે પડી ગઇ!' મારાં પત્ની દીવાનખાના ઉર્ફે મારી ઓફીસમાં એકાએક ફુટી નીકળી ભસ્યાં!

'જરા વાતમાં હતો!' શેકહેન્ડ કરતાં અટકી જઇ હું મારી પત્ની તરફ ફરી બોલ્યો. દરમ્યાન પેલો બ્લુ દસ્તાવેજ ઝડપમાં હાથની

હથેળી વચ્ચે આડો કરી મેં એક જાદુગરની ચાલાકીથી ખમીસની બાંયમાં તે સેરવી દીધો! 'ઠીક! વાત પૂરી થાય એટલે આવજો. હું તો મારે આ ચાલી. ચાલ દીકરા ધનેશ્વર! તારા બાપ તો વાત પૂરી થશે એટલે આવશે. ચાલ ચાલ, આપણે હઇશું તો કંઇ પડદો નડશે વળી.'

મારી પત્ની છણકો કરીને ગઇ–દીકરા ધનેશ્વરને પણ સાથે ખેંચતી ગઇ. પાછળ બારણુંયે બંધ કરતી ગઇ...ધબાક!

'સાહેબજી બાનુ! તમને બહુ તકલીફ પડી. હું કાલે તમને બપોરના ત્રણ વાગે મળીશ.'

મારી પત્નીની વર્તણુંકથી આશ્ચર્ય પામતી તે પારસી બાઇએ ચાલવા માંડ્યું. જતાં જતાં તે બોલી, 'સાહેબજી, મી. ચંદરભુલેસર! સંભાલજો! પેલો બહુ દસ્તાવેજ.'

૩

## કારકુનીનો ઉમેદવાર–મારો હેવો કાકો!

આશા અને ઉત્સાહ! રંક મનુષ્યના ઘોર અંધકારમય જીવનમાં એ યુગ્મ વિદ્યુત્પ્રકાશની ગરજ સારે છે. બેન્ડ માસ્તર પેડ્રોના પડઘમ જેવી મોટી ફાંદવાળા શેઠીઆઓ લુગડાં ધોવાના પાયા જેવા નાના પગ ઉપર ખુશખુશાલ હરીફરી શકે છે એ મારે મન હમેશાં નવાઇની વાત હતી! લાકડાંની નાની ઘોડી ઉપર ભારે વજનનું પીપ ઠરીઠામ રહી શકે એ મનાય એવી વાત છે; પણ ધારો કે એ લાકડાની ઘોડીમાં ચેતન આવ્યું અને એણે પેલા મોટા પીપ સાથે લટક મટક ચાલવા માંડ્યું! પરિણામ કલ્પાય એવું છે! લાકડાની ઘોડી કાં તો પોતાના ટાંટીઆ ગુમાવે કે કાં તો પીપના ભાર નીચે એ કચડાઇ મરે! પણ આવું આપણે મોટી ફાંદવાળા શેઠીઆના નાના પગની બાબતમાં અનુભવતા નથી તેનું કારણ આશા અને ઉત્સાહ! એ સારસ પક્ષી જેવું યુગલ શેઠીઆના પગમાં બેહઝાર હોર્સપાવર જેટલું બળ ઉમેરે છે અને તેથી એના ટાંટીઆ ગરીબ માણસને મન 'ઉખ્યાણા' જેવી

લાગતી એની જબ્બરદસ્ત ડૂમના ભાર સાથે યે 'અહીં તહીં અને સઘળે' ચગદાઇ ગયા વિના પહોંચી વળી શકે છે!

મારા ટાંટીઆમાંય આજ એવું જ બળ આવ્યું! છ છ માસનાં વ્હાણાં વાય તોયે ધંધામાં ઘરાકીના અભાવે જીવન કેવું અકારૂં લાગે છે એ તો જેને અનુભવ હશે તે સારી રીતે કલ્પી શકશે, પણ મને હવે ઘરાકીની સારી આશા લાગતી હતી. મીસ આયમાય અજીરણી-આના અટપટા કેસમાં જો સફળતા મળે તો મારૂં નસીબ જરૂર ફાટશે એમ હવે મને આશા બંધાતી હતી. અત્યાર સુધી તો 'પીઓન'થી માંડીને 'પ્રાઇવેટ સેક્રેટરી' સુધીના તમામ કામનો ઘસડઓરો સેવક એકલે હાથે જ ઉકેલતો હતો, પણ હવે એમ કરવા જતાં 'પોઝીશન'માં ખામી આવે એમ હતું. 'ટાઇપીસ્ટ' તરીકે એકાદ કોઈ મદભર નયનાંવાળી સુહાગી સુંદરી મળી જાય અને 'આસીસ્ટન્ટ' તરીકે એકાદ મદભર નયનો કહેતાં પીધેલ જેવી ઘુમરાયલી આંખોવાળો નહિ, પણ દેવાકાકાની માફક શરીરે લઠ્ઠ કલાર્ક મળી જાય એટલે જાણે ઓફીસ તો ચાલુ થઇ ચુકી સમજવી! ધારો કે એ ઢેફાં જેવો દેવોકાકો—

'ઓહો! સાહેબજી મીસ્ટર! બહુ વિચારમાં પડયા લાગો છો!'

'આવો આવો, દેવા કાકા! આયુષ્ય તો સો વર્ષનું છે! હું હમણા તમારૂં જ સ્મરણ કરતો હતો.'

હવે આ એક ગંભીર ભુલ હતી! આપણી સાથે શત્રુવટ રાખ-નાર કે આપણી ઉન્નતિ જોઇ બળી મરનાર માણસને એમ કહેવું કે હું હમણા તમને જ યાદ કરતો હતો એ પેલા ક્ષુદ્ર જંતુને ભારે મહત્ત્વ આપ્યા જેવું થયું! હશે 'થયું' તે કદિ 'નહિ થયું' થનાર નથી!

'ભાઇ સાહેબ, મારા જેવા નાના માણસનું તમારા જેવા મોટા માણસ સ્મરણ કરે એ તો નવાઇ! બોલો શી આજ્ઞા છે?' ખુરસી-પર બેસતાં દેવાકાકા બોલ્યા.

જીંદગીમાં પહેલી જ વાર આટલી નમ્રતા સાથે વાત કરતા મેં દેવાકાકાને જોયા ! કદાચ એમ પણ હોય કે 'દગલબાજ દોઢા નમે' !

'ના, ના; મોટા માણુસ તો તમે કે અમે ? એ તો વાત એમ હતી કે મારૂં કામકાજ હવે ધમધોકાર ચાલવા માંડયું છે અને એકલે હાથે મારાથી પહોંચી વળી શકાતું નથી. એટલે એકાદ કલાર્ક મળી જાય—'

'વાહ એ તો સોનાથી પીળું, હયોની હું જ તમારે ત્યાં રહેવા રાજી છું, પણ વાત એમ છે કે મારો પગાર તમને પોષાય એમ નથી.'

'પગારનું તો જાણે સમજ્યા, પણ તમે અમારા વડીલ જેવા અમારે ત્યાં કલાર્કનું કામ કરો તે ઠીક લાગે નહિ.' મેં ભાવ ખાધો.

'અરે એ શું બોલ્યા ભાઇસાબ, હાલ મારે બેઠાબેઠ છે એટલે હું તો તમને એમ કહેવા આવ્યો હતો કે તમે હાફીસ ખોલી છે તો કોઇ સારી જેવી નોકરી હોય તો કહેજો. હવે જ્યારે તમને કલાર્કની જરૂર છે ત્યારે દૂધથી ઉજળું શું ?'

આ તો 'આવ બલા, પકડ ગલા' જેવી વાત થઇ. દેવાકાકા જેવો શરીરે લઠ્ઠ અને છાતીવાળો માણુસ ડીટેકટીવની લાઇનમાં બહુ ઉપયોગી થઇ પડે એ વાત ખરી. એના જેવો બાહોશ માણુસ મીસ અજીરણીઆના કેસમાં મને ભારે મદદગાર થઇ પડે એ વાત શક વગરની છે, પણ મારા જેવા હોશીઆર માણસની યુક્તિ પ્રયુક્તિ જાણી લઇ પછી મારા ધંધાનો એ જ ધણીરણી થઈ પડે કે બીજી ઓફીસ કહાડી મારી સામે એ કોમ્પીટીશનમાં ઉતરે એ પણ તેટલી જ વિચારવા જેવી વાત હતી. મને એક કલાર્કની જરૂર પડે ! તેને માટે હું વિચારમાં બેઠો હઉં—તે જ વખતે મારો એક જૂનો દુશ્મન મારી પાસે લગભગ રડી પડયા જેવો થઇને એ જ જગ્યાને માટે ઉમેદવારી કરે ! મારૂં મન પણ એ જ દુશ્મનને કલાર્ક તરીકે

રાખવાનો છ્યુપચ્યુ વિચાર રાખે ! અહોહો ! વિધિની વિચિત્રતા તો જુઓ ! ખરે ! **न जाने जानकीनाथ के प्रातःकाले शुं थशे !**

'પણ તમે કલાર્કનું કામ કરો અને હું તમને હુકમ કરૂં એ કેમ બને ?' ગરજ હતી તોયે હું જરા ઉંચે ગયો.

'એ વાતની કાળજી ન રાખો. ભાઈસાબ, તમે ફરમાવશો તે કામ કરીશું અને અર્ધી રાતે કોઇનું ડોકું છટકાવવાનું હશે તો તે યે પાર પાડીશું. વાંધો માત્ર પગારનો રહેશે.' કાકા બોલ્યા.

'બોલો, ત્યારે તો તમે જ પગારનો આંકડો પાડો. મને પોસાશે તો હા પાડીશ, નહિ તો રામ રામ.'

'જુઓ, કોઇનું ડોકું છટકાવવાનું હશે તો હું પાંચસો રૂપિયા લઇશ કે પછી જેવું માણસ તેવી વાત. કોઇને કોપરાપાક ચખાડવાનું કામ હશે તો બસોથી અઢીસો રૂપિયા. ખાટલે પડયો જીવે એવા કુનેહથી કામ કરી આપીશ. મારી પાસે એવા કુશળ કારીગરો પણ છે. કોઇને થોડો ઘણો—'

'બસ બસ ભાઇસાબ ! મારે એવું કાંઇ કામ નથી. મારે તો એક સાધારણ ' આસીસ્ટન્ટ ' એટલે કે મદદનીશની જરૂર છે. અલબત્ત કોઇ વખત ઠોકાંબાજીની જરૂર પડે; પણ હમેશાં કાંઇ એવું નથી હોતું.'

'ત્યારે એમ તો એમ! આસીસ્ટન્ટ તરીકેની જરૂર હશે તો મહિને માત્ર દોઢસો રૂપિયા લઇશ. તમારો તો મને પૂરો ભરોસો છે, પણ હું ઘરનું નામુંઠામું રાખતો નથી એટલે પગાર 'એડવાન્સ'માં લેવાની મેં ' સીસ્ટમ ' રાખેલી છે.'

'પગાર એડવાન્સમાં ? '

'કેમ નવાઈ લાગે છે ? બધાં જ માસિકો અને છાપાવાળાઓ એમ કરે છે. એ તો જેની જેની 'સીસ્ટમ' !'

'પણ એ તો ભાઇ ! નવાઇની 'સીસ્ટમ'

'નવાઇની ગણો કે તવાઇની ગણો. મારી પાસે તો જે વાત છે તે તમને કરી દીધી. બાકી કામ તમારૂં એવું 'ફસરેટ' કરી આપીશું કે કોઈ દિવસ તમને ખુરસીપરથી સિંહાસનપર બેસવાનો વારો ન આવે તો મને દેવોકાકો ન કહેતા !'

અલબત્ત, દેવાકાકાની આવી વાતથી હું લલચાયો ! વાત કરવાની ખુબી કોને વશ નથી કરતી ! હા–ના ને ભારે માથાઝીક પછી આખરે મેં દેવાકાકાને સવાસોના પગારે રાખ્યા, અને તે ને તે જ વખતે રૂપિયા ગણી આપ્યા. પગાર આગળથી લેવાની બાબતમાં મેં એમને બહુ સમજાવ્યા, પણ એ તો કહે System is System ! એટલે પગાર મારે 'એડવાન્સ'માં આપવો જ પડયો !

' Thank you ' કરીને કાકાએ સવાસો રૂપિયા ખીસામાં સેરવી દીધા અને બોલ્યા:—

' લ્યો ફરમાવો સાહેબ, હવે કાંઇ કામકાજ હોય તે. '

' જરા ઠેરો. હું અંદર જઇને ચ્હા પીને હમણાં આવું છું; પછી તમને આજના કેસની સમજ પાડીશ.'

આમ કહી હું ઉઠયો અને જેવો રસોડાના બારણા સુધી પહોંચ્યો કે કાકા મારૂં બાવડું પકડી, મને પાછો ખુરસી સુધી ઘસડી લાવ્યા, મને કાંઇ સમજ પડી નહિ. મેં પૂછ્યું, 'કેમ' એમ કેમ ?'

' કાંઇ નહિ, જરા નિરાંતે ખુરસીપર બીરાજો ને એકાદ રૂપિયો આપો.'

'કેમ ?'

'એ તો એમ કે તમારે માટે મૂછનું એક ગુંછળું ખરીદી લાવું ! આમ એક તરફની બોડેલી મૂછ તો છેક જ ખરાબ લાગે છે. તમારાં વહુ ને છોકરો પણ કદાચ હસશે !'

અને હવે જ મને ખ્યાલ આવ્યો કે મિસ આયમાય સાથે વાત

કરતાં એક તરફની મુછ બોડવાની મેં બાકી રાખી હતી! એટલે ફગલાયલે ચ્હેરે અસ્તરો કહાડી બેલેન્સમાં રહેલી મુછ બોડી મેં એ ખાતું સરભર કીધું! પોતાનો કલાર્ક આમ અસભ્ય રીતે પોતાની ભૂલ બતાવે એ તો કોઇ પણ શેઠને નહિ ગમે, છતાં છાતીપર સો મણનો પથરો મૂકી, શીખામણના બે બોલ પણ એને કહ્યા વગર હું પહોંચ્યો રસોડામાં !

ઠંડી ચ્હા હોજરીમાં ઠસાવી પાછો બહાર આવવા નીકળ્યો એટલે મીસીસ ગાજ્યાં· 'પેલી તમારી સગલી કોણ આવી હતી!'

'એ તો એક ભારે 'કલાયંટ' છે. તું એને માટે ગમે તેમ ના બોલતી.' મેં ચેતવણી આપી.

'ઓય મા! કલાંઠ છે તો એના ઘરની. રાંડ મને એ શું કરવાની હતી જે—હું તો કંઇક એવી કલાંઠને પહોંચી વળું એમ છું.' મીસીસ ચગ્યાં.

·અરે કલાંઠ નહિ પણ 'કલાયંટ'! કલાયન્ટ એટલે ઘરાક.' મેં ખુલાસો કીધો.

'સમજી–ઇ! તમારૂં ઘરાક! કે તમે એના ઘરાક?'

હવે આવા જડ જેવા માણસ સાથે તે શી માથાઝીક કરવી, એમ વિચારી હું વધુ બોલ્યા વિના પાછો ઓફીસરૂમમાં આવ્યો. દેવાકાકા ખુરસીપર બેઠા બેઠા કોપરાં જોખતા હતા. વાંસાપર ટકોરો મારી મે એમને જગાડયા, 'દેવાકાકા!'

'ફરમાવો.'

'હ્યો બીદ્દાર થઇ જાઓ. જુઓ, હું આપણા કેસ સંબંધીનો ખાનગી દસ્તાવેજ વાચું છું તે હકીકત ધ્યાનમાં હ્યો અને એ બાબત આપણે કેવી રીતે કામ લેવું તે મને જણાવો.'

## ૪

## 'બ્લુ દસ્તાવેજ'ને પાંખો થાય છે!

મેં દસ્તાવેજ લેવા ટેબલનું ખાનું ખોલ્યું. ત્યાં તે નહિ હતો. કદાચ ભુલથી ખીસામાં મૂકયો હશે ધારી ખીસાં તપાસ્યાં; ત્યાંય તે નહિ હતો. ઉઠયો, ખુરશી નીચે જોયું, વેસ્ટપેપર બાસ્કેટ તપાસી. 'અહીં તહીં ને સઘળે' નજર ફેરવી. ઉંચે આકાશમાં જોયું, ને નીચે પૃથ્વી તરફ નિહાળ્યું, કયાંય તે નહિ હતો. યા નસીબ! દસ્તાવેજ ગુમ! કયાં?

'દેવાકાકા!' હું ત્રાડયો.

'જી'

'દસ્તાવેજ કયાં!'

'દસ્તાવેજ! દસ્તાવેજ કેવો?'

'પેલો બ્લુ દસ્તાવેજ! મીસ આયમાય અજીરણીઆના બાપે કીધેલું વીલ!'

'બ્લુ દસ્તાવેજ! બાપે કીધેલું વીલ! શેઠ, કાંઇ ખસ્યું તો નથી ને?'

'અરે ચૂપ! સભ્યતાથી વાત કરો. હમણા જ મેં અહીં દસ્તાવેજ રાખ્યો હતો તે જાય કયાં?'

'જહાન્નમમાં! તમે શું એમ કહેવા માગો છો કે એ તમારો બ્લુ દસ્તાવેજ—એ તમારૂં કાગળનું ચીથરૂં—મને લેવાની કે જોવાની ફુરસદ હતી? શું હું ચોર?'

'અરે બાપા...તમને ચોર કોણે કહ્યા? હું તો—'

'અરે મોઢું સંભાળો! બાપા કોને કહો છો? બાપા તમારો બાપ, હું નહિ. પાલવે તો ઠીક, નહિ તો આ તમારી નોકરી! દેવાકાકાએ પસરવા માંડયું.

'આ બાબત પોલીસને સોંપવી પડશે!' મેં કંટાળીને કહ્યું.

'હજામત કરો હજામત! ડીટેક્ટીવ થયા છો મ્હોટા! નામ તો મોટું પ્રોફેસર ચંદ્રમૌલેશ્વર પંડિત રાખ્યું છે!'

આવા અસભ્ય માણસ સાથે વધુ વાત કરવી તે આપણું પોતાનું પોત ગુમાવવા જેવું હતું–બલ્કે કદાચ હાડકાં ખોખરા કરાવવા જેવું હતું–એમ સમજી મેં વધુ તપાસ કરવા મારી પત્ની તેમજ પુત્રને બહાર બોલાવ્યાં.

'કાંઇ જાણ્યું?' હું બોલું તે પહેલાં જ દેવાકાકાએ મીસીસને પુછ્યું.

'શું? મીસીસે પુછ્યું.'

'ભાઇસાહેબે એની 'ક્લાયન્ટ'નો દસ્તાવેજ ખોયો?'

'દસ્તાવેજ?'

'હા હા દસ્તાવેજ; કંઇક લખાણ હતું!

'લખાણ! પેલી ક્લાંઠ સાથે! 'ચાલ દીકરા ધનુ, તારા બાપે તો પેલી ક્લાંઠ સાથે લખાણ પણ કરી નાખ્યું છે! વારૂં પછી?'

'અરે સમજે નહિ ને માથાફોડ શી?' હવે હું વચ્ચે પૂરાયો. દીકરા ધનુ, આમ આવ તો. તેં કોઇ કાગળીઓ જોયો છે? બ્લુ રંગનો હતો!' મેં ધનેશ્વરને વાંસે હાથ ફેરવતાં પુછ્યું.

'હા! હા! પેલી બાયડીનો હાથ ખેંચીને તમે કંઇ કરવા જતા હતા અને હું ને બા આવી પહોંચ્યાં ને તમે પેલો કાગળ–બલુ બલુ–જેવો છાનામાના તમારા ખમીસની બાંયમાં સેરવી દીધો ને પછી.'—

'ચાલ ચાલ ગધેડો છે ગધેડો! નીકળ અહીંથી!' મેં ધનુને ધમકાવી કહાડયો.

ખરેખર, દસ્તાવેજ ખમીસની બાંયમાં જ ભરાવેલો હતો! કડે છોકરૂં ને ગામે શોધ્યું! મીસીસ બહુ ચોકસાઇ ન કરે તે ખાતર મીસ અજીરણીઆ જવાને ઉઠી તે વખતે જ મીસીસના આવી પહોંચવાથી ધીમે ધીમે પેલો દસ્તાવેજ મેં ખમીસની બાંયમાં સેરવી દીધો હતો.

છોકરાના કહ્યા મુજબ જો હું ત્યાં ને ત્યાં જ દસ્તાવેજ કહાડું તો નાહક વધારે ફજેતી થાય એમ સમજી મેં ધનેશ્વરને ધમકાવી કહાડયો અને એને તેમજ મીસીસને પાછાં અંદર મોકલી દીધાં! દેવા કાકાના દેખતાં જ જો તે કહાડું તો એ લઠીંગો વગર લેવેદેવે મારો રકાસ કરે એમ ધારી હું તે વખતે ચૂપ રહ્યો.

'એ–પે–લ્લો દેખાય! ખમીસની બાંયમાં!' દેવો કાકો તીણી આંખ કરી બોલ્યો.

દસ્તાવેજ કહાડયા સિવાય હવે છૂટકો નહિ હતો. રડવું આવતું હતું તોયે હસીને મેં ખમીસના કફ બટનમાં ભેરવાયલો તે ભૂરું કાગળ ધીમેથી ખેંચી કહાડયો.

'મુવા તમે! આમ જ છુપી પોલીસનું કામ કરશો? લાવો જોઉં! શું બળ્યું છે એમાં!'

'ઉભા રહો, હું વાંચીને આપું તમને!'

મેં તે વીલ વાચી જોયું. એકવાર–બેવાર વાચીને તે દેવાકાકાને આપ્યું. એણે પણ ચીપી ચીપીને તે વાંચ્યું ને પછી બોલ્યાઃ 'બોલો, હવે શી હકીકત છે?'

બધી હકીકત માંડીને કહ્યા પછી આખરે હું બોલ્યો—

'આજે જ મીસ આયમાય અહીં આવી હતી. એ પોતે દોરાબને ચાહે છે, પણ એના બાપના વીલ મુજબ એ જો સોરાબને પરણે નહિ તો વારસાથી રદ થાય છે!

'સમજ્યો, કહો જોઇએ સોરાબ ક્યાં છે?'

'સોરાબ? સોરાબ તો કોણ જાણે ક્યાં નાસી ગયો છે!'

'કેમ આટલી બધી પુંજી ને વળી ઉપરથી બઇરી પણ એને ન ગમી કે એ નાસી ગયો!'

'કોણ જાણે કાંઇ સમજ પડતી નથી! એને શોધી કહાડવા મિસ આયમાયે મને રોકયો છે!'

'તમે શું ધાર્યું' ?'

'કાંઇ ધાર્યું' નથી. આવતી કાલે મને એણે પોતાને બંગલે બોલાવ્યો છે. ત્યાં દોરાબ અને એ મળી મને બીજી વિગત આપશે; તે પછી વાત.' મેં કહ્યું.

મારે આવવાનું છે કે ? દેવાકાકાએ પૂછ્યું.

'અલબત્ત, એક કરતાં બે ભલા. પણ તમને કાંઇ સૂઝે છે ?'

'હા.'

'શું ?'

'કાલે વાત ! કેસ બહુ અઘરો નથી. તમે કહો છો તેમ દોરાબ જો બ્રીફલેસ બેરીસ્ટર હશે તો તો એક જ ઠોંસાનું કામ છે !'

હું ચમક્યો ! પણ કાંઈ બોલ્યો નહિ. બીજે દિવસે ઠરવેલ સમયે ડીટેક્ટીવ—હું પોતે—અને 'આસીસ્ટન્ટ' દેવાકાકા મીસ આયમાયને બંગલે એણે આપેલા શિરનામા મુજબ પહોંચી ગયા.

## ૫

## સ્વારી, ક્લાયન્ટને બંગલે ઉપડી

મીસ આયમાય અજીરણીયાએ આપેલા શિરનામા મુજબ પૃચ્છા કરતા કરતા અમે એક બેઠા ઘાટના બંગલાના વિશાળ કમ્પાઉન્ડ આગળ આવી પહોંચ્યા. કમ્પાઉન્ડનો, આકાશમાં તારા માફક શોભતો, બગીચો વટાવી અમે બંગલાના ઓટલાનાં ગોળ પગથીઆં આગળ આવ્યા. ચાંદની માફક ચળકતા સંગેમરમરના સ્વચ્છ ઓટલા ઉપર રેશમી ગદેલાથી મઢેલી રોકીંગ ચેરમાં ઝુલતી એક પારસી રમણી અંગ્રેજી નવલકથા વાચતી હતી. અમને જોઇને તરત તેણે ચોપડીમાંથી પોતાનું માથું બહાર કહાડયું અને બોલી 'યસ ! કોન્ને પૂછો છ !'

'જી, આયમાય.'

'હું પોતે જ ! બોલો શું કામ છે ?'

'જી ત–તમે નહિ, આ બંગલાનાં માલીક.'

'બાઇ આયમાય હું પોતે જ! ચાલો વેકો સુ કહો છ! આય 'ઇન્ટરેસ્ટીંગ નોવેલ'ની વચ્ચે તમે કહાંથી કુદી નીકળી આઇવા વરી!'

'જી આયમાય અજીરણીઆ—'

'ભસ્તે ગીયા! મ્હોનું સંભાલો, નહિ તો જોવા જેવું કરી નાંખસ! અજીરનીઆ તમારી માઇ અને તમારી મમ્માઇ! મારૂં નામ તો આયમાય અડાજણીઆ છે!'

દેવજીભાઇએ બ્હાંય ચ્હડાવી. મારો જીવ પણ આ 'પહેલે જ કોળીએ મક્ષીકા' જેવું થવાથી ડહેળાઇ ગયો. જેમતેમ જીવને ઠેકાણે રાખી મેં ખીસામાંથી મીસ અજીરણીઆએ આપેલો આઇવરી કાર્ડ ક્હાડી તે બાઇને આપ્યો. 'જુઓ અમારે આ બાઇનું કામ છે!"

'ઓહ! આ તો મારો જ કાર્ડ? એ તમારી પાસ કહાંથી આઇવો?' તેણે આશ્ચર્યથી પૂછ્યું.

'એ કાર્ડ મને મારા એક ખુબસુરત 'કલાયન્ટ' મીસ અજીરણીઆ'—મેં કહેવા માંડયું.

'જરા આંખો ફારીને કાર્ડ જુઓ. નામમાં મીસીસ આયમાય અડાજણીઆ છે કે તમે ભસો છો તે!' બાઇએ કાર્ડ મારા તરફ પાછો ફેંકયો. દેવાકાકાએ તે ઉંચકી લીધો. ખીસામાંથી ચશ્મા ક્હાડી તે બરાબર લૂંછી નાકે ચ્હડાવી કાર્ડ બે ત્રણ વાર એણે વાંચ્યો અને પછી તે પોતાના ચશ્મા સાથે મને વાંચવા આપ્યો! મેં તે વાંચ્યો તો અહુરમઝદ! કાર્ડપર 'મીસીસ આયમાય અડાજણીઆ' કરીને હતું!

માનસશાસ્ત્રીઓને આ વિષય કદાચ રસમય લાગશે! મગજપર દ્રઢીભૂત થએલા સંસ્કાર કોઈ કોઇ વખત મનુષ્યને એવા તો ભ્રમમાં નાખે છે કે તે પડેલા સંસ્કારને અન્યથા કરી શકતો નથી. મીસ આયમાય અજીરણીઆની મુલાકાત પ્રસંગે ભુલથી મેં એને મીસ

અડાજણીઆ કહીને સંબોધી ત્યારે એ અકળવકળ થઇ ગઇ હતી! તેનું કારણ હજી મને સ્પષ્ટ થયું નથી, પણ એ બાઇએ મને પોતાના નામનો કાર્ડ આપ્યો ત્યારે તે મેં ઉપલક ઉપલક વાંચીને ખીસામાં મૂકયો હતો એ વાત મને યાદ છે. આયમાય નામ પછી કાર્ડ ઉપર અટક 'અડાજણીઆ' છાપેલી હતી, તોપણ મારા મગજ ઉપર 'અજીરણીઆ'ના સંસ્કાર પડેલા હોવાથી મને તે વખતે કાંઇ પણ શંકા થઇ નહિ! મેં ભ્રમમાં 'અડાજણીઆ' અક્ષરોને 'અજીરણીઆ' માની લીધા! વેદાંતીઓના સાપ-દોરડીના પ્રસિદ્ધ દૃષ્ટાંત મુજબ મેં પણ અજ્ઞાનમાં ભૂલ કરી! જો મેં ધારણા અને ધ્યાનથી એ કાર્ડ વાંચ્યો હોત તો મેં સત્ય નામ જ વાંચ્યું હોત. અજ્ઞાનમૂલક ભ્રમના નાશનો ઉપાય ધારણા અને ધ્યાન છે—પછી તે વ્યવહારમાં હો કે પરમાર્થમાં હો—એમ મારી મોડી મોડી યે આ કિસ્સાથી ખાતરી થઇ.

ડીટેકટીવના ધંધામાં આગળ તરી આવવામાં ધ્યાનશકિત, હિમ્મત અને શારીરિક બળ મુખ્ય ભાગ ભજવતા હોવાને લીધે મારે પણ એ ત્રણ શકિત કેળવવી એમ મેં નિશ્ચય કીધો. પણ સાંપ્રતમાં જે ગોટાળો થઇ ગયો હતો તેનો તો તરત જ નીકાલ લાવવો જોઇએ, એમ વિચારી હું બોલ્યો: 'બાઇ! હું બહુ દિલગીર છું, પણ મારો ખુલાસો તમે ધીરજથી સાંભળશો તો તમારી ખાતરી થશે કે મારો ઉદ્દેશ તમને કોઇ રીતે નાહક ચીડવવાનો નથી.'

'થેંકયુ! આ સાંમ્ભે બાંકરો છે તેપર બન્ને બીરાજો અને તમે મીસ્ટર અ—જરા બાંકરાપર સંભાળીને બેસજો!'

આ તેણે દેવજીભાઇને-એમના શરીરને ઉદ્દેશીને કહ્યું! એને બદલે આપણે પોતે હઇએ તો મૌલાના શૌકતઅલીને યે આપણે વિનયથી એમ જ કહીએ! એટલે એમાં કાંઇ ખોટું લગાડવાપણું હોવું નહિ જોઇએ! કારણ, દેવજીભાઇ જેવા માણસ પણ બાઇની સુચના

શાંતિથી સ્વીકારી બાંકડા ઉપર સંભાળીને બેઠા! 'બાઇ સાહેબ! બેઅદબી માફ છે, પણ આપની રજા હોય તો હું એક વાત આપને પૂછું.' મેં બાંકપર બેસતાં બેસતાં કહ્યું.

'બાખુશી.'

'આપને મેં અજીરણીઆનું નામ દીધું એટલે આપ એમ ચ્હીડવાઇ કેમ ગયાં?'

તે બાઇએ થોડીવાર સુધી મારી સામે જોયા કીધું. મારૂં મોઢું વિકાર વગરનું હતું. થોડીવાર એમ જોયા પછી તે બોલી: 'વાત, મીસ્ટર, એમ છે કે બહુ જ નાનપનથી હું અજીરન વિકારથી પીડાઉં છું. બહુ બહુ દવા કરી પન સાજી થઇ નહિ. મહાબલેસર, માથેરાન, ઉતાકામંડ, સ્વીટઝર્લેંડ વગેરે બધી હવા ખાવાની જગાઓ પણ કુચો કરી નાંખી છતાં કાંય ફાયદો થયો નહિ. આથી બાવાજીએ લાડમાં મારૂં નામ અજીરનીઆ પારીયું! બાવાજી બોલાવે તે તો જાને સમજ્યા, પણ બીજી સહીમીતીઓ પણ મને એ જ નામે બોલાવે તે મને કેમ ગમે? એ નામની મને ઘની જ ચીર છે અને જો બાવાજી સિવાય બીજા કોઇ મને એ નામથી બોલાવે તો તેનું હું થોભરૂં ભાંજી નાંખું! હવે સમજીયા?'

'સમજ્યો! પણ અજીરણ ઉપર હું મારો પોતાનો એક ઉપાય સુચવું?' મેં ડહાપણ ડોળ્યું.

'શું? બોલોની બાવા!'

'થોડી ઘણી કસરત—'

'પાનીના દેવરા ઉંચકવાની અને ઝારૂ કહારવાની અને ચુલો ફુંકવાની અને પેલા કહેછ તેમ રેંટીઓ કાંતવાની કે કોઇ બીજી? મૂવા તમે હિંદુઓ!'

ખરૂ પૂછો તો હું એ જ સુચવવાનો હતો પણ બાઇને એની સુગ જોઇ મેં પાઘડી ફેરવી બાંધી: 'ઉંહું, એવા પાની ભરવાના ને

અંગમહેનતનાં કામ કરી કરીને તો હિંદુઓએ પોતાનું રાજ્ય ગુમાવ્યું, હું તો આપને અંગ્રેજ રમણીઓની માફક ટેનીસ રમવાની ને ઘોડેસ્વારી કરવાની ને માથે મોટા મોટા વજનની 'એનસાઇક્લોપીડીઆ' મૂકી દોડવાની કસરત સૂચવું છું!'

'ઑશ્શ! આપણી વાત મૂકી કસરતપર વરી કહાં ઉતરી પરીયાં?'

'હા, ઠીક યાદ દેવાડયું. મારે ત્યાં હાં-પણ હું વાતની શરૂઆત કરૂં તે પહેલાં હું આપને મારી ઓળખ આપીશ. આપનો આ નમ્ર સેવક એક 'ડીટેક્ટીવ' છે અને મારા ડાબા હાથપર બેઠેલા ગૃહસ્થ મારા 'આસીસ્ટન્ટ' છે. ગઇ કાલે મારે ત્યાં એક પારસી બાનુ–લગભગ તમારી જ ઉમરનાં અને ચહેરામાં પણ તમારા કરતાં કંઇક ગોરાં નહિ–'બેગ યોર પાર્ડન'—કંઇક શામળાં મારી ઓફીસમાં આવ્યાં હતાં. તેમણે પોતાનું નામ મીસ આયમાય અજીરણીઆ કરીને કહ્યું હતું. એણે પોતાના રહેવાના બંગલાનું ઠેકાણું આ જ ઠેકાણે જણાવ્યું હતું. કાર્ડ ઉપર એડ્રેસ પણ એજ છે.'

'શું—નામ? મીસ આયમાય શું કહ્યું!'

'અજીરણીઆ! એણે પોતાનું નામ એ જ કહ્યું હતું.'

'વારૂ, પછી?'

આગળ વાત કરવાની મારી ઇચ્છા નહિ હતી. મારા 'ક્લાયન્ટ'ની ખાનગી વાતો હું બીજા આગળ કેમ કરી ખોલી શકું? અલબત્ત જ્યાં સુધી તે મારી સાથે દગો નહિ રમે ત્યાં સુધી!

'કેમ વિચારમાં પરિ ગીયા? કહેવું હોય તે ઝટ કહી નાંખો, નહિ તો, સ્હોરાબ...'

'ઝી—ઇ...આવી ઝી!'

કોઇ 'બનામે ઇઝદ' જેવો ઇરાની નામે સ્હોરાબ નાકપરની તપકીર સદરેથી લુછતો લુછતો આવી રંગભૂમિપર રજુ થઇ ગયો. હું તો જોઈ જ રહ્યો. દેવાકાકા ટટાર થઇ ગયા. આ 'સોરાબ!'

'આય એવનને આપરા દરવાજાનો રસ્તો દેખાર !'

તે બાનુએ ફરમાવ્યું. ગમે તેમ પણ તે પારસી રમણીના આ હુકમને માટે હું તૈયાર નહિ હતો. બધી વાત કર્યા સિવાય ખરી વાતની બાતમી મળે એમ નહિ હતી, એમ મને લાગ્યું.

'ઝી ચાલો ! બોઇ કેચ રાસ્તા દેખાર ! હમી થુને રાસ્થા દેખારેચ ! ચાલો.' દેવાકાકાને ખભે સ્હોરાબ ઈરાની હાથ મૂકી બોલ્યો. દેવાકાકાએ તે ખસેડી નાંખ્યો ! બે વજ્ર ભેગાં થાય તો ઉલ્કાપાત થયા વિના રહેશે નહિ એમ સમજી હું બોલી ઉઠયો: 'બાનું ! ભલે અમે જઇશું ! પણ અમારો ખુલાસો સાંભળશો તો કદાચ તમને પણ તે ઉપયોગી થઇ પડશે. આ કેસમાં તો એક બાઇએ આપના નામનો—નહિ—ઠેકાણુંનો ખોટો ઉપયોગ કીધો લાગે છે!'

'ઉભા રહો, હું મારા જામાસ 'ડીયર'ને બોલાવું. એને પન તમારી વાતમાં કદાચ ઇન્તરેસ્ત' પરસે.'

## ૬

## 'જામાસ ડીઅર' નું ઝવેરાત !

જામાસ ડીઅરને લઇને આયમાય પાછાં આવે તે દરમ્યાન સોરાબે તપકીરની દાબડી કહાડી તે દેવાકાકા આગળ ધરી. દોસ્તીની નિશાનીનો કોણ ઇન્કાર કરે! તપકીરનો એક ત્રણ જોજન જેટલો લાંબો સડ્ડકો ખેંચી જરા ખોંખાર મારી, નાકે વળગેલી તપકીર કાકાએ ધોતીએથી લૂછી નાખી! સોરાબને આ કુટુમ્બમાં ઘણે દિવસે પોતાનો જોડીદાર મળેલો જોઇ આત્મસંતોષ થયો હશે ! મને તો ટેવ જ નહિ એટલે મેં તો તપકીરની ના જ પાડી હતી, પણ સૂંઘી કાકાએ અને છીંક આવી મને! ખાય ભીમ અને વિરેચે શકુની !

'સાહેબજી! મીસ્ટર ડીટેકટીવ!' જામાસજીએ આવતાં વેંત મને સંબોધ્યો.

'સાહેબજી!'

અમે બન્ને ઉભા થયા. સોરાબ પણ અદબસર થઇ ગયો. ખાનદાની આગળ માથું સહજ જ નમી પડે છે.

'ફરમાવો. શો સંદેશો લાવ્યા છો!' જામાસજીએ શુદ્ધ ગુજરાતીમાં શરૂઆત કીધી.

'જી સંદેશો કાંઇ નથી. આપ જાણતા હશો તેમ હું ડીટેક્ટીવ છું. ગઇ કાલે એક પારસી બાનુ મારે ત્યાં પોતાના કેસને માટે આવ્યાં હતાં. તે બાનુએ જતી વખતે આ કાર્ડ આપી આજે મને અહીંઆં મળવા બોલાવ્યો હતો!' મેં પેલું વીઝીટીંગ કાર્ડ જામાસજીને આપતાં કહ્યું. તેણે તે જોયું અને મને પાછું આપ્યું.

'વારૂ, પછી!'

'મને હવે લાગે છે કે એમાં કંઇ જબરજસ્ત ગેરસમજ થયેલી છે.' મેં કહ્યું.

'તમને જો વાંધો નહિ હોય તો મી. ડીટેક્ટીવ, તમારી બધી વાત મને માંડીને કહો. હું ધારૂં છું કે આપણે બધા મળીને ગુંચવાડાનો ઉકેલ લાવી શકીશું.' તેણે કહ્યું.

'વાંધો તો કાંઇ નથી. પણ હું આપને ખુલાસો કરૂં તે પહેલાં એક બે વાત મારે આપને પૂછવી છે.' મેં કહ્યું.

'પૂછો ખુશીથી.'

'આપ કોઇ સોરાબજી નામના ગૃહસ્થને ઓળખો છો?'

'આય એવન પોતે જ સોરાબજી!' આયમાય વચ્ચે બોલી ઉઠયાં.'

'હા, મારૂં જ નામ સોરાબજી છે, તમે'—

'આપનું નામ તો જામાસજી છે ને!' મેં તરત જ પુછ્યું.

'ખરૂં! પણ મારૂં રાશીનામ સોરાબશા છે. એક કે બીજા કારણથી મારાં વાઇફ મને જામાસજી કહીને જ બોલાવે છે. કદાચ એમ પણ હોય કે મારા બહેસ્તનશીન સસરાજીના એક છરાની નોકરનું

નામ સોરાબ છે, તેથી એ નામ મારે માટે એમણે છેકી નાખ્યું હોય!' 'જામાસ્પ ડીયર' આયમાય તરફ જોઇ હસતા હસતા બોલ્યા; આયમાયે હસતાં હસતાં પોતાના હાથોવડે પોતાનું મોઢું ઢાંકી દીધું. તેનાં સફેદ આંગળાં ઉપર હીરાની વીંટી ચમકતી હતી—બરફ ઉપર સૂર્યકીરણની જેમ!

'ત્યારે દોરાબ બેરીસ્ટર?' મેં પૂછ્યું.

'મારો સેક્રેટરી! બહુ ખટપટી અને વાચાળ હોવાને લીધે અમે એને બેરીસ્ટરની પદવી આપી છે!'

'ઠીક. આપનો કોઇ 'બ્લુ દસ્તાવેજ' ખોવાય છે?' મેં પૂછ્યું. આતુરતાથી હું ઉત્તરની રાહ જોઇ રહ્યો.

'અરે હા! હા! બ્લુ દસ્તાવેજ! બાવાજીનું વીલ! ખોવાય છે શું ચોરાય છે! મારો નેકલેસ ને મારી બ્રેસલેટ ને બીજું ઝવેરાત મળી લગભગ પચાસ હઝારનો માલ ચોરાઇ ગીયો તે સાથે એ વીલ પણ ગુમ થઇ ગયું. કેમ જામાસ ડીઅર! બોલતા નહિ.' આયમાય ઉશ્કેરાયલી હાલતમાં બોલી ઉઠયાં.

'ખરૂં છે! એ ચોરીને લગભગ વર્ષ દહાડો થવા આવ્યો. કેમ તેનું શું છે?'

'એ બ્લુ દસ્તાવેજ આ વખતે મારી પાસે છે' એટલું કહી એ મારી પાસે કેમ આવવા પામ્યો તે મેં કહી સંભળાવ્યું અને બોલ્યો, 'કદાચ ઉઠાવગીરોને હાથે 'બસમતી' ગયલા ડીટેકટીવોની માફક મને પણ એકાદ ચિઠ્ઠી મળશે તેમાં કદાચ એ બાબત વધુ અજવાળું પડયું હશે.'

'દસ્તાવેજ બતાવશો?' સોરાબશા બોલ્યા.

'—અને મારૂં ઝવેરાત?' આયમાયે કહ્યું.

'ઝવેરાતની વાત તો કોણ જાણે, પણ દસ્તાવેજ આ રહ્યો.' મેં ખીસામાંથી દસ્તાવેજ કહાડી તે સોરાબશાને આપ્યો, 'એજ!

એજ ! એજ કીમતી દસ્તાવેજ ! મી. ડીટેકટીવ ! હું નથી ધારતો કે એ તમને હવે બહુ ઉપયોગી હોય ! '

' નહિ, હા—પણ—'

' પણ શું ? એની રસીદ હું તમને મારા મ્હોર સિક્કાવાળા કાગળ ઉપર આપીશ.'

' થેંક્યુ ! તો મને એની ના નથી.' મેં કહ્યું.

સોરાબશાએ પોતાના મ્હોર સિક્કાવાળા કાગળ ઉપર મને પેલા બ્લુ દસ્તાવેજની રસીદ લખી આપી. તે લઇ મેં એને તે આપ્યો. બીજી આગલી પાછલી વાત કરી હું ઉઠયો એટલે સોરાબશા બોલ્યા, 'સાહેબજી મી. ચંદ્રમૌલેશ્વર ! કોઇ બીજા સંજોગો વચ્ચે મેં તમને આ દસ્તાવેજ લાવી આપવા માટે સારી બક્ષીસ આપી હોત, પણ હાલ તરત એ વાત હું મુલતવી રાખું છું. હું હવે ચોરાયલા ઝવેરાતના સંબંધમાં સ્વતંત્રપણે પાકે પાયે 'એનક્વાયરી' કરવા માગું છું. દસ્તાવેજ મળ્યા પછી મને લાગે છે કે ચોર આટલામાં જ છે ! કદાચ મારા ઘરમાંબી હોય ! દરમ્યાન તમને કાંઇ વધુ ખબર મળે તો દોડી આવજો.

' પેલી બૈરી–તમે કહોછો–કેવી હતી ? મારી ઉમ્મરની ને મારા જેવા જ ચહેરાની–મારા કરતાં કંઇક '—

' શામળી ! મીસીસ અ-જ-અડાજાણીઆ ! તમારા કરતાં તે કંઇક શામળી હતી ! ' મેં પુરૂં કર્યું.

' ઠીક ! સાહેબજી' માફ કરજો, બહુ તસ્દી પડી ! કંઇ લેશો ? સોડા લેમન ! ' સોરાબશાએ વિવેક કર્યો.

' જી ના, હું છું શુદ્ધ બ્રાહ્મણ ! '

'અને હું તો પીતો જ નથી ' ! ' દેવજીભાઇએ લાંબે ગાળે જીભ ખોલી.'

છેવટના ' સાહેબજી ' કરી અમે રસ્તે પડયા. થોડે દૂર નહિ ગયા હઇશું ત્યાં એક ભીખારી જેવો લાગતો છોકરો મારા ખીસામાં

હાથ નાખી દોડતો દોડતો અદૃશ્ય થઇ ગયો. ખીસામાંથી શું ગયું તે જોવા મેં હાથ ખીસામાં નાખ્યો તો તેમાંથી એક ચિઠ્ઠી નીકળી ! ધડકતી છાતીએ તે ખોલી મેં વાચી. મને કંઇક આત્મસંતોષ થયો ! બની ગયો હતો છતાં વિજયના ગર્વમાં તે મેં દેવાકાકાને વાચવા આપી. ચશ્મા ચડાવી કંઈક મોટેથી–વાંચનાર સાંભળી શકે એટલે મોટેથી–તેણે તે વાંચી.

' ડીટેકટીવ સાહેબ !

હું તમારી પાસે મારા કોઇ બીજા જ કેસમાં તમને મારૂં હથીઆર બનાવવાના ઇરાદાથી આવ્યો હતો, પણ તમે મારા સંબંધી કેટલોક વાત તો એટલી બધી ચોકસાઈથી કીધી કે કાં તો તમે ત્રિકાળ-જ્ઞાની હશો કે કાં તો તમે મારી બધી વાત જાણતા હશો એમ મેં ધાર્યું. હું બરાબર સપડાઈ ગયો છું એમ મને લાગ્યું, છતાં હું મારો પાર્ટ ભજવતો હતો તેમ તમે કદાચ તમારો પાઠ ભજવતા હો એમ ધારી મારો ગભરાટ સ્પષ્ટ રીતે નહિ દેખાડતાં તમારી કસોટી કરવાના ઇરાદાથી મેં તમને મારે મન બહુ કીમતી નહિ એવો પેલો ' બ્લુ દસ્તાવેજ' આપ્યો. અલબત, એ સાથેનું ઝવેરાત મારી પાસે જ છે ! કસોટી થઇ—પણ તેમાં તમે–શું લખું ? બીરાદર, યાદ રાખજો કે મારા જેવો માણસ એક જ વાર છેતરાય છે—અથવા મરી જાય છે–બીજીવાર નહિ!

' લિ૦ સેવક ' આયમાય અજીરણીઆ.'

ઘડી વાળી પેલી ચિઠ્ઠી કાકાએ મને પાછી આપી અને જોરથી છીંકયા. ! '

' ત્યારે આ ચિઠ્ઠી જો આપણને છેતરવાને નહિ લખી હોય તો મારી પાસે આવેલી પેલી વ્યક્તિ કોઇ બાયડી નહિ પણ મરદ હોવી જોઇએ ! અરે હા ! ખરે ! આપણે પેલા દોરાબ બેરીસ્ટરને જોવાનું તો ભુલી જ ગયા ! હવે ? '

'કાંઇ નહિ, કોઈ બીજી વખત! હકીકત બધી એવી આડી ફાટી નીકળી કે ઘેરથી વાળેલો 'ઠાંસો' ત્યાં આગળ છૂટી ગયો. નહિ તો હું જ તમને એ વાત યાદ દેવાડતે! ચાલો થયું તે થયું. પણ મારૂં કહ્યું માનો તો હવે ઓફીસ બદલી નાખો.' દેવાકાકાએ કહ્યું.

મને એનું કહેવું વાજબી લાગ્યું. ડીટેકટીવને ત્યાં તો અનેક દૃષ્ટિના માણસો આવે. તેથી રહેવાના ઘરમાં ઓફીસ સારી નહિ; 'પણ—જગ્યા ક્યાં?' મેં પૂછ્યું.

'મેં એક મઝેની જગ્યા જોઇ છેઃ તમારી ઓફીસને જ લાયકની!'

'ક્યાં આગળ?' મેં પૂછ્યું.

'પ્રીન્સેસસ્ટ્રીટમાં.'

'ચાલો હમણાં જ જોતા જઈએ.'

અમે ટ્રામમાં બેસી પ્રીન્સેસસ્ટ્રીટ આવ્યા. થોડુંક ચાલી દેવાકાકા એક મોટા માળા આગળ થોભી ગયા. ત્યાં દુકાનની બહાર બારણા ઉપર 'મરાઠી—ગુજરાતી'માં એક પાટીઉં હતુંઃ—

**ભાડે આપવાના છેઃ—**

**દુકાનના બાહેરના ઓટલા. દુકાનમાં પુછો.**

દુકાન કોની છે તે જોવા મેં ઉંચે દુકાનના નામના પાટીઆ તરફ નજર કરી તો આથમતા આફતાબનાં ઝાંખાં કિરણોમાં સોનેરી અક્ષરોથી લખાયલું અંગ્રેજી નામ ચળકી ઉઠ્યું–Princess Street Hair Cutting Saloon???

દેવાકાકા જેવા જડ માણસને હાથે વારે વારે અપમાન પામી માનભંગ થવા કરતાં એવા માણસની સેવા જ ના જોઇએ એમ વિચારી હેર કટીંગ સલુનના કિસ્સા પછી તે જ રાતે મેં એને નાળિયેર આપી દીધું. એને રાખ્યા પછી મારી સ્થિતિ પેલા પઠાણ અને ભૈયાઓથી રક્ષાતા શેઠીઆઓ જેવી નાજુક થઇ પડી હતી. તક્ષમાં તસુ ઓછું પડતાં એ જ પઠાણ અને ભૈયાજી રક્ષકને બદલે ભક્ષકમાં ફેર-

વાઇ જતાં વાર નથી લગાડતા! અરે ! એવું પરરક્ષિત જીવન જીવવામાં યે શો રસ! એમ વિચારી મારા ‘ ડીટેકટીવ ’ જીવનને રસમય કરવાના શુભ આશયથી મેં દેવાકાકાને એડવાન્સમાં આપેલા રૂપિયા યે જતા કરી એને પેંડો પકડાવ્યો !

‘ એક મહિનાની નોટીસનો પગાર આપવો પડશે ! ’ મોટે અવાજે એણે મને ધમકાવવા માંડયો.

‘ તે નહિ મળે.’ હું પણ મક્કમપણે બોલ્યો.

‘ હું જોઇ લઇશ.’

‘ ભસતા કુતરા કરડતા નથી ! ’

તે બાંય ચડાવી મારા તરફ ધસી આવ્યો. હું તૈયાર જ હતો.

‘ **Hands off** ’ નહિ તો મુવા જ જાણજો ! ’ કાકાના કપાળની સામે વિદ્યુત ત્વરાએ રિવોલવર તાકી મેં બૂમ મારી. કાકા સ્તબ્ધ થઇ ગયા. મારા જેવા ‘ મવાલી ડીટેકટીવ ’ પાસેથી એણે આટલી સ્ફુર્તિની આશા નહિ રાખેલી !

બસ તે દિવસથી મને એ ભૂતનો ભય છૂટયો !

૭

## ઉઠાઉગીરની શોધમાં

કાકાને છોડી હું સિદ્ધો મી. સોરાબજી અડાજણીઆ પાસે પહોંચ્યો. પેલા ઉઠાવગીરના હાથની ચિઠ્ઠી મળ્યા પછી મને લાગ્યું કે એ બાબત રસ લેવા જેવી છે. મી. અડાજણીઆ જેવા નિખાલસ ગૃહસ્થ મારી સેવા સ્વીકારવાની હા પાડે તો એમનું કામ મારા હિસાબે અને જોખમે ઉકેલી આપવાની મને ઉત્કંઠા થઇ આવી. તે ઉઠાવગીર હાલ આટલામાં જ હોવો જોઇએ એમ મી. અડાજણીઆના મત સાથે હું મળતો થતો હતો.

‘ તમારા જેવા જુવાન માણસને સાહસ બહુ પસંદ હોય છે એ હું સમજી શકું છું. પણ મારી ફરજ સમજી હું તમને ચેતાવું છું

કે તમે કોઈ સામાન્ય ઉઠાવગીરને કાયદાની ચુંગાલમાં લાવવાનું બીડું ઝડપવાની આશામાં આ કામ માથે લેવા માંગતા હો તો તેમાં તમારી મોટી ભૂલ થાય છે.' મી. સોરાબજીએ માયાળુ રીતે મને ચેતવણી આપી.

' નહિજી, હું મારી જોખમદારી પૂરેપૂરી સમજું છું. જાણું છું કે હું એક અસાધારણ હિંમતવાળા ઉઠાવગીર સાથ સામનો કરવાનું સાહસ કરૂં છું; જાણું છું કે મારામાં એક બાહોશ ડીટેકટીવની બુદ્ધિમત્તાની ખામી છે, છતાં આપનાં માયાળુ આશ્રય તેમજ સૂચનાઓથી તથા હિંદુ ગુપ્તચરોના અધિષ્ઠાતા દેવ શ્રી હનુમાન-જીની કૃપાપ્રસાદીથી મેં આપનું કામ મફત તો મફત પણ ઉકેલી આપવાનો નિશ્ચય કીધો છે.' મેં દૃઢતાથી ઉત્તર આપ્યો.

' ફત્તેહ કરો! દાદર અહુરમઝદ તમારી મુરાદ બર લાવો!' તે ભલા પારસી ગૃહસ્થે આશીર્વાદ સાર્યા.'

' આમીન! આપની પાસે મારે બે ત્રણ માગણી કરવાની છે. હું મારૂં કામ શરૂ કરૂં તે પહેલાં આપ તે સ્વીકારશો એમ મને આશા છે.'

' બચ્ચીત જ.'

' પ્રથમ તો મને આપના બંગલામાં થોડા દિવસ રહેવાની પર-વાનગી આપવી પડશે—નહિ, આમંત્રણ આપવું પડશે. ખાસ ચિઠ્ઠીથી એક મિત્ર તરીકે આજે જ કોઇ મેલાવડામાં ઓળખાણ પડી હોય એમ ચતુરાઈ વાપરીને આપના પ્રાઇવેટ સેક્રેટરી મારફત; સમજ્યા?

'સમજ્યો! એમ કરીશ.'

'બીજું, આપની ખાનગી જીંદગી સંબંધી જ્યારે જ્યારે હું આપને સવાલ પૂછું ત્યારે ત્યારે સાચા જવાબ આપવા પડશે.'

' મી. ડીટેકટીવ!'

' અલબત્ત એ હું કબુલું છું કે એવી નાજુક બાબતો વારેવારે ઉકેલી હું આપને નાહક તકલીફ આપીશ નહિ. પણ એટલું તો ખરૂં

કે આપના કેસમાં આપની કેટલીક ખાનગી બાબતો જાણવાની ખાસ જરૂર છે.'

'ઠીક છે. પછી ?'

'બીજું એ કે અનેક પ્રયોગો પછી મને મારા કેસમાં સફળતા મળે–કદાચ ન યે મળે–તો પણ આપે કશી વાતનો અંદેશો ન રાખતાં હું ઇચ્છું ત્યાં સુધી મને મારા પ્રયોગો કરવા દેવા; એટલું જ નહિ પણ આપની પાસે–અલબત્ત–પૈસા સિવાયની–જે જે મદદ માગું તે તે આપે ચાલુ આપ્યા કરવી.'

યાવત્ ચંદ્ર—'

'નહિ સ્તો ! એટલી તો મારામાં યે ધીરજ નથી. વધુમાં વધુ દોઢથી બે માસ. ઓછામાં ઓછો આજથી ચોથો દિવસ !'

'કબુલ.'

'Thank you ! ત્યારે કાલે મને આમંત્રણ મળશે એમ આશા છે.'

'હા, હા, જરૂર.

હલકે હૈયે તે ભલા ગૃહસ્થને 'સાહેબજી' કરી હું પાછો ઘર તરફ વળ્યો.

બીજે દિસસે બપોરના બરાબર બાર વાગે એક ધપધપીઓ પારસી–મી. અડાજણીઆનો પ્રાઇવેટ સેક્રેટરી–દોરાબ બેરીસ્ટર સિદ્ધો મારા દિવાનખાનામાં આવી હાંફતાં હાંફતાં મારી ખુરસીપર ધપ દઇને બેસી ગયો. તેને જોઇને હું ચોંકયો. હા ! બરાબર તે જ આંખો–મોં–તે જ વાત કરવાની છટા–ફેર માત્ર એટલો જ કે દોરાબ બેરીસ્ટરને કેસરના જેવી મોટી અણિયાળી મૂછો હતી. એટલો ફેર બાદ કરતાં આબાદ તે જ ! મીસ આયમાય અજીરણીઆ !

'આય તમે હિંદુ લોકોઠી ટો હાડ જોરીવા બા ! મૌલાના પંદર ગોલેસર તમારૂં જ નામ કે ! હું બોલોની ? ચલાવી ચલાવીને મારી

બઢી હુસ કહારી નાંખી, અહીં પૂછીયું, ટહીં પૂછીયું ને પૂછીયું સારે ગામ, ટોયે નહિ મલિયા મૌલાના કે નહિ મલિયા ચંદર ગોલેસર ! બાપ, બાપ, બાપ કંઇ જરઆંતોર નામ છે, નામ ! હું પૂછું, આય સીંહલડીપનું નામ ટમે કહાંઠી શોઢી કહારીયું ? અને ટે બી મારે નશીબે ! હું , બોલોની તો !'

આ વાચાળ પારસીને જરા 'લટક' આપવાની જરૂર હતી. જાણે રમત કરવા માંગતો હઉં તેમ મેં ખીસામાંથી રીવોલવર કહાડી. તેને આમ તેમ ઉથલાવી જોઇ પાછી તે ખીસામાં મૂકી હું બોલ્યોઃ—

'આપણે—કે તે તમે હમણા શું કહ્યું મીસ્ટર !'

આની અસર ધારેલી થઈ, તેને લાગ્યું કે આ 'વાનીઆ' સાથ રમત કરવામાં માલ નથી.

'જી, મારા શેઠ મી. સોરાબજી. અડાજનીઆએ આપને વરે આય કાગજ મોકલીયુંચ ને પૂછાવિયુંચ કે આપની કંપનીનો લાભ અેવનને કહારે આપસો?'

'નહિ, નહિ, તમે તો કંઇ બીજું પૂછતા હતા ને ? મૌલાના ને ચંદરગોલેસર ને એવું બધું કંઇ !' તેના હાથમાંથી ચિઠ્ઠી લેતાં ડોળા કકડાવીને મે પૂછ્યું.

'નહિજી, એકસ્કયુઝ મી ! આઈ બેગ યોર પાર્ડન !' તે ગગળી ગયો.

ચિઠ્ઠી વાંચી, જાણે કાંઇ અગત્યનું નહિ હોય તેમ મેં એને ઓચિંતા પૂછ્યું, 'તમને બ્હેન છે કે ?' એણે એટલી જ ત્વરાથી મને સામું પૂછ્યું 'કેમ પનવા માંગોચ ?'

હવે આ એક ગંભીર ભૂલ હતી. કોઇ અજાણ્યા માણસને આપણે એમ પૂછીએ કે 'તમને બ્હેન છે કે ?' એટલે તે આપણને તરત જ સ્હામું એમ જ પૂછે કે 'કેમ પરણવા માંગો છો !' ત્યારે જવાબ શો દેવો ? પૂછતાં તો પૂછ્યું પણ પછી મને લાગ્યું કે એ

પ્રશ્ન પૂછવામાં મેં કંઇક ઉતાવળ કરી હતી. એક ડીટેક્ટીવને જેટલી એવી વાતો જાણવાની જરૂર છે તેટલી જ એવી એવી વાતો જાણવામાં ધીરજ કેળવવાની યે જરૂર છે. એણે સ્હામા પૂછેલા પ્રશ્નને જબરદસ્ત મશ્કરીના રૂપમાં લઇ હું ખડખડાટ હસી પડયો ને બોલ્યો 'ઓહ, મી. દોરાબ! તમે બહુ રમુજી લાગો છો! મારે ને તમારે ખાસ બનશે! જાઓ, શેઠને કહેજો કે આજ રાતના હું જરૂર આવી જઇશ.'

એક ધપધપીઆ પારસીને 'રમુજી' કહેવો એટલે શું? એને મન 'સર' નો ખેતાબ પણ, એ વિશેષણ આગળ રદ છે! તે ખુશ થતો ગયો, 'કારણ, મારા જેવા એક રીવોલ્વર ધરાવનાર 'હારીસર' સાથે તેને સારી દોસ્તી બાઝવાની આશા હતી!

૮

## હવે મુદ્દા'માલ' મળવા માંડયો!

તે રાતના હું મી. અડાજણીઆના બંગલે રહેવા ગયો. તેના વિશાળ દીવાનખાનાના બરાબર મધ્ય ભાગે બીછાવેલા એક બેનમૂન કીંમતી ગાલીચાની આસપાસ ગોઠવેલા એક સુંદર સોફા ઉપર હું તેમજ સોરાબજી તે રાતે મોડે સુધી વાતે બેઠા હતા. દોરાબ પોતાના ઓરડામાં ગયો હતો. ઇધર ઉધરની અનેક વાતો થયા પછી મેં સોરાબજીને ઓચિંતા પૂછયું? ત્યારે તમારા પ્રાઇવેટ સેક્રેટરી મી. દોરાબને કેટલી બ્હેન છે?'

'એ બિચારાને બ્હેન જ નથી. એક હતી, પણ તે બિચારી છેક નાનપણમાં ગુજરી ગઇ.'

'બીજું કોઇ સગું?' મેં પૂછયું.

'એક ઘરડી ફુઇ છે. તે આજે વર્ષો થયાં નવસારી રહે છે. દોરાબ કે એનો ભાઇ મેરાબ ભાગ્યે જ એને મળવા જતા હશે. જો કે નાનપણમાં એ બન્ને ભાઇઓને એ ફુઇએ જ ઉછેર્યાં હતાં.'

'એનો ભાઇ-દોરાબનો ભાઇ-એનું નામ શું કહ્યું? છે! એ કયાં!'

'દોરાબના ભાઇનું નામ મ્હેરાબ ! તે તો આજ વર્ષો થયાં કવેટાના એક સ્ટેશનપર 'યુરપ શોપકીપર'ની દુકાન અને રેસ્ટોરાં ચલાવે છે.'

'છેલ્લો એ અહિં કયારે આવેલો ?'

'એને અહીંથી ગયાને આજ પાંચ કે છ વર્ષ થયાં હશે. ! ત્યાર પછી મેં એને અહીં જોયો નથી.'

'ફીકર નહિ, એને આપે નજરે તો જોયો હશે, એનો ચ્હેરો–'

'બરાબર દોરાબની બીજી આકૃતિ જોઇ લો. ફરક એટલો જ કે દોરાબને મૂછ છે, જયારે મ્હેરાબ મૂછ વગરનો અને સોહામણો જવાન છે. આ પાંચ વર્ષ પહેલાંની વાત છે. હવે મૂછ ઉગી હોય તો કોણ જાણે ? ખરેખર એ બહુ ખુબસુરત છે. મ્હારાં વાઇફ એને નાનપણમાં બહુ ચાહતાં હતાં !' તે નિખાલસ ગૃહસ્થ આમ બોલી હસી પડયો.

'પછી ?' મેં કંઇક ઉત્તેજીત થઇને પૂછયું.

'પછીની વાત બહુ નાજુક છે.'

'આપે મને સર્વ વાત કહેવાનું વચન આપ્યું છે !'

'અલબત, તે એટલી બધી નાજુક નથી કે હું તમને તે નહિ કહી શકું ! સાભળો. મારાં વાઇફ મ્હેરાબને પહેલાં બહુ જ ચહાતાં હોય એમ દેખાતાં હતાં; પણ મારા પુજય ફાધર ઇન લૉને એ બીલકુલ પસંદ નહિ હતું. એ માણસને માટે કોણ જાણે કેમ એમને એટલો બધો તિરસ્કાર હતો કે એમની અજાણમાં યે ભૂલે ચૂકે એમની એકની એક વ્હાલી દીકરી એ માણસ સાથે સંસર્ગમાં ન આવે તેની એ ખાસ ચોંપ રાખતા, એટલું જ નહિ પણ એમની હયાતી બાદ પણ એની સાથે એની દીકરી પરણે નહિ તેને ખાતર એણે ખાસ પોતાના વીલમાં આજ્ઞા ફરમાવી હતી, એ માણસ માટે ડોસાને જેટલો તિરસ્કાર હતો તેટલો જ મારે માટે એમને પ્યાર હતો. પેલો 'બ્લુ દસ્તાવેજ' તે ડોસાનું વીલ છે, તે તમે વાચ્યું હશે !'

'હા જી.'

'એની રૂએ એમની દીકરી જો મને પરણે તો જ ડોસાની મબલખ દોલત એની દીકરીને મળે; નહિ તો કંઇ જુજબાજ મળે એમ હતું.'

'પછી ?'

'પણ એવું જબરીનું લગ્ન મને પસંદ નહિ હતું. મીસ આયમાય અને મ્હેરાબની વચ્ચે કાંટા રૂપ થવું હું પસંદ નહિ કરતો હતો. એટલે હું મારી મેળે જ મારાં વૃદ્ધ માયને લઇ કોઇ ન જાણે એમ અમારે અસલ વતન અડાજણ ચાલ્યો ગયો. અહીં તો શોધાશોધ થઇ રહી આખરે આયમાયે મારો પત્તો મેળવી મારાપર એક પત્ર લખી મને અત્રે આવવાની વિનંતિ કીધી. હું આવ્યો, અને આમ એકાએક ચાલ્યા જવાનો ખુલાસો કીધો. તેણે પણ પોતાનો ખુલાસો કીધો. તેણે કહ્યું કે તેણી મ્હેરાબને ચાહતી જ નહિ હતી. તેણી પણ તેને પોતાના બાવાજીની માફક ધીક્કારતાં શીખી હતી. પણ કોણ જાણે કેમ તે બહાર દેખાડતી નહિ. આથી મ્હેરાબને ઉત્તેજન મળતું તેમ બાવાજી ચ્હીડાતા. આખરે તેણીએ જ્યારે મને ખરા દીલથી ખાત્રી આપી કે તેણી મને ચ્હાય છે, એટલું જ નહિ પણ એ ફક્ત મને મારે ખાતર જ ચ્હાય છે. એની સાબીતીમાં એના બાવાજીની બધી દોલત એ ઉદવાડેના આતશબહેરામને સુપરદ કરી દેવાને પણ તૈયાર હતી ! મેં એની સખ્તમાં સખ્ત કસોટી કીધી અને મને લાગ્યું કે એ મને મારે ખાતર જ ચ્હાય છે એટલે હું એની સાથે જોડાયો.'

'પછી આપને ત્યાં ચોરી કયારે થઇ ? મેં પૂછયું.'

'લગ્નને બીજે દહાડે.'

'અને તમે કહો છો કે મ્હેરાબ તે વખતે અહીં નહિ હતો ?

'ના, નહિ હતો. એને આયમાયને હાથે નિરાશા મળતાં લગ્ન પહેલાં ત્રણ ચાર વર્ષ અગાઉનો એ કવેટા ઉપડી ગયો હતો.'

'ઠીક, આપની શી શી ચીજો ગઇ ?'

'એક જોડ હીરાની બેનમૂન સર્પાકૃતિ બ્રેસલેટ. કાલીચરન બાબુ જેવો વિખ્યાત 'ડાયમન્ડ સેટર' કહે છે કે એ બ્રેસલેટના જેવા હીરા એણે ક્યાંયે પણ જોયા નથી ! એ બ્રેસલેટ કોઇ ચીજ હતી ! તે વખતે બાવાજીએ એના હીરા પચાસ હજારમાં લીધા હતા. આજે તો એ બ્રેસલેટની કીમત ત્રણથી ચાર લાખ અંકાય. એવો જ એક ચંદ્રમણી હાર યાને નેકલેસ હતો. મારાં વાઇફની એ બે પ્યારામાં પ્યારી ચીજો લગનને બીજે જ દહાડે ચોરાઇ જતાં મારા વાઇફની ગમગીનીનો ખ્યાલ હું તમને શી રીતે આપું !' સોરાબજી કંઇક ગળગળા થઇને બોલ્યા.

'વારૂ, કાલીચરન બાબુ મને એ બ્રેસલેટ ને નેકલેસનું આબેહુબ વર્ણન આપી શકશે ? હું ધારૂં છું ત્યાં સુધી તમારી આ ચીજો સલામત છે; કારણ, આવી ચીજો બજારમાં શક પેદા કીધા સિવાય વેચી શકાતી નથી.'

'અરે હા રે ! કાલે જ આપણે એની પાસે જઇશું.'

આ તેમજ બીજી કેટલીક વાતો કરી અમે ઉઠયા અને પોતપોતાના શયનખંડમાં અમે સૂતા. હું તો જાગતો જ હતો. આજની વાતોની કડી ગોઠવતાં ગોઠવતાં મને એમ જ લાગ્યું કે ચોર મારા હાથમાં જ છે. એને બરાબર સપડાવાની અનેક ઘડભાંગ પછી એક યુક્તિ શોધી કહાડી હું નિશ્ચિંત મને ઉંઘી ગયો.

## ૯

## મૂછમર્દન !

સંકેત મુજબ બીજે દિને સોરાબજી સાથે હું બાબુ કાલીચરનને ત્યાં ગયો. એ વિખ્યાત પંચીગરે મને બ્રેસલેટ તેમજ નેકલેસની એવી બારિક વિગતે માહિતી આપી કે હું જો ચિત્રકાર હોત તો ત્યાંને ત્યાં એની આકૃતિ દોરી આપત. કાલીબાબુએ પોતે એની

આકૃતિ દોરી બતાવી તે બરાબર ધ્યાનમાં ઠસાવી હું ઉઠયો, અને સોરાબજી સાથે પાછો બંગલે આવ્યો.

તે દિવસે મેં દોરાબજી 'બેરીસ્ટર' સાથે ઘણો વખત ગાળ્યો. એ વાતુડીયો પારસી મારી સાથે એવો તો પલોટાઇ ગયો હતો કે એણે પોતાના અનેક પરાક્રમોની વાતો મને કહી સંભળાવી. એક આલબમમાં એના ભાઇ મેરાબ, એના નોશાકુગ ફુઇ ફુમલીબાઈ એનાં બહેસ્ત-નશીન માય, બાપ, બેન વગેરે અનેક સગાંઓની છબીઓ હતી તે પણ મને એણે દેખાડી. તે પછી બીજે દહાડે સવારે હું એના રૂમમાં ઓચિંતો ગયો. એ મૂછોને કોસમેટીક લગાડી ' ટ્રીમ ' કરતો હતો.

' સાહેબજી મી૰ દોરાબ! સવારના પહોરમાં આ શી ખટપટ !'

તે કંઇક ચોંકયો. શા કારણથી, તે હું કહી નહિ શકું. પણ ચોંકયો એ ચોક્કસ. કંઇક ગભરાતા અવાજે તે બોલ્યો ' કંઇ નહિ, એ તો હું જરા મુછો ચોંટારૂંચ—નહિ રે જરા સમી કરૂંચ.'

' કરો, કરો બાવા. કૈસરની ગાદી તમને મળવાની છે.' જાણે કાંઇ જ બન્યું નહિ હોય એમ હું આમ ટીકા કરી એના રૂમમાંથી બહાર નીકળ્યો અને વિચારમાં પડયો ! ' મુંછો ચોંટારૂંચ' એ વાકય મારા કાનમાં ગુંજી રહ્યું !

' આજેજ નહિ તો એક માસ પછી ચોર મારી મુઠ્ઠીમાં સપડાશે ' હું મનમાં બબડયો.

બપોર પછી ત્રણ વાગ્યાને સુમારે ઘણુંખરૂં પોતાના પત્નિ તેમજ પ્રાઇવેટ સેક્રેટરી તથા બીજા અતિથિ કે સગાં કે મિત્રો સાથે બેસી સોરાબશા ચા સાથે ' લાઇટ રીફ્રેશમેન્ટ' લેતા. આ વખતે હું હાજર રહેતો નહિ પણ આજે મી૰ સોરાબશાના આગ્રહથી મારે ત્યાં હાજર રહેવાનું હતું અને એમણે આગ્રહથી આપેલું ફ્રૂટ મારે ખાવાનું હતું !

અમે બધા ગોઠવાઇને બેઠા હતા. મારૂં ધ્યાન દોરાબ તરફ,

ખાસ કરીને એની મૂછો તરફ હતું. ચ્હામાં બોળાતી મૂછ તે અતિ સંભાળથી લૂછી નાખતો હતો અને જાણે પાછી બરાબર ગોઠવતો હોય તેમ સરખી કરતો હતો. એક જ મિનિટમાં મેં મારો નિશ્ચય કરી નાખ્યો ચા ખલાસ થઈ અને એણે મૂછો લૂછવાને હાથ ઉંચો કર્યો કે તરત જ હું કુદ્યો અને જોરથી મેં એની મૂંછો મારા આગળાંની મજબૂત પકડમાં પકડી ખેંચી. એક જબરદસ્ત ચીસ પાડી દોરાબ જમીનપર પટકાઇ પડયો. દોરાબની મૂછોના થોડા વાળ મારા હાથમાં આવ્યા હતા, તેનાપર લોહીની છાંટ હતી. અલબત્ત દોરાબની મૂંછ ખરી હતી! મારો પ્રયોગ નિષ્ફળ ગયો! મીસ્ટર તેમ જ મીસીસ અડાજણીઆ મારા આવા વિચિત્ર વર્તનને લીધે મારા તરફ અજાયબીથી જોઇ રહ્યાં મારે મમયસૂચકતા વાપરી હું ખીમીયાણો નહિ પડતાં ખડખડ હસી પડયો ને બોલ્યો, 'માફ કરજો દોરાબ! મેં તમને આજે બહુ ગભરાવ્યા છે, પણ તમારી મૂછપર વળગેલી ચ્હા મને આગેથી કોઇ જીવડા જેવી લાગી અને તમે તે ગળી જાઓ તે પહેલાં હું કુદ્યો અને એ ચ્હાના ટીપાંને જીવડું સમજી મેં તે તમારી મૂછના વાળ સાથે ખેંચ્યું. પણ એ તો જીવડું નહિ પણ ચ્હાનું ટીપું નીકળી પડયું! હું બહુ જ દિલગીર છું. પણ મને તો આજે ધરમ કરતાં ધાડ નડયા જેવું થયું'

દોરાબશા પાટલુન ખંખેરતો ઉઠયો પણ એની કળ નરમ પડી નહિ હતી. મૂછપર હાથ લગાવી થોડીવાર તે બેઠો આયમાએ ઉઠી એની મૂછપર થોડું 'વેસેલીન' ચોપડયું. અને સોરાબજી ઉઠી ફરવા ગયા.

'મી. સોરાબજી! આજની મારી વિચિત્ર વર્ત્તણુંક જોઈ આપને મારાપર તિરસ્કાર છૂટયો હશે, પણ મારે આપની ચોરીના સંબંધમાં એક પ્રયોગ કરવાનો હતો. અલબત્ત તે નિષ્ફળ ગયો છે અને એ નિષ્ફળ ગયો છે તેથી જ મારો બીજો છેલ્લો પ્રયોગ જરૂર સફળ થશે એમ મારી ખાત્રી છે. આજથી હું આપની રજા લઇશ. ઇશ્વરનું

ચાહતું હશે અને હું જીવતો હઇશ તો આજથી એક માસની અંદર આપની ચોરીનો પત્તો હું જરૂર મેળવી આપીશ.'

' આમીન ! '

ફરી હરીને અમે સૌ સૌને ઘેર ગયા. ત્યારપછી માત્ર એક જ વાર થોડા દિવસ બાદ હું મી. સોરાબજીને કેટલીક અગત્યની સૂચનાઓ આપવા મળ્યો હતો. મારા શક કોના ઉપર છે અને હવે હું શું કરવા માગું છું તે સંબધી, પહેલાં તેમ હમણા કેટલાંક કારણોને લીધે મેં એમન કશી પણ માહિતી આપી નહતી.

## ૧૦

## કુમલીફુઇની કરામત

કુવેટાના વિશાળ સ્ટેશનપર એક સાંજે એક વયોવૃદ્ધ પારસી બાનુ ટ્રેનમાથી ઉતરી પોટરને બોલાવી ટ્રેનમાંથી પોતાનો સામાન કડાવવા લાગી. તેણે લાંબી બાંયનું બદન પહેરેલું હતું રેશમી કાંઠા-ભાતી ચીનાઇ સાડીના નાચેની કોર આગળ ચણીઆને બદલે રેશમી ઇજાર સ્પષ્ટ રીતે બહાર ડોકીઆં કરી રહી હતી. અણે કાળી મખ-મલની સપાટ પહરી હતી. તસતસીને બાંધેલા માથાબાનામાંથી તેના સફેદ રૂપેરી વાળ જાણે નાશી છૂટવાની કોશેશ કરી રહ્યા હોય એમ લાગતા હતા. તેના કંઇક ગોરવણુ પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ હતી. આંખના પાપણો સફેદ થવા આવા હતી. તે કેડેથી સેજ ખુંધી હતી અને અણે આખાબ બ્લુ કાચનાં ચશ્માં પહેર્યાં હતા. એક ટ્રંક, એક બીસ્તરો પાણીનો જરમન સીલ્વરનો કુંજો અને ખાવાનો એક મોટો કરડીઓ એટલાં વાનાં ટ્રેનમાંથી નાકળી રહેતાં ડોસા બોલ્યા, 'અ પોરતર! ઇધર મ્હેરાબસા પારસીકે ઘેર હમકુ લઇ ચાલ! એવનની હું ફુઇ થાઉંચ!'

પોટર કંઇ સમજ્યો નહિ, પણ પારસી નામ સાંભળી તે દોડી એક પારસી ટીકીટ કલેક્ટરને લઇ આવ્યો.

'કેમ માયજી કોન્ને પૂછોચ !' તેણે ઘણી સભ્યતાથી પૂછ્યું.

'મારા મ્હેલ્લીને ! દુશ્મનને કંઈ થઇ આયુંચ તે મારા પર એનો તાર હતો. હું એની ફુઇ થાઉંચ. નૌહારીની છું. મ્હેલ્લી મ્હેલ્લી ! તમે એને ઓરખોચના બાવા !'

'મ્હેલ્લી ! મ્હેલ્લી કોણ ?' તેણે આશ્ચર્ય પામી પૂછ્યું.

મ્હેરાબસા કોમીસરીએટવારા ! દોરાબ બાલીસ્તરનો ભાઈ !' તે ડોસાંએ કહ્યું.

'અરે હા ! મ્હેરાબ કોમીસરીઅટ ! ઓળખાયો ! પન એ તો હજી ગઇ કાલે જ અરીંદરી જેવો ડાન્સમાં નાચતો ઉતો.'

'કોન જાને બા મને તો એનો મરનપથારીનો તાર આઇયો એટલે દોરતી કે ઓય આવી ! ઘરકું મનખ તે અંજાનમાં હું તો બીજે ઇસ્તેશને ઉતરી પરેલી. ત્હાંથાં અહીં વરના ટીકીતના પૈસા ઝાંસી વરી અહીં આવી. લેવ બા આય તાકેત.' ડોસાએ ટીકીટ આપી તે લઇ પેલો પારસી ટીકીટ કલેકટર બોલ્યો.

'હોસે, ચાલોંજી હું તમુને એવનને મેલવા આપું. એઇ પોટર, ઉઠાવ સામાન.'

તે પારસી, ડોસાં અને પોર્ટર એમ ત્રણેનો જમેલો સ્ટેશનપર આવેલા રેસ્ટોરાંમાં ઘુસ્યો. એક પારસી જવાન ઇઝીચેરમાં પડયો પડયો સીગારેટ ફુંકતો હતો.

'મ્હેરાબ ! આય તારાં ફુઇજી આયાંચ !' તે પારસીએ પેલા ઇઝીચેરમાં પડેલા જુવાનને કહ્યું અને ત્યાંથી ચાલતી પકડી.

'મ્હારાં ફુઇજી !' તે આશ્ચર્યથી બેઠો થઇ ગયો.

'કેમ દીકરા ! ઓરખાન પરેચ કે ! નૌહારીમાં તારી સીકનેસનો મારાપર તાર આયો—.'

'તાર ! મારો ! સીકનેસનો !' હજી પણ મ્હેરાબ અજાયબીમાં ગરક જ હતો.

‘જોની બા! આય કોન્નો તાર છે?’ ડોસાંએ તાર કહાડી બતાવ્યો. મ્હેરાબે અજાયબી પામતાં તે તાર લીધો અને વાંચ્યો. તાર કવેટાથી નવસારી કુમલીબાઇના નામનો હતો: Mehrab on Deathbed Remembers you often come immediately. Rustom.

‘સું લખીયુંચ બા!’ ડોસાંએ પૂછ્યું.

મ્હેરાબ થોડીવાર સુધી અજાયબીથી ફાટે ડોળે ડોસાના સ્હામું જોઇ રહ્યો ‘કુમલી ફુઇ તમે! બહુ નાનપણમાં જોવાં હશે! કંઇ યાદ નથી આવતું!’

‘ઓવાય! સાનું યાદ આવે! હોસે બા! દુસ્મનને સાજો સમો જોઇને જાઉંચ એટલે થયું. હું તો મ્હારે અત્તરઘરીએજ જવસ! નથી કહેતો કે ફુઇ આવો! ને વરી સાંભ્ભો કહેચ કંઇ ઓરખ નથી પરતી. આ ખાદાય!’

મ્હેરાબ કંઇક ખીસીયાણો પડી ગયો. તે વૃદ્ધ પારસી બાનુ તેની અજાણમાં હોય તોયે જયારે તે એને જ પૂછતી આવી છે ત્યારે તો તેની સરભરા કરવાને તે બંધાયલો હતો. વિચારથી ચકડોળે ચ્હડેલો મને તે ઉઠયો, થોડીવાર કુમલી ફુઇ સ્હામે જોયા કીધું. પછી બોલ્યો, ‘ચાલો આપણે બંગલે; અહીં પાસે જ છે.

‘ના રે ના. હું તો મારે સીદ્ધી અહીંથી જ નીહારી જવસ.’

દેખીતી રીતે કુમલી ફુઇને ક્રોધ ઉપજ્યો હતો. બહુ સમજાવી મ્હેરાબ તેને પોતાને બંગલે લઇ ગયો. ‘માફ કરજો ફુઇજી મેં તમને ઓળખ્યાં નહિ. હજી બી હું તમને ઓળખી શકયો નથી. તમને જોયાંને ઘણા વર્ષો થયાં એટલે કદાચ એમ હશે.’

પણ કુમલીફુઇએ તરત બધી વંશાવળી રજુ કીધી. મ્હેરાબ અને દારાબની નાનપણની ખાસ ખાસીઅતો એને કહી સંભળાવી. મ્હેરાબને કંઇક ખાત્રી પડવા માંડી! એના બંગલે આવતાં સુધીમાં તો એ એનાં ‘વ્હાલાં ફુઇજી’ ને બરાબર ઓળખી ગયો હતો!

'ફુઇજી, તમે આયાં તો ભલે આયાં. મારા કોઇ દુશ્મને તમારાપર ખોટો તાર કીધેલો લાગે છે. હવે તો થોડા દહાડા અહીં રહીને જજો!'

'અહીં એકલા મને ગમે કેમ?'

'નારે મેં અહીં એક મડમ પોટ્ટી સાથ લગન કીધું છ. બહુ સોહામની ને ભલી છે.' મ્હેરાબે હસતાં હસતાં કહ્યું.

'મુવો તું પારસીનો થતો. વારૂ, પન મ્હારા જેવી બુઢ્ઢી ફુઇજીને જોઇને તો એ હસશે.

'ના રે ના! એમ બ્હીવો ના!'

આખરે તેઓ બંગલે આવી પહોંચ્યાં. મીસીસ મ્હેરાબે બહાર આવી કુમલીફુઇને આવકાર આપ્યો. 'મ્હારાં ફુઇજી' કરીને મ્હેરાબે એની ઓળખ આપી.

## ૧૧

## 'ડ્રેસબોલમાંથી વેશપલટો'

થોડા દિવસ આનંદમાં વીતી ગયા, એક દિવસ કુમલીબાઇ કંટાળતાં હોય તેમ બોલ્યાં, 'મ્હેરાબ! દીકરા તારૂં 'કુર્ઇટા' નૌહારી જેવું નહિ! આંહી કાંઇ સોહાવું નથી. નૌહારીમાં તો કેવાં મજેના કુંમરાં થાલી વગારે ને મઝેનો નાચ કરે ને અહીં તો એવું કાંઇ નહિ મલે!'

'ઓ કુઇજી! ધરડે ધડપણ તમને નાચ જોવા ગમે છે! વારૂં, આજે અમે તમને એક અંગ્રેજી ફેન્સી ડ્રેસબોલ જોવા લઇ જઇશું. પછી જો જો તમારાં કુંમરાંઓનો નાચ વ્હડે કે અમારો અંગ્રેજી ડાન્સ વ્હડે! હી. હી. હી ગદ્ધા ક્યા જાને જાફ્રાનકી બાતાં!'

રાતના તે લોકો ફેન્સી ડ્રેસ બોલમાં જવાના હતા. મ્હેરાબ ને એની વહુ એમાં નાચનાર હતાં. કુમલી બાઇના આગ્રહથી મ્હેરાબની વહુએ પારસણનો પોશાક પહેરવાનું કબૂલ્યું હતું. કુમલીબાઇએ જાતે જ એને સાડી પહેરાવી ને પછી બોલ્યાં, 'ઓય મા નક્કરી પાર-

સન જેવી લાગેચ ! હવે દીકરા મ્હેરાબ આય અડવા હાથ પર કંઇ મોતીની કે હીરાની બાંગરી હોય તો શું શોભે ! બસ જેવી સબ્જ પરી !'

મ્હેરાબ પણ આજે જરા દારૂની લહેરમાં હતો. ઝટ કરતાં કે ત્રીજોરીમાંથી એણે હીરાની બ્રસલેટ ને નેકલેસ ક્હાડયાં અને ફુઇજીના હાથમાં મુકયાં. ફુઇજી તો એ બે ચીજો જોઇને દઘાઇ જ ગયાં. હીરાના તેજથી જાણે અંજાઇ ગયાં હોય એમ :તેમણે આંખ હાથ દીધા. 'વાહ ! દીકરા ! અહી બેઠે બેઠે બી ત્હેં ઠીક કમાણી કીધી લાગેચ ! શું કીમતના હોસે ?'

'ગરીબ માણુસ છીએ ! જેમ તેમ અહીંઆં રોટલો કુટી ક્હાડીએ છીએ !' દેખીતી રીતે મ્હેરાબ આ વાત વધુ લંબાવવા માગતો નહી હતો, એટલે એણે આમ ઉડાવનારો જવાબ દીધો.

અંગ્રેજોનો 'ફેન્સી ડ્રેસ બોલ' કુમલી ફુઇને ગમ્યો નહિ !

'મુવા બૈરાં મરદ એકબીજાને ભેટીને નાચે એમાં મલાજો ક્હાં રહેચ !' એમ એમનો મત હતો, મ્હેરાબ અને એની મડમ વહુ નાચતાં નાચતાં થાકયાં એટલે ખુબ દારૂ ચડાવી કુમલી ફુઇને લઇને મોટરમાં બેસી પાછાં બંગલે આવ્યાં. કુમલીફુઇ તો આ 'વટલેલા પારસા'ને ત્યાં જમતાં જ નહિ હતાં તો દારૂની કયાં વાત ! આટલા દિવસ તો એણે પોતાના ભાતા તેમ જ કવેટાના લીલા સુકા મેવા ઉપર જેમ તેમ ખેંચી ક્હાડયા હતા ! પણ હવે ભાતુ ખલાસ થવા આવ્યું હતું અને એ પાછાં નવસારી જવાની ઉતાવળ કરતાં હતાં. ફેન્સી ડ્રેસ બોલમાંથી રાતે અગીઆર બારને સુમારે તેઓ બંગલે પાછાં ફર્યાં ત્યારે ત્યાં એક પારસી અને અંગ્રેજ એમ બે ગૃહસ્થો મ્હેરાબની વાટ જોતા દીવાનખાનાના એક સોફાપર બેઠા હતા. મ્હેરાબના ખાનસામાએ એને એ વાતની મોટરમાંથી ઉતરતાં જ વરધી આપી દીધી હતી. 'રાતના વખતે કોણ હશે' એમ શંકિત મને

મ્હેરાબ કંઇક લથડતે પગે દીવાનખાનામાં દાખલ થયો, પાછળ એની વહુ અને કુમલીફુઇ હતાં.

'ઓહ ! સોરાબશાહ અડાજણીઆ તમે અહીંઆ ! આ વખતે ! જરા લખ્યું હોત તો સ્ટેશનપર લેવા આવતે ! સામાન કયાં ?' મ્હેરાબે એકદમ દોડી સોરાબશાને 'શેકહેન્ડ' કીધી.

'ઓહ થેંક્યુ ! સામાન સ્ટેશનપર સ્ટેશનમાસ્ટરના રૂમમાં રાખ્યો છે. તમારો તાર આવ્યો એટલે અહીં આ અંગ્રેજ ગૃહસ્થ મી૦ સેમ્પસન સાથે આવવું પડયું.' સોરાબશાહ અડાજણીઆએ ખુલાસો કીધો.

'મારો તાર !' મ્હેરાબના ડોળા અજાયબીથી બહાર નીકળી પડયા.

'તે વાત પછી. આ એવણ કોણ ?' સોરાબશાહે પૂછયું.

'મ્હેરાબનાં વહુ થાય છે જી ! અને હું એવનની ફુઇ થાઉં-છજી !' કુમલીફુઇ હવે મદદે આવ્યાં.

સોરાબશાએ કુમલીફુઇ સાથે 'શેકહેન્ડ' કીધાં પણ જેવો એ મીસીસ મ્હેરાબ સાથે શેકહેન્ડ કરવા જાય છે તેવો જ એ ચમકયો. તેણે પેલા અગ્રેજ તરફ ફરીને કહ્યું 'Mr. Sampson ! Here are our stolen ornaments ! Bracelet and necklace !

મ્હેરાબની મડમ બૈરી તો આ ધડાકો સાંભળી ગભરાટની મારી એક ખુરસીપર બેસી ગઇ ! વિચારમાં પડેલો મ્હેરાબ ચોંકયો ! એક પળમાંજ તેણે નિશ્ચય કરી નાખ્યો. બહુ જ ત્વરાથી તે પાછો ફર્યો અને જ્યાં નાસવા જાય છે ત્યાં તો કુમલીફુઇને બારણાની બરાબર વચ્ચે હાથમાં રીવોલ્વર સાથે ઉભેલી એણે દીઠી !

'કુમલીફુઇ તમે !' તે બદમાશ પાછો પડી બરાડયો.

'હા, હું ! 'મીસ આયમાય અજીરણીઆની' કુમલીફુઇ ! હવે ઓળખી બરાબર !'

પગ આગળ એક જબરદસ્ત બોમ્બગોળો ફુટયો હોત તોયે મ્હેરાબ આટલો અજાયબી નહિ પામતે! તેણે પોતાના પહોંચા કરડયા! પોલીસ ઇન્સ્પેકટર મી. સેમ્પસને બ્રેસલેટ, નેકલેસ તેમ જ બીજી ચીજોની ચોરીના આરોપસર તેને હાથકડી પહેરાવી, એટલે મી. સોરાબશા કુમલીબાઇ તરફ ફર્યા.

‘ જી, આપ આ મ્હેરાબનાં ફુઇજી થાઓ છો કે ’? તેણે પૂછ્યું.

‘ના જી, હું તો પ્રોફેસર ચંદ્રમૌલેશ્વર પંડિત આપનો નમ્ર સેવક—

‘ઓહ મી. પંડીત! ડીટેકટીવ! ત્યારે આ તાર મારા ઉપર તમે કર્યો હતો કે? બાપરે! આ ઘડી સુધી હું તમને ઓળખી શકયો નહિ હતો! How clever! Thanks Mr, Detective! many thanks!’

કુમલીફુઇ ઉર્ફે મારો હર્ષ સારાબશાના આ અભિનંદનથી સમાયો જતો નહોતો. એક આંખના પલકારામાં હું કેદ થયેલા મેરાબ આગળ ગયો અને એના કાનમાં બબડયો, ‘ તમે તો પેલી ચિઠ્ઠીમાં લખતા હતાની કે તમારા જેવો માણસ એકજવાર છેતરાય છે અથવા મરે છે! ’

‘અરે હા! ઠીક યાદ આપી! Thank you’

આમ બોલતાની સાથે તો તે બદમાશ એક ભયંકર ચીસ સાથે જમીનપર બેડી સાથે પટકાઇ પડયો. તે મોતનાં છેલ્લાં ડચકીઆં લેતો હતો! મારી એ ભયંકર ભૂલ હતી! કારણ એના મૃત્યુપર બેઠેલી જ્યુરીએ એવો અભિપ્રાય આપ્યો કે ‘આરોપીએ જીભ કરડીને આત્મઘાત કીધો હતો!’ શો ભયંકર છતાં એકવચની માણસ! એના મરણથી પેલા ‘બ્લ્યુ દસ્તાવેજ’ તેમ જ ઝવેરાતની ચોરીની કેટલીક વિગતપર છેલ્લો પડદો પડી ગયો!

મુંબઇ તરફ પાછા ફરવા માટે મુસાફરી કરતાં ટ્રેનના ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં હું તેમ જ સોરાબશા વાતો કરતા હતા. ઇન્સ્પેકટર

સેમ્પસન ડબ્બાની બારી આગળ બેસી બહારનો કુદરતી દેખાવ જોતો હતો. એક ખૂણામાં મિસીસ મ્હેરાબ ગમગીન ચ્હેરે બેઠી હતાં.

'મી. પંડિત! તમારા ગયા પછી અમારો દોરાબ ' બેરીસ્ટર ' તો તમારાપર એવો છેડાઇ પડયો હતો કે બસ ન પૂછો વાત. '

'એને માટે હું ખરેખર દિલગીર છું. મ્હને આપ એની પાસે જરૂર માફી અપાવશો.' મેં ખરા અંતરથી કહ્યું.

'ખચ્ચીત જ! તમારૂં અમારા દાગીનાની ચોરી પકડવાનું કામ બહુ અદ્દભૂત કહી શકાય. ભારે ખંત, ચાલાકી અને સાહસ સિવાય આવી ચોરી ભાગ્યે જ પકડાય. મી. પંડિત મ્હને કહેશો, તમે આ કામ કેમ પાર પાડયું તે'

## ૧૨
## આખરી અંજામ

' હા જી; તમારે ત્યાંથી નીકળ્યા પછી મારા ઘરનો બંદોબસ્ત કરી હું નૌસારી પહોંચ્યો અને ત્યાં મ્હેરાબના કુમલીફુઇને શોધી કહાડી મેં તેની સાથે ઓળખાણ પાડી. સોરાબ તથા મ્હેરાબની નાનપણની નાની મોટી ખાસીયતો મેં એની પાસેથી જાણી લીધી; તેમ એના પોતાની પણ ખાસીયત મેં જાણી લીધી. પછી મારો તાર આવે તો મુંબઇથી છુપી પોલીસના ઇન્સ્પેકટર સાથે તમારે તાબડતોબ કવેટા રવાના થઇ મ્હેરાબને ત્યાં સીધ્ધા ચાલ્યા આવવાની સુચના તમને કરી હું કવેટા પહોંચ્યો. ત્યાંથી મેં નૌસારી કુમલીફુઇ ઉપર એવી મતલબનો રૂસ્તમના નામે તાર કીધો કે 'મ્હરાબ મરણ પથારીએ છે; તમને બહુ સંભારે છે. તાકીદે આવો!' આ તાર નૌસારીમાં મારા એક મિત્ર મારફત મેં લેવડાવ્યો. એ તાર પરબી-ડીયાં સાથે મને પાછો મળે ત્યાં સુધી મેં કવેટામાં મ્હેરાબના સંબંધી લોકવાયકા એકઠી કરતાં રખડયા કીધું. દરમ્યાન કામ પૂર્ણ સાવ ચેતીથી પાર પાડવા મેં મારો મુકામ કવેટાથી બીજું સ્ટેશન 'ચમન'

છે ત્યાં રાખ્યો હતો નૌસારીથી તાર આવી ગયો કે તરત જ મેં કુમલીપુઇનો સ્વાંગ ધારણ કીધો. મ્હેરાબને છેતરી હું એને ત્યાં રહ્યો, પણ એને ત્યાં તમારા દાગીના કંઇ દેખાયા નહિ: હું નિરાશ થયો; છતાં હિમ્મત નહિ; હાગતાં ઇશ્વરપર વિશ્વાસ રાખી મારી કોશેશ મેં ચાલુ જ રાખી. એક વખત હું એની તીજોરી આગળ ઉભો હતો, તે વખતે એણે તમારા વર્ણન મુજબની બ્રેસલેટ મખમલના દાબડામાંથી બહાર કહાડી પણ પાછી એકદમ તેણે તે દાબડામાં મૂકી દીધી! એણે તરત જ મારા તરફ જોયું પણ હું વિકાર વગરનો હતો. તે જ દિવસે મેં તમને અત્રે આવવાનો તાર કીધો. ભોગજોગે એવું બન્યું કે તમે જે રાત્રે કવેટા આવ્યા તેજ રાતે 'ફેન્સીડ્રેસ' બોલમાં અમારે જવાનું હતું. મ્હેરાબે દારૂ ખૂબ ઢાંસેલો, એટલે એ જરા લહેરમાં હતો. પેલી બ્રેસલેટ તેમજ નેકલેસ એણે પોતાની મડમ બેગી માટે કહાડયાં. મારી ખાત્રી થઇ. તમે માનશો ? મેં તે જ પળે તમારી હાજરીની પ્રભુ પાસે પ્રાર્થના કરી! પ્રભુએ તે સ્વીકારી કારણ તમે જાણો છો તેમ મોડા તો મોડા પણ બરાબર અણીને ટાંકણે તમે ત્યાં હાજર હતા. પછીની વાત તો આપણે બધા જાણીએ છીએ!'

'Marvellous ! અદ્દભૂત ! મી. પંડિત, તમે તો પેલા સરકસમાં આવતા 'કલાઉન'ના જેવું કામ કીધું! ભોટ મામા જેવો લાગતો 'મવાલી કલાઉન' પૂરપાટ દોડતા ઘોડાને પુંછડે વળગે, પડે આખડે તોયે કૂદીને કે ઘોડાનું પુંછડું પકડીને ઘોડે ચડે, પુંછડા આગ બેસે, પીઠપર બેસે, ઘોડાપર ઉભો થાય અને કંઇ કંઇ કમાલ કરે! તમાશબીન જાણે કે ગરીબ બીચારો 'કલાઉન' દોડતા ઘોડાની અડફટમાં આવી કયાંનો કયાં પીસાઇ જશે, પણ ના; એણે તો ઘોડાપર એવો અદ્દભૂત કાબુ જમાવ્યો હોય છે કે એને આખરે ઘોડાપર કમાલ કામ કરતો જોઇ આપણે દંગ થઇ જઇએ! ખરેખર, તમે પણ તેવું જ કામ કીધું છે. 'મવાલી ડીટેકટીવે' તો કમાલ કામ કીધું!' સોરાબશાએ હસતાં હસતાં કહ્યું.

'હું આપના સારા અભિપ્રાય માટે આભારી છું. આપની શુભેચ્છા અને મદદ વગર આ કામ હું પાર પાડી શકતે નહિ. મેં કહ્યું.'

'તમારી તે લાયકી છે!'

"એક રીતે આ ચોરી તમારા પેલા 'બ્લુ દસ્તાવેજે' જ પકડી એમ કહું તો ચાલે."

આ તેમજ આવી વાતોમાં વખત વિતાડતા આખરે અમે મુંબઈ આવ્યા.

ન્યાયાસન આગળ વિધિસર તપાસ થઇ. ચોરાયલા દાગીના પાછા તેના ધણીને સુપરદ થયા. પોતાના પ્રિય દાગીના પાછા મળતાં મિસીસ અડાજણીઆનો હર્ષ તો ઉભરાઇ જતો હતો. સોરાબશાએ ભારે વખાણ સાથે મને પાંચહઝારનો ચેક આપ્યો. તે ઉપરાંત એ બાઇએ પણ પોતાના ખાનગી ખાતામાંથી મને એકહઝારનો ચેક આપ્યો!

અને પેલો દોરાબ 'એરીન્ટર'! ભાઇના મરણથી તેને દિલગીરી તો લાગી, પણ એના ભાઇ જેવા કુલાંગારની વધુ નામોશી થયા પહેલાં મરણ થયું તે માટે એ એક રીતે ખુશ થયો. તે વાચાળ પણ ભોળા પારસીએ મજાકમાં મને એક લપડાક લગાવી કહ્યું. 'તમારા હિંદુ લોકોથી તો હાથ જોરીઆ બા! તમે લોકો દીસો મવાલી જેવા, પણ કામ કરો એવાં કે જેનો દુનીઆભરમાં જોટો નહિ મલે! આય જોયાને, તમારા મહાટમા ગાંઢી! દેખાયચ મવાલી જેવા પન કેવી કમાલ કરી રહ્યાચ તે!'





"ત્યાં પોલીસખાતાનો સબઇન્સ્પેક્ટર મિ. દ્વારકેશ...ધમધમતો આવ્યો."

( અનામી વાર્તા, પૃ. ૬૩ )

# અનામી વાર્તા

હવે તો હું ઘણો પ્રસિદ્ધ થઇ ચૂક્યો છું પ્રીન્સેસ સ્ટ્રીટપર રખડતા કોઇ નાદાન છોકરાને પણ પૂછશો કે ડીટેક્ટીવ ચંદ્રમૌલેશ્વર પંડિતની ઑફીસ ક્યાં આવી, તો તે પણ તરત જ મારી ઓફીસનો પત્તો આપી શકશે! તે વિશાળ રસ્તાપર આવેલા એક આલીશાન મકાનના બે મજલા મારા આવાસ તરીકે મેં રોકયા હતા. પહેલે મજલે એક કુશાદે દીવાનખાનામાં મારી ઓફીસ આવેલી હતી. એક ચંચળ અને ભારે આશા આપતા યુવાન ગુપ્તદૂતને મેં મારા મદદનીશ તરીકે ભાગીદારીમાં જોડયો હતો. ભારે ગુંચવાડાભર્યા અને અટપટા 'કેસો'નો નીકાલ બહુ આસાનીથી લાવવા માટે અમારી કીર્તિ જામી ગયલી હોવાથી અમારી ખાનગી સલાહનો લાભ લેવાનું ઘણા દુઃખીત જનો ચૂકતા નહિ. કોઇ કોઇ વખત તો અમને ખુદ પોલિસખાતા તરફથી પણ રોકવામાં આવતા હતા. એક દિવસ હું મારી ઓફીસમાં હજામત કરતો બેઠો હતો, એટલામાં છુપી પોલીસખાતાનો સબ ઇન્સ્પેકટર મી. દારાબશા ' હોલ્લો મી. ચંદર—આઇમીન—મી. પંડિત કેમ છેવ !' કરતો કે ધસમસતો આવ્યો અને પાસે પડેલી ખુરસીપર ધબ્બ દેતો કે બેઠો! દારાબશા શરીરે ' ગોપાળ ઘોસ'ની ઓલાદનો હતો! એ આવીને એની ' સ્પેશ્યલ ' ખુરસીપર બેસે એટલે નેવું ડીગ્રીને કાટખૂણે આવેલો ખુરસીનો પાયો સાઠ ડીગ્રી તરફ ધસી ગયા વગર રહેતો જ નહિ ! કમબખ્ત આવતો પણ એ ચોઘડીએ કે જ્યારે હું હજામત કરતો હઉં અને મારો 'આસીસ્ટન્ટ' બૂટ પાલીસ બનાવતો હોય. ભારે શરીર સાથે ચકલીની ચાલે દાદર કુદાવતો આવેલો હોવાથી તે શ્વાસથી ભરાઇ ગયો હતો ! શ્વાસ જરા

ધીમો પડતાં ગેસ છોડની કોઈ જબરદસ્ત મોટરબસની માફક એણે પણ સુસવાટા કરતો છેલ્લો શ્વાસ મુક્યો અને ત્યારે જ તે કંઇક સ્વસ્થ થયો ! 'યુ અન્ડરસ્ટેન્ડ ! ઘણોજ 'ઇન્ટરેસ્ટીંગ કેસ' આવ્યોચ! એક માણસે બીજા માણસનું ખુન—ઝબૂન ખૂન કીધું ! ખૂનીનો પત્તો મળતો નથી; બલ્કે મળે છે એમ કહીએ તો ચાલે ! વાત બધી એમ છે કે એક માણસ કે'ચ કે ખૂન કરનાર એ પોતે જ છે ! 'સરકમસ્ટન્શ્યલ એવીડન્સ' જોતાં તો ખૂની એ જ માણસ ઠરેચ ! પણ સાળુ 'ગોસમંડળ' કંઇ એવું થયુંચ, એવું થયુંચ કે બસ ના પૂછો વાત ! યુ અન્ડરસ્ટેન્ડ' દારાબશામાં આજ એક મોટી ખોડ હતી, વાતનું ન મળે કે ધડ ન મળે તેનો પાયો ! એટલે એ બબડી રહ્યો એટલામાં મેં નિરાંતે હજામત કરી લીધી અને મારા જોડીઆ રાજેશ્રી સૂર્યકુમારે બૂટ પાલીસ બનાવી દીધા !

'માણસે ખૂન કીધું ? બહુ અજબ વાત !' મેં હસતાં હસતાં દારાબશાને પૂછ્યુ.

'ત્યારે કોઇ ગઢેરો ખૂન કરેચ શું ?

'ચાલો હવે નિરાંતે વાત કરો. હું સાંભળવા તૈયાર છું.' હજામત ખલાસ થતાં મેં કહ્યું.

દારાબશાએ ક્યવાતે મને પહેલેથી ફરી વાત શરૂ કીધી. તેનો ભાવાર્થ આ હતો:–તોપખાનાપર આવેલા એક યુવાન ખુબસુરત વિધવાના બંગલામાં ધોળે દહાડે એક યુવાન માણસે બીજા યુવાન માણસનું ખૂન કીધું હતું. ખૂન કરનાર યુવાન માણસ બહુ પ્રસિદ્ધ પુરૂષ હતો. તે પોતે કહે છે કે એક ઘડીભરના આવેશમાં તેણે પોતે જ ખૂન કીધું હતું. આમ છતાં તેના સારા સારા મિત્રો તેને ખુની માનવાની સાફ ના પાડે છે. તેઓ કહે છે કે એ ખૂન કરે તે પહેલાં સૂર્ય પશ્ચિમમાં ઉગવો જોઇએ ! તે લોકો પોતે પોતાને ખર્ચે ખરા ખૂનીનો પત્તો મેળવવા માગતા હતા. પેલી વિધવા બાઈ તો એ બાબતમાં કંઇ જાણતી જ ન હોય એમ કાને હાથ મૂકે છે. પોલીસ તો

માણસને શક ઉપરથી પકડે ત્યારે આ તો ખૂની પોતે જ પોતાનો ગુન્હો કબુલ કરતો હતો, એટલે એને પોલીસે પરહેજ કીધો, એના સંબંધમાં સર્વ બાતમી મળી જઇ પોલીસ કેસ તૈયાર થાય તે પહેલાં ખૂનીના ખાસ મિત્ર સર જંગબારવાળાની કોઈ બાહોશ ખાનગી ગુપ્ત દૂતને આ બાબતમાં રોકી ખરી બીનાનો પત્તો મેળવવાની ખાસ ઇચ્છા હોવાથી દારાબશાહ મારી પાસે આવ્યો હતો.

'ઠીક ચાલો ત્યારે; મને પહેલાં પેલા ખૂનીની મુલાકાત કરાવી દો. આ કેસમાં હું કોઇ બીજી જ રીતે કામ લેવા માગું છું.' મેં કપડાં પહેરતાં કહ્યું.

'એ બીજી રીત તે સી બલીચ તે તો કે'વ!' દારાબશાએ ખુરસી પરથી ઉભા થતાં પૂછ્યું.

'પામીસ્ટ્રી' મેં શરૂ કીધું.

'પામીસ્ટ્રી! By jove! હાથ જોઇને ખૂની પકડવા માગોછ! પણ એ પૂરાવો કોરટમાં નહિ ચાલે તેનો કંઇ સાનસુધલો છે કે! હં!' વચ્ચે જ દારાબશાએ મને બોલતો અટકાવી સામો પ્રશ્ન કર્યો. મેં તેને કહ્યું કે હું મારી જોખમદારી પૂરેપૂરી સમજતો હતો. હસ્ત પરીક્ષાથી હું કહેવાતા ખૂનીના ચારિત્રનું માપ કાઢવા માંગતો હતો એમ કીધાથી ખરા ખૂનીનો પત્તો મેળવવાનો મારો માર્ગ સરળ થઇ જશે એમ મને લાગતું હતું. અનેક સમય હું આવી જ રીતે ખરી વિગત મેળવવા ભાગ્યશાળી થયો હતો. સામુદ્રિકશાસ્ત્ર પૂરેપૂરૂં જાણવાનો મારો દાવો નહિ હતો, તેમ એ જ રીતે ખરા ગુન્હેગારને પ્રકાશમાં લાવી શકાય એમ પણ હું કહેતો નથી; પરંતુ એટલું તો હું માનતો હતો કે પ્રાણુવિનિયમ અને સામુદ્રિકશાસ્ત્રના જ્ઞાનવાળો ગુપ્તદૂત પોતાના ધંધામાં ખાત્રીથી યશસ્વી થાય છે અને તેથી જ મારા ગુપ્તચરપણાના વ્યવસાયને ઉપયોગી થઇ પડે તેટલે અંશે મેં એ શાસ્ત્રોનો અનુભવસિદ્ધ અભ્યાસ કીધો હતો. મી૦ દારાબશાહને

એ વાત સાથે બહુ લાગતું વળગતું હોય એમ નહિ લાગવાથી મેં એને એ સંબંધી કાંઇ વધુ વાત કીધી નહિ; એટલે વાત બીજા વિષય ઉપર ઉતરે તે મિષે મેં મોઢેથી સીસોટીમાં ગાયન વગાડવું શરૂ કીધું ! પણુ દારાબશાની જીજ્ઞાસા એકવાર ઉશ્કેરાઇ ગયા પછી તેને તૃપ્ત કીધા સિવાય એ શાંત થાય એમ ન્હોતો. સૂર્યકુમારને યોગ્ય સૂચનાઓ આપી હું તથા એ ટેક્સીમાં બેઠા, ત્યાં સુધી એ કાંઈ બોલ્યો નહિ. 'લેવને ભઇશાબ, તારે મારો જ હાથ પહેલે જોઇ લેવની !' ટેક્સી પોલીસ સ્ટેશન તરફ હંકારાઇ એટલે એના મોંમાં જીભ આવી !

એનાં હાથ જોવાનું મન કંઇક ઓછું હતું છતાં શરૂઆતમાં એને કંઇક ચમત્કાર બતાવવો એ હેતુથી મેં એના બન્ને હાથ શાંતિથી તપાસ્યા, તેની હથેળી ફુલેલા દેડકા જેવી ઉપસેલી અને લોહીવર્ણી હતી. અંગુઠો જોઇએ તે કરતાં કંઇક ટુંકો અને માંસલ હતો. અંગુઠાની નીચે હથેળીમાં જે ટેકરા જેવો ભાગ આવેલો છે તે શુક્રનો પર્વત વિશાળ અને કંઇક અંશે જોઇએ તે કરતાં વધારે ઉંચો હતો. આવો હાથ ધરાવનાર માણસ જડવાદી, જુલ્મી, જીદ્દી, ક્રોધી અને વિષયી હોવા બાબત ઓછી શંકા હોય છે ! પણુ એની હથેળીમાં પહેલી આંગળી તર્જની તથા અંગુઠાની વચ્ચેની જગ્યામાંથી શરૂ થતી અને હથેળીને બે ભાગમાં વહેંચી દેતી મસ્તકરેખા લાંબી, સીધી અને બીજાં ચિન્હોથી દુષિત થયલી ન હોવાથી ઉપલાં બધા દુર્ગુણોની અસરથી એ સારા પ્રમાણુમાં મુક્ત થતો હતો ! અર્થાત્ દુર્ગુણો ઉપર સારી સમજદારી કેટલેક અંશે એનામાં વિજય મેળવતી હતી.

'પણુ હવે નસીબમાં દો'રીઆ કા'રે આવેચ તે કે'વની !' દારાબશાને દોઢીઆં સિવાય બીજી કોઇ વાતમાં 'ટેસ્ટ'જ પડતો નહિ હતો !

'હવે હું તે જ કહું છું ! જુઓ, આ તમારી પેહલી આંગળી

કનિષ્ઠિકાની નીચે આ ટેકરા જેવો ભાગ જે બુદ્ધનો પર્વત કહેવાય છે તે વધારે ઉપસેલો હોય તેનાપર આ સ્પષ્ટ ચોકડી જેવું ચિન્હ ચોરી–આઇમીન—લાંચ રૂશ્વતથી તમે પૈસો પેદા કરો એમ બતાવે છે !' મેં હવે ધડાકો છોડયો. હું જેમ જેમ વાત કરતો ગયો તેમ તેમ સળગવાથી ચચર ચચર ફુટતી જાંગોરીની માફક તે કંઇક મલક મલક હસતો ગયો, પણ ધડાકીયા ફટાકડામાં ભરેલા દારૂ આગળ સળગતી જાંગોરી પહોંચતાં ધડૂમ કરતો કે તે ફુટે છે તેમ વાત લાંચરૂશ્વત આગળ પહોંચતાં દારાબશાનું ડાચું પૂરેપૂરૂ વિકસ્યું, ફાટયું અને તેનો ખડખડાટ હસવાનો અવાજ મોટરના અવાજને ભેદીને શોફરના કાનમાં ઘુસ્યો, તેણે પણ ચમકીને પાછા ફરી જોયું. દારાબશા જેવો માણસ ગુપ્તચર ખાતા માટે બીલકુલ નાલાયક હતો એમ તે જાણે કહેવા માગતો હોયને ! 'હા–હા–હા, એ તો બાબા ઘી ખાના સક્કરસે ઔર દુનિયા ચલાના મક્કરસે ! એમાં સું—'

'એમાં બધું જ ! સાડત્રીસ વર્ષની ઉમરની આસપાસ તમારા પર ફોજદારી કેસ થશે અને કદાચ તેમાં તમને કેદની'–તેના હાસ્યમાં કંઇક ફીકાસ આવી, તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને બોલ્યો.

'થેંકયું ! લેવ આપરૂં ઇસ્ટેશન આયું ! એ બાબે કોઇ બીજી વખત વાત !'

'ઓ હો ! મી० દારાબ હું અહીં છું.'

પોલીસ સ્ટેશન પાસે અમે જેવા ઉતર્યા તેવા જ પાસે ઉભેલી એક મોટરમાંથી અવાજ આવ્યો ! દારાબ તરત જ મને લઇને ત્યાં ગયો. મોટરમાં બેઠેલા ગૃહસ્થ સર જંગબારવાળા હતા, તેની સાથે દારાબે મારી ઓળખાણ કરાવી. સર જંગબારવાળાએ મને એની પાસે મોટરમાં બેસવાનું કહ્યું અને જાણે તે જાય તો સારૂં એમ કહેતી હોયની એવી દષ્ટિ તેણે દારાબશા તરફ ફેંકી ! હું સમજી ગયો. 'મી० દારાબ ! તમે ઓફીસમાં જઇ કેદીને હું મળી શકું એમ ગોઠવણ કરી શકશો ?'

મારા આ પ્રશ્નના ઉત્તરમાં 'અરે હારે! By all means!' કહેતાં દારાબ તેનું શરીર ખમી શકે તેટલી ઝડપે ચાલ્યો ગયો.

એકલા પડતાં સર જંગબારવાળા સાથે અંગ્રેજીમાં ઘણી વાતો થઇ. એની વાતોમાં એની મિત્ર તરફની લાગણી સ્પષ્ટ જણાઇ આવતી હતી, આખરે દારાબને મોટર તરફ પાછો ફરતો જોઇ તે બોલ્યાઃ 'પૈસા સામું જોશો નહિ! મારા એ મિત્રને છોડાવતાં. મારે પોતાને પણ વેચાવું પડશે તો વેચાવા હું તૈયાર છું! જોઇએ તેટલા પૈસા અને જોઇએ તેટલી મારાથી બની શકતી સર્વ મદદ આપવા હું ખડે પગે ઉભો છું.'

'આપનો હું આભાર માનું છું. આપના મિત્ર જો નિર્દોષ હશે તો તેમને છોડાવવા અને ખરા ખૂનીને પ્રકાશમાં લાવવા, હું આકાશ પાતાળ એક કરવા ચૂકીશ નહિ, તેની ખાત્રી રાખશો; પણ હું પાછો ફરૂં ત્યાંસુધી આપ અહીંઆ થોભી શકશો? કદાચ અર્ધો પોણો કલાક તમારે અહીં મારી વાટ જોવી પડશે.'

"ઓહ! ખુશીથી પોણો કલાક નહિ, પણ પોણી જીંદગી સુધી થોભી શકીશ."

'થેંકયું' કરતો હું દારાબ સાથે પોલિસ-સ્ટેશનની ઓફિસમાં ગયો.

તે કહેવાતા ખૂનીની મોટી તેજસ્વી આંખો, તેનું સુંદર અને સ્વચ્છ મુખડું, તેના કાળા અને મુલાયમ રેશમના જેવા ચળકતા કેશ તથા આબદાર મોતી જેવા દાંત અને તેનું મજબૂત ઘાટીલું શરીર જોઇ, પહેલી જ નજરે મેં એને ગુરૂના ગ્રહની શુભ અસર નીચે માની લીધો! તેને બોલાવતાં તેનો અવાજ મધુર અને સ્પષ્ટ હતો. મેં એને સીધો જ પશ્ન પૂછ્યોઃ 'આપનો હાથ જોવા દેશો?'

તેણે એક પળ મારી સામે પોતાની ગંભીર આંખો ઠેરવી, બીજી જ પળે તેણે પોતાનો જમણો હાથ મારી સામે ધર્યો. તેની ડાબી તેમજ જમણી હથેળીને આગળ પાછળ ઉથલાવી જોઇ, તે પરનાં ચિન્હો બની શકતી બારીકાઇથી તપાસી, તે સર્વ મેં મારી

નોંધપોથીમાં મારી પોતાની યોજેલી ગુપ્ત ભાષામાં નોંધી લીધાં. નોંધ પૂરી થતાં કંઇક સ્મિત સાથે હું ઉઠ્યો અને યોગ્ય નમ્રતાથી તે કહેવાતા ખુનીને નમન કરી, હું જેવો જવાને તૈયાર થયો, તેવો જ તેણે પોતાના મધુર અને ગંભીર અવાજે મને પ્રશ્ન પૂછ્યોઃ 'આપ ડીટેક્ટીવ છો?'

'જી, હા.' એટલો જ ઉત્તર આપી હું બહાર મોટર આગળ પાછો ફર્યો. આ વખત દારાબ મારી સાથે નહિ હતો.

'હું ધારૂં છું, કે મેં આપને બહુ ખોટી નથી કીધા!'

'No no, Don't mention it please!' સર જંગબારવાળાએ કહ્યું અને તે પછી અધિરાઇથી મારી સામે જોઇ રહ્યા.

'આપના મિત્ર કોઇ મહાત્મા છે, ખુની નથી! મેં શરૂઆત કીધી.'

'Exactly! How very kind of you to say so!'

'ઇશ્વરકૃપાથી તેનાપરનું વાદળ દૂર થશે! તે બચી જશે! તેની અંગુઠા પાસેની પહેલી આંગળી જે તર્જની, તેની નીચે આવેલા ગુરૂના પહાડપર ચતુષ્કોણનું ચિન્હ છે!'

'ગુરૂના પહાડપર ચતુષ્કોણ! તે શું?' આશ્ચર્યચકિત થઇ સર જંગબારવાળાએ પૂછ્યું.

મારી પ્રથમ મુલાકાત વખતે મેં એમને હું શું કરવા માગતો હતો, તે જણાવ્યું નહિ હતું; એટલે મારી વાત સાંભળી, એ આશ્ચર્ય પામે. તેમાં નવાઈ જેવું નહિ હતું.

'હાજી! મેં તમારા મિત્રનો હાથ તપાસ્યો છે અને તેપરથી હું કહી શકું છું, કે તમારા મિત્ર નિર્દોષ ઠરી છૂટી જશે.'

'મારા મિત્રના હાથમાં આપે શું જોયું, તે જો આપને વાંધો નહિ હોય તો જણાવી શકશો?'

'બચ્ચીત જ, મને જોઇતી વિગતો કદાચ ત્યારે જ મળી શકશે. પ્રથમ તો આપ આપના શોફરને વદાય કરી દો. આપણને

એકાંતની ખાસ જરૂર છે, તે મેળવવા આપણે હેંગીંગ ગાર્ડનના કોઇ ખુણામાં જઇશું. મોટર ચલાવતાં મને આવડે છે, એટલે શોફર જતાં આપણને અડચણ નહિ આવે.'

તેણે મારી સૂચના મુજબ શોફરને કેટલીક સુચના આપી, ઘેર વિદાય કીધો અને અમે મારતી મોટરે 'હેંગીંગ ગાર્ડન' પહોંચ્યા. ત્યાં એકાંત સ્થળે મોટર થોભાવી, તેમાં જ બેઠે બેઠે અમે વાત શરૂ કીધી.

'આપના મિત્રની હસ્તપરીક્ષા સંબંધી હું વાત શરૂ કરૂં, તે પહેલાં હું આપને એક બે પ્રશ્ન પુછવા માગું છું.' મેં વાતની શરૂઆત કરતાં કહ્યું.

'ખુશીથી, પૂછો.'

'જે બાઇના બંગલામાં ખૂનનો બનાવ બનવા પામ્યો, તે બાઇને આપ ઓળખો છો ?'

'હા; એના ધણીની મિલ્કતનો હું કેટલાંક વર્ષ સુધી એક ટ્રસ્ટી હતો. બાઇની રીતભાત મને પસંદ નહિ પડવાથી, મેં એને અનેક વેળા ચેતવણી આપી, છતાં એની રીતભાતમાં સુધારો થયો નહિ; એટલે મને લાગ્યું, કે એ કામમાં મને આગળ જતાં અપયશ મળ્યા વગર રહેશે નહિ; તેથી આજ બે વર્ષ પહેલાં જ મારી ટ્રસ્ટીશીપનું રાજીનામું આપી દીધું હતું. જે માણસનું ખૂન થયું છે, તે એના બીજા ટ્રસ્ટી હતા.'

'વારૂ; તમારા મિત્ર એ બાઇને કયાંથી ઓળખે ?'

'મારે લીધે મારા મિત્રને એ બાઇ સાથે પરિચય પડયો હતો. વળી એ બાઇનો ભાઈ મારા મિત્રનો 'સ્કુલ ફ્રેન્ડ' હતો. ખૂનનો બનાવ બન્યો, તે દિવસે મારો મિત્ર જ્યોતિન્દ્ર એ બાઇને મળવા ગયો હતો. એ બાઇના ધણીના મરણ પછી, એનો ભાઇ ત્યાં જ રહે છે. એમ કહેવાય છે કે તે દિવસે પેલો ટ્રસ્ટી પણ કંઇ કારણ-સર ત્યાં ગયો હતો; તેની સાથે જ્યોતિન્દ્રને બોલાચાલી થતાં, એણે તેનું

રીવોલ્વરથી ખૂન કીધું. મારા મિત્ર પાસે રીવોલ્વરનો પરવાનો છે અને જેનું ખૂન થયું, તેના મુડદા આગળ પણ એની જ રીવોલ્વર પડેલી હતી. થયલા ખૂનની પોલિસને ખબર અપાઇ. પોલીસ ત્યાં આવી અને રીવોલ્વરપરથી મારા મિત્રને પકડે, તે પહેલાં જ તે પોલિસને શરણે થયો ! હવે આ વાત હું લેશ માત્ર માનતો નથી.'

'આ રીવોલ્વરનો પુરાવો અને તમારા મિત્રનો એકરાર છતાંયે ?' મેં પુછ્યું.

'હા; તે છતાંયે મારૂં હૃદય એ વાત માનવાની સાફ ના પાડે છે. આ વાતમાં કોઇ જબરો ભેદ છે. મારો આવો શીરસ્તાઇ ખવાસનો મિત્ર ખૂની ! આહ ! મારો મત ફેરવવા હું ખુદ બ્રહ્માને 'ચેલેંજ' કરૂં છું.' આટલું બોલતાં બોલતાં સર જંગબારવાળા ઉશ્કેરાઇ ગયા. તેની આંખો ભીની થઈ ગઇ !

'શાંત થાવ. ધીરજથી કામ લીધે સૌ સારાં વાનાં થશે, પણ હું પૂછું, તમારા મિત્રની સ્ત્રી—'

'નહિ; તે કુમારા છે. એના યોગાભ્યાસમાં વિઘ્ન ન આવે, તે માટે એ બ્રહ્મચર્ય પાળે છે. બે વર્ષ બાદ, એનો પરણવાનો વિચાર હતો, એટલામાં તો આવું થયું !'

'આવા મહાત્મા જેવાને રીવોલ્વરથી શું કામ ?' મેં પુછ્યું.

'હા; એ તેના 'હોબી' હતી ! દુષ્ટોને મારવા અને સાધુઓનું સંરક્ષણ કરવા, તે રીવોલ્વર રાખે છે, એમ કહેતા, તો પણ હવે તો એ રીવોલ્વરના પરવાનાય થોડા દિવસમાં રદ કરાવનાર હતા.'

'ખેર ! હવે આપ મને તે બાઈની મુલાકાત કરાવી દેશો ? મારી ઓળખાણ ડીટેકટીવ તરીકે નહિ પણ એક પ્રખ્યાત હસ્તપરીક્ષા કરનાર નજુમી તરીકે કરાવી શકશો ?'

'ખુશીથી; આજ સાંજે જ આપણે એને બંગલે જઇ શકીશું !'

'ઠીક; હવે તમારા મિત્રની હસ્તરેખાની હકીકત સાંભળો: ખરેખર

એમનો હાથ કોઇ મહાત્માનો છે. આંગળીઓનો ઘાટ એમને ફીલસુફ તરીકે ઓળખાવે છે. એમનો અંગુઠો મોટો હોઇ તેના પહેલા તેમ જ બીજા વેઢાની લંબાઇ સરખા પ્રમાણમાં હોવાથી એમની ઇચ્છા-શક્તિ તથા વિચારશક્તિ સારા પ્રમાણમાં ખીલેલી કહેવાય. મસ્તકરેષા તેમજ તેની થોડેક ઉપર આવેલી અંતઃકરણ રેષા લાંબી હોઇ, એ બન્ને રેષાઓને છેડે શાખા ફુટેલી છે. અંતઃકરણ રેષાની ઉપર પહેલી આંગળીના મૂળથી ત્રીજી આંગળીના મૂળ સુધી ઘેરો ઘાલતું શુક્રનું કંકણ છે અને તેની ઉપર બીજી આંગળીને ઘેરો ઘાલતું શનીનું વર્તુળ આવેલું છે. મસ્તકરેષાની નીચે ધનરેષા અને આરોગ્ય-રેષાથી બનેલો હથેલીનો મુખ્ય ત્રિકોણ સ્પષ્ટ ઉઠેલો છે. એ ત્રિકોણની પૂર્વ બાજુએ ચંદ્રરેષા જેને અંગ્રેજીમાં Line of Intution કહે છે, તે કંઇક ઝાંખી રીતે ઉઠેલી છે—મસ્તક અને અંતઃકરણરેષાની વચ્ચે સ્પષ્ટ ચોકડી છે; જે ભાગ્યશાળી માણસના હાથમાં હોય; આ ચિહ્નો હોય તે યોગી, જ્ઞાની, મહાત્મા હોઇ, તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો હોય છે કે થાય છે. આવો પુરૂષ સંસારમાં રહીને પણ મુક્તિ સાધી શકે છે. આવા પુરૂષની અંતર્દષ્ટિ ખીલેલી હોઇ, તેને ચોક્કસ સંજોગોમાં ભવિષ્યમાં બનનાર બનાવોની આગાહી થાય છે. તમારા મિત્રની ત્રીજી આંગળી ઉપર આવેલી સૂર્યરેષા અથવા જશરેષા, તેની પૂણ્યરેષા અથવા અંતઃ-કરણ રેષામાંથી ઉદય પામતી હોવાથી એના જીવનનો પાછલો ભાગ અત્યંત સુખમાં તેમજ આરામમાં જશે. આટલી બધી અત્યંત શુભ રેષાઓ છતાં એમના અંગુઠાની નીચે આવેલા શુક્રના પહાડપર એક સ્પષ્ટ ચોકડી છે; તે એમ બતાવે છે, કે કોઇ એકાદ અત્યંત ખુબ-સુરત સ્ત્રી એને યોગભ્રષ્ટ કરે ! શુક્રના પર્વતના મૂળમાં તારાનું ચિન્હ, એમને કોઇ સ્ત્રી મુશીબતમાં ઉતારે ! આ બન્ને અશુભ ચિન્હોનો જવાબ, એમની પહેલી આંગલીની નીચે આવેલા ગુરૂના પર્વત ઉપર આવેલું ચતુષ્કોણનું ચિન્હ આપે છે ! આ ચિન્હ માણસને કોઇપણ ધોખામાંથી કે ગંભીર માંદગીમાંથી બચાવી લે છે.'

મેં સર જંગઆરવાળાને ઉપલી હકીકત મારી નોંધપોથીમાંથી વાંચી, તેના પોતાના હસ્તમાં રેષાઓનાં સ્થાન તથા ચિન્હો બતાવતાં જઇ સમજાવી; તે તેમણે પૂર ગંભીરાઇથી સાંભળીને પછી તે બોલ્યા: 'આપનો પામીસ્ટ્રીનો અભ્યાસ ઉંડો લાગે છે! પણ મેજીસ્ટ્રેટ આગળ કંઇ પુરાવા તરીકે ગુરૂના પહાડપર ચતુષ્કોણનું ચિન્હ કામ લાગે નહિ!'

'Exactly so! પણ આપને એમ નથી લાગતું, કે એક ડીટેક્ટીવને આટલી હકીકતની માહિતી સાથે કામ કરવાનું હોય, ત્યારે તેનું કામ બહુ સરળ થઇ જાય છે! હજી આ તો માત્ર મુખ્ય હકીકતો છે. બારીક વિગત તો મેં આપને જણાવીયે નથી, તેમ તેનું આપને કામ પણ નથી; પણ હવે એક બીજી વાત—મારે તમારા મિત્રના ઘરની ચોક્કસ ચીજોની ઝડતી —'

'અરે હા! એ તો હું ભુલી જ ગયો. મારા મિત્ર આજ કેટલાક વર્ષથી મારી સાથે જ રહે છે. એમની જે જે ચીજો આપ જોવા માગશો, તે સર્વ હું બતાવીશ. હમણાં જ આપણે જઇએ.'

'ના, ના; ઉતાવળ નથી. કાલે વાત. આજે તો આપણે પેલી બાઇની જ મુલાકાત લેશું. ત્યાં જવાનું તમે કોઇ બ્હાનું કહાડજો અને ત્યાં મને નજુમી તરીકે જ ઓળખાવવાનો છે એ બીના ખાસ યાદ રાખજો.'

થોડીવાર સુધી એલારપેલારની વાતો કરી કંઇક અંધારૂં થતાં મેં સર જંગબારવાળાની સુચના મુજબ તોપખાના તરફ મોટર હંકારી. બંગલાના સિંહદ્વારમાં પેસતાં જ સેંટ લવંડરની ખુશબોથી અમારૂં મગજ તર થઇ ગયું. સદ્ભાગ્યે બાઇસાહેબ બંગલામાં જ હતાં. એમના કહેવા મુજબ એમની તબીઅત ઠીક નહિ હોવાથી, તે રાતનાં સર્વ 'એન્ગેજમેન્ટ' એમણે 'કેન્સલ' કીધાં હતાં. સર જંગબારવાળાનો કાર્ડ માણસ સાથે અંદર જતાં, થોડીવારમાં બાઇ, અમે જ્યાં બેઠા હતા, ત્યાં આવ્યાં. એ બાઇના પહેરવેશ ઉપરથી કોઇ એમ

નહિ કહી શકે, કે તે વિધવા હતી. માથાપરના કેશમાં પટા હોઇ, તે બન્ને બાજુથી ઝુલતા હોળ્યા હતા. ગુંથ્યા વગરનો ગોળ લાડુ જેવો વચ્ચેથી ઉપસેલો અંબોડો, પીનના આધારે તેની અર્ધ ખુલ્લી ગરદનપર ઝુલી રહ્યો હતો. તેના જ્યોર્જેટ જેવા ચીપટી લઈ પહેરેલા બારીક ગવનમાંથી તેનો ફેન્સી નકસીદાર ચણીઓ બહાર ડોકીઆં કરી રહ્યો હતો. અને એની ખુબસુરતી! ચાંદનીમાં ખીલેલા કોઇ મોટા ગુલાબની કલ્પના કરો, એટલે એની ખુબસુરતીનો ખરો ખ્યાલ તમને આવી જશે! 'માફ કરજો—મને આવતાં મોડું થયું માટે!' તેણે ઘંટડી જેવા મધુર અવાજે હસતાં હસતાં કહ્યું.

'અરે, કંઇ નહિ; એમાં શું?' એમ કહી સર જંગબારવાળા તે બાઇની સાથે વાતે વળગ્યા. બાઇનું નામ ઇન્દુકુમારી હતું. એટલે હવેથી આપણે એને એ જ નામે ઓળખીશું. એ બે વાતો કરતાં હતાં તે દરમ્યાન હું બંગલાનું નિરીક્ષણ કરતો હતો. તે તદ્દન છેલ્લામાં છેલ્લી અંગ્રેજી ઢબથી શણગારેલો હતો. તેમાં શણગારનો સારો ટેસ્ટ છતાં ઉડાઉપણું સ્પષ્ટ રીતે તરી આવતું હતું! અર્ધોએક કલાક ખુન સંબંધી વાતોમાં ગાળ્યા પછી, સર મારી ઓળખ આપતાં બોલ્યા: "આ એવણને ઓળખ્યા? એ મારા મિત્ર થાય છે. બહુ અચ્છા 'પામીસ્ટ' છે!"

'એમ? So very glad to see you! હું પોતે પામીસ્ટ્રીમાં તથા જ્યોતિષમાં બહુ 'ઇન્ટરેસ્ટ' લઉં છું. હમણાં જ મેં મારા હાથનું 'ઇમ્પ્રેશન' પ્રસિદ્ધ અંગ્રેજ પામીસ્ટ કીરો (Cheiro) ને મોકલ્યું છે; તેનો કાગળ આ મેલમાં હું 'એકસપેક્ટ' કરૂં છું. કીરોના 'રીડીંગ' સાથે 'કોરોબોરેઇટ' કરવા મેં પ્રસિદ્ધ એસ્ટ્રોલોજર 'સેફારીઅલ'ને પણ મારી 'બર્થડેઇટ' મોકલી, મારા 'હોરોસ્કોપ' બનાવી મોકલવા ગઇ મેલમાં જ લખ્યું છે. તમે મારો હાથ વાંચી શકશો?'

'ખુશીથી! ઘણુંખરૂં હું હસ્તપરીક્ષા સ્હવારના સમયમાં જ કરૂં

છું; કારણ તે વખતે રેષાઓ સ્પષ્ટ ઉઠેલી જણાઇ આવે છે; છતાં તમારા હાથની મુખ્ય રેષાઓ આ વીજળીના પ્રકાશમાં હું જોઇ શકીશ. લાવો આપનો ડાબો હાથ જોઉં!'

મેં કહ્યું, કે તરત જ એણે પોતાના હાથ સાબુથી ધોઇ ટુવાલથી બરાબર લુછી, પોતાનો ડાબો હાથ મારી સામે ધર્યો અને મેં શું જોયું? તેના આશા અને ઉમંગ દર્શાવતા ફુલગુલાબી હાથમાં અંતઃકરણ–રેષા ( Line of Heart ) નો સદંતર અભાવ હતો! નિષ્ઠુર અને પાપ પૂણ્યનો ડર નહિ રાખનાર માણસના હાથમાં, એ પૂણ્ય–રેષા–અંતઃકરણ–રેષા–હોતી નથી! ત્રીજી આંગળી અનામિકાની નીચે આવેલા સૂર્યના પહાડપર સ્પષ્ટ ચોકડી હતી. અત્યંત ખુબસુરત સ્ત્રીના હાથપર આવી ચોકડી એમ બતાવે છે, કે પૈસાને ખાતર ખૂન કરતાં; કરાવતાં, તે આંચકો ખાશે નહિ! શુક્રના પહાડપરની આડી ઉભી લીંટીથી બનતી જાળી, તે બાઇનાં લહેરીપણું અને વ્યભિચાર દર્શાવતી હતી! તેની મસ્તક–રેષા પણ છેક વાંકી વળી શુક્રની સામેના ચંદ્રના પહાડપર જતી હતી! આ દુષ્ટ ચિન્હો મેં મનમાં રાખ્યાં અને કેટલાક સારાં ચિન્હો માટે હું બોલ્યો: 'ઓહો બાઈ! આપના ધણી લખ્ખોપતિ હોઇ, તેમની તરફથી આપને સંપૂર્ણ કેળવણી, છુટછાટ, સ્વતંત્રતા વગેરે મળતાં હતાં. બાવીસમે વર્ષે આપ વિધવા થયા પછી આપના ઉડાઉ–આઇ મીન–ઉદાર સ્વભાવને લીધે પૈસાની તંગી આપને અવરનવર ભોગવવી પડતી હોવી જોઇએ!'

'**Exactly So!**' તેણી ટહુકી.

'ગાયન વાદનના આપનો શોખ કોઈ અજબ છે. મારી એક બેન સુર્યકુમારી જેવો જ!'

'બચ્ચીત! **I hope you will have the goodness to introduce her to me!**' તેણે કહ્યું.

'**I will, madam! even if you had not told**

me to do so! અને હવે એક કડવી વાત !' ડાચામાં કડવાશ લાવી હું બોલ્યો.

'શું તે ઝેર ખાઇ આપઘાત કરવાની છે?' તેણીએ હસતાં હસતાં પૂછ્યું.

'હા–હા–હા–હા' હું ખડખડાટ હસી પડયો–એટલા જોરથી કે સર સાહેબને પણ એનો ચેપ લાગ્યો !

'બાઇસાહેબ ! જુઓ આપની આ માતૃરેષા યાને જીંદગીની રેષા ( Line of Life )ની શરૂઆતમાં બન્ને હાથપર ભુરા રંગના તલ છે, તે જાણીજોઇને કે અજાણતાં પીવાયલી ઝેરી દવાથી આપનું મરણ સુચવે છે !'

તેણીના ચહેરાપર કંઇક ફીકાશ આવી. મેં તે જોઇ, એટલે વાત ફેરવી હું બોલ્યો: 'પણ બાઇ ! મરણ ક્યારે આવે તે તો પ્રભુ જાણે! દરેકે મરવાનું તો છે જ, પણ થોડા જ વખતપર આપને એક દલ્લો હાથ કરવામાં નિરાશા મળી છે !' તેણી વધુ ફીકી પડી! મને એની સમજ નહિ પડી. હું વાત ફેરવી એના પ્રિય વિષય 'દલ્લા' ઉપર આવતો હતો, પણ એમાં મેં થાપ ખાધી ! પછી વાત ઉલટાવી હું બોલ્યો: 'આપના ગાયનવાદનના શોખ આગળ તો ' મેડમ સરાહ ' પણ પાણી ભરે ! શી રેષાઓ ઉઠી છે! સુર્યકુમાર–ઇ–મારી બ્હેન તમને જોઇને બહુ ખુશી થશે ! કાલેજ હું આપને મેળવી આપીશ.'

'જરૂર.' તેણીએ ભાર મુકી કહ્યું, છતાં તેના મુખની અસલ તેજી પાછી ન આવી, તે ન જ આવી! આખરે બહુ રોકાણ કરવા માટે માફી માગી અમે ઉઠયા અને સર જંગબારવાળાને એને બંગલે પહોંચાડી, હું ભાડુતી વિકટોરીઆમાં બેસી મારે ઘેર આવ્યો આજનો દિવસ મને સફળ થતો લાગ્યો.

બીજે દિવસે મ્હારો મદદનિશ સુર્યકુમાર આવ્યો. ત્યારે મેં એને બનેલી સર્વ વાતથી વાકેફ કીધો અને એમ પણ જણાવ્યું, કે ગાયન-વાદન નિપૂણ સુર્યકુમારીનો વેશ એને શરૂ થયલા નાટકમાં ભજવ-

વાનો હતો! વળી સુર્યકુમારી મારી બેન થતી હતી, એ વાતની પણ મેં તેને યાદ આપી! આવો રસિક વેશ ભજવવાની તક મળવા માટે સુર્યકુમાર ખુશી થયો. જામનગરના પ્રખ્યાત ગવૈયા આદિતરામના 'નોટેશન' મુજબ તેણે તે પ્રસિદ્ધ ગવૈયાના એક શિષ્યના હાથ નીચે ગાયનવાદનની તાલીમ લીધી હતી. દિલરૂબાપર તેનો હાથ કોઇ અજબ નિપૂણતાથી રમતો હતો. તેનો અવાજ પણ સાંભળનારને મુગ્ધ કરે એવો હતો. તેનો ચ્હેરો ખૂબસુરત હોઇ, તેને હજી મૂછ ફુટી નહોતી. સ્ત્રીનો પાઠ તે આબાદ ભજવી શકે એમ હતો. વેશ બદલી મારી સાથે તે આવવા તૈયાર થયો, એટલે મેં કહ્યું: 'યુવાન મિત્ર! હું તને એક એવા કામપર યોજું છું, જેમાં તારા સંયમની પૂરેપૂરી કસોટી છે. એ બાઇ એટલી બધી ખુબસુરત, એટલી બધી 'એકોમ્પ્લીશ્ડ' છે કે તેની સાથે દોસ્તી બાંધવી, એટલે તરવારની ધારપર રમત કરવી સમજવી! મને તારા સંયમપર પૂર્ણ વિશ્વાસ છે, તું મારી કસોટીએ સો ટચનો નીવડયો છે, છતાંય અગ્નિ આગળ ઘી લઇ જતા પહેલાં દરેક સાવચેતીની જરૂર છે, એમ સમજી આટલી ચેતવણી આપું છું! ચાલો. હવે આપણે જઇશું?'

જવાબમાં સુર્યકુમારી હસી! અને અમે ટેક્સીમાં બેસી બાઇને બંગલે પહોંચ્યાં ત્યાં ઇન્દુકુમારી સાથે સુર્યકુમારીની ઓળખ કરાવી, તેની મરજી પડે ત્યાંસુધી તે ત્યાં બેસે એમ સુચના આપી, હું સર જંગબારવાળાના ગામદેવીપર આવેલા બંગલે પહોંચ્યો. ઇન્દુકુમારીની ગઇ કાલની ગમગિની નષ્ટ થઇ, તે આજે પાછી હસતું પક્ષી બની ગઇ હતી! દરેક પળે નવિનતા માટે તરફડીયાં મારતું જીવન એવું જ હોય!

'વેલકમ, મી૦ પંડિત! હું તમારીજ વાટ જોતો બેઠો છું.' સર જંગબારવાળાએ મને જોઇ આવકાર આપતાં કહ્યું.

'થેંક્યુ' કહી તરત જ હું સીધી વાતપર આવ્યો. મેં જ્યોતિન્દ્રનાં કાગળીઆં, બેસવા ઉઠવાની તથા અભ્યાસ કરવાની જગ્યા વગેરે

આવતાંની સાથે જ જોવા માંડ્યાં, આમ કરવાનો મારો ઉદ્દેશ, મારી હવે પછીની કામ કરવાની પદ્ધતિપર તેને કંઇ પ્રશ્ન પુછવાનો વખત ન મળે. એ હતો; કારણ હસ્તપરીક્ષા સુધીની વાત કોઇપણ જાણે તે માટે મને કાંઇ વાંધો ન હતો—બલકે એ વાત જાણીતી થાય, એમ મારી ખાસ ઇચ્છા હતી; પણ હવે પછીની મારી યોજના ગુપ્તી હતી. જ્યોતિન્દ્રના અનેક કાગળો તપાસ્યા, તેની બેસવા ઉઠવાની તથા અભ્યાસ કરવાની જગ્યા તપાસી, ડેસ્કનું ખાનું, એનાં કપડા વગેરે એને લગતી સર્વ ચીજોની બારીકાઇથી તપાસ લીધી; પણ તેમાંથી જાણવા જેવું કાંઇ મળ્યું નહિ. કાગળીઆઓ ગંભીર તત્વજ્ઞાનના કે કોઇ એવા જ વિષયપરના નિબંધથી ભરેલા હતા. આખરે પાછાં ફરતાં અચાનક યાદ આવવાથી, મેં એની બ્લોટીંગપેડ જોવા ઉંચકી; તેમાંથી કાંઇ મળે એમ હતું નહિ ! બ્લોટીંગબુકના પ્રત્યેક પાનાપર ચુસાયલા અક્ષરો વાંચવા પ્રયત્ન કર્યો, પણ તેય અનેક વેળા સાહી ચુસવાથી સમજાય નહિ, એવા બની ગયા હતા. આખરે પ્રયત્ન છોડી દઇ પાછા ફરવાનો હું વિચાર કરતો હતો એટલામાં મારી નજર એક છૂટા બ્લોટીંગના કટકા ઉપર પડી. તેના ઉપર સાહીના અક્ષરો ઠીક ઠીક ઉઠેલા હતા. એ અક્ષરો તાજી જ ભરેલી ફાઉન્ટન પેનથી લખાયા હોય એમ લાગતું હતું ખીસામાંથી નાનો આયનો કહાડી, તે બ્લોટીંગની સામે ધર્યો, એટલે તેમાં અક્ષરોની નીચે મુજબ છબી પડી:—

પ્રિય બ્હેનો તમારી માંગણી મુજબ રીવોલ્વર મારા વિશ્વાસુ માણસ સાથે મોકલું છું. તમારી પાસે દુષ્ટ માગણી કરનાર માણસને મારે હિસાબે ને જોખમે ઠેર કરજો. એ જ.

શુભેચ્છક
જ્યોતિન્દ્ર

આટલી બાતમી બહુ અગત્યની હતી. સર જંગબારવાળા ન જાણે તેમ, મેં એ બ્લોટીંગનો ટુકડો ખીસામાં સેરવ્યો અને જાણે નિરાશ થયો હોઉં તેમ, એક ઉંડો નિઃશ્વાસ મુકી, હું સરની સાથે

બહાર દીવાનખાનામાં આવ્યો. જ્યોતિન્દ્ર અને ઇન્દુકુમારી સંબંધી અનેક ઉડતી માહિતી સર પાસેથી મેળવી, મારૂં મળવાનું થોડા દિવસ માટે અનિશ્ચિત જણાવી, હું સરની રજા લઇ ઉઠયો ને ઘેર પાછો ફર્યો. સૂર્યકુમાર પણ તે વખતે પાછો ફર્યો હતો. એના કહેવા મુજબ ઇન્દુકુમારી ઉપર એણે પ્રથમ મુલાકાતમાં જ બહુ સારી છાપ પાડી હતી. અવારનવાર મળવા રહેવાનું એને આમંત્રણ પણ મળી ચૂક્યું હતું.

'અવારનવાર નહિ, પણ દરરોજ તમારે ત્યાં જવાની ગોઠવણ રાખવાની છે.' મેં કહ્યું.

'એણે તો મને દરરોજનું આમંત્રણ આપ્યું હતું. મેં જ માત્ર ભાવ ખાવા અવારનવાર જણાવ્યું હતું; પણ મારો વિચાર તો ત્યાં દરરોજ જવાનો છે. બહુ જ 'ઇન્ટરેસ્ટીંગ લેડી!' સુર્યકુમારે જવાબ દીધો.

મેં એક શંકિત દૃષ્ટિ એના તરફ ફેંકી, પણ એનો ચહેરો નિર્દોષ હતો. થોડીવાર શાંત રહી પછી હું બોલ્યો:—

'આપણે એ કામ બનતી તાકીદે ઉકલવું જોઇએ. કાલે જ તારી હાજરીમાં એક માણસ એ બાઇને એક કાગળ આપશે. એ કાગળ મળે, એટલે તારે જવાને બ્હાને ઉઠી જવાનું છે અને પછી કોઇ ઠેકાણે સંતાઇ રહી, ત્યારપછીની બાઇની હીલચાલપર તારે બારીક નજર રાખવાની છે. બરાબર યાદ રહ્યું?'

'બરાબર! એમાં કહેવું નહિ પડે.' તેણે ઉત્સાહથી જવાબ દીધો.

સંકેત મુજબ બીજે દિવસે એકાદ નાસી છૂટેલા કેદીના વેશમાં મેં ઇન્દુકુમારીને નીચેની ચિઠ્ઠી પહોંચાડી. ચિઠ્ઠીના અક્ષરોનો મરોડ, શક્ય એટલો જ્યોતિન્દ્રના અક્ષરોને મળતો હતો. ટુંકમાં જ્યોતિન્દ્રના અક્ષરમાં એ ચિઠ્ઠી મેંજ લખી હતી. આ રહી તે:—

પ્રિય બ્હેન!

આ કાગળ હું જેલમાંથી જેમતેમ લખી રહ્યો છું. પેલી રીવોલ્વરની વાત કોણ જાણે કેમ ફુટી છે! કદાચ તમારા ઘરની જડતી પોલીસ લેશે! મારા કે કોઇ બીજાના અગત્યના જે કાંઇ કાગળો હોય તે આ ચિઠ્ઠી મળતાં ત્રિજોરીના ચોર ખાનામાં કે બીજે કાંઇ પત્તો ના લાગે ત્યાં હાલ તરત તો છુપાવી દેજો. તે બાળશો નહિ. બાળવાનો જરૂર હશે તો હું તમને હવે પછી જણાવીશ. એ જ. કાગળ ઉતાવળમાં લખ્યો છે તે વાંચીને ફાડી નાંખશો.

શુભેચ્છક—જ્યોતિન્દ્ર

આ કાગળ લખવાનો મારો હેતુ એ હતો, કે હું ધારતો હતો તેમ જો એની પાસે કોઇ એવો પત્રવ્યવહાર હોય, કે તે જો બીજાના જાણવામાં આવે તો એને હાની પહોંચે, તો એવો પત્રવ્યવહાર ઉપલો કાગળ મળતાં તે છુપાવવાની કોશેશ કરે અને તે કયાં છુપાવ્યા છે, તેનો પત્તો સુર્યકુમાર મારફત મને મળે; પણ બાઇએ તો કાગળ મળતાં તે બેવાર વાંચી ફાડી જ નાંખ્યો અને જાણે કંઇ બન્યું જ નહિ હોય, એવું વર્તન રાખ્યું. એમ સુર્યકુમારના કહેવાપરથી મને માલમ પડયું. આના બે અર્થ થઇ શકે. કાંતો બાઇ પાસે છુપાવવા જેવા કાગળો જ હોય નહિ કે કાં તો તેણી પ્રથમથી જ સાવચેતી રાખી કાગળનો પત્તો ન મળે એવે ઠેકાણે તેને રાખતી હોય. પહેલી બીના ખરી હોય તો તો જાણે ઠંડે પાણીએ નાહી નાખવું જ રહ્યું! પણ ઘણુંખરૂં ગુપ્તદુતોનાં નશીબ મોટાં હોય છે! ચંદ્રગુપ્તનો ચોપડો ગુપ્તદુતોને ભારે મદદ કરતો થઇ પડે છે! પાપ તો છાપરે ચઢીને પોકારે છે! આવા હોશીઆર પણ પાપી માણસો આખી ભીંત જ ભુલે છે અને સમય આવે કર્મના કાયદાની ચુંગાલમાં સપડાય છે! આ કારણથી ડીટેકટીવ કદી નિરાશ થતો જ નથી. બાઇની પાસે કોઇપણ જાતનો છૂપો પત્રવ્યવહાર હસ્તિ ધરાવતો હોય તો તે રાખવાની જગ્યાની ચોક્કસ માહિતી મેળવવા મેં સુર્યકુમારને સુચવ્યું હતું; તેથી વાતમા ને વાતમાં તેણે આમ પાટીયાં ગોઠવ્યાં.

'ઓહો, તમે તો બાઇ હોંશિયાર, એટલે ઘરેણાં ને બીજી ખાનગી ચીજો મુકવાની તીજોરી કઇ બનાવટની સારી, તે ક્યાં મળે વગેરે બધું જ જાણો, પણ અમે તો મુવાં મોચીઆં કંઇ સમજીએ નહિ, તે બધો આધાર અમારે તો ભાયડાપર રાખવાનો રહ્યો! મુવું અમારૂં તે કંઇ જીવતર છે?'

'વાહ, એમાં શું? જુવોની આ મારી તીજોરી! તમને એવી પસંદ હશે તો આપણે સાથે જઇને ખરીદી લાવીશું.'

આમ કહી બાઇ સાહેબ ઉઠયાં અને તીજોરી ખોલી તેનાં ખાનાં, ચોરખાનાં વગેરે એની સખી સૂર્યકુમારીને બતાવવા બેઠાં! ચોર-ખાનાંની અંદર પાંચ છ કાગળનું એક પેકેટ તેમજ ત્રણ ચાર લાંબાં 'ઓફીસ્યલ કવર' હતાં. એ ચોરખાનામાં બીજી કોઇ ચીજ નહિ હતી. ચોરખાનું પણ એવું હતું કે જાણીતા માણસ સિવાય કોઇને એની હસ્તીની કે તે ઉઘાડવાની ખબર પડે નહિ. આટલી ખબર સૂર્યકુમાર મારફત મળતાં મને કંઇક આશા તો ઉપજી, પણ બીજી જ પળે તે નષ્ટ થઇ. કાગળીઆં કદાચ શેર સર્ટીફીકેટ, ડીવીડન્ડ વોરન્ટ કે કાંઇ એવી બીજી ભળતીજ બાબતનાં હોય તો! એમ છતાં સાહસ કરી એ આખું ચોરખાનું સૂર્યકુમાર મારફત મેં તફડાવ્યું! મારી મહેનત સફળ થઇ! આખરે એ મારી આશા ફળી! તે બંડલના એક કાગળમાં ગર્ભપાત કરવાનું 'પ્રીસ્ક્રીપશન' તથા તેની દવા વગેરે ક્યાં મળે તેનું બ્યાન હતું! બીજો કાગળ જ્યોતિન્દ્રનો રીવોલ્વર સંબંધી હતો. એ કાગળ બ્લોટીંગના ટુકડામાં છપાયલો આપણે ઉપર જોઇ ગયા છીએ. ત્રીજો કાગળ ટ્રસ્ટીનું કાટલું કઇ શરતે ને કેટલા રૂપિયામાં કહાડી શકાય એ વિગતોથી ભરપૂર કોઇ દેવેન્દ્ર નામના ગૃહસ્થ (કે બદમાશ) નો હતો. બીજા બે કાગળો કંઇક અસ્પષ્ટ પણ બાઇના દુષ્ચારિત્ર પર કંઇક આછો પ્રકાશ પાડનારા હતા. આ કાગળો મળતાં આગળની માફકજ છુપા વેશમાં મેં બાઇને નીચેનો કાગળ પહોંચાડયો:—

'પ્રિય બ્હેન,

સત્યાનાશની પાટી! પેલા કાગળો આઘુંપાછું જોયા વગર એક-દમ બાળી મુકજો. આટલુંયે જેમ તેમ જેલમાંથી લખ્યું છે.

શુભેચ્છક

જ્યોતિન્દ્ર.'

આ કાગળ મળતાંજ સંકેત મુજબ સૂર્યકુમારીએ જવાની રજા માગી. બીજા કોઇ સંજોગ વચ્ચે તો એને રજા મળી નહિ હોત: કારણ, તે વખતે સોહની રાગ ગાવાની ઢબ ઉપર રસિક વાદવિવાદ ચાલી રહ્યો હતો! પણ ચિઠ્ઠી વાંચતાંજ ઇન્દુકુમારીનું વદન મ્લાન થયુ. અને સૂર્યકુમારીને જવાની રજા મળી! તે બહાર જતાંજ બાઇએ બારણું બંધ કર્યું અને ઝટ તીજોરી પાસે દોડી જઇ તેણે તે ખોલી. તેમાં તે જુએ છે તો ચોરખાનું ખુલ્લું પડેલું અને કાગળો ગુમ! તેણે દાગીના આમતેમ ખેરવીખેર કરી આખી તીજોરી ફરી ફરી તપાસી, પણ કાગળો ક્યાં? લમણે હાથ દઇ તીજોરીને ટેકવી તે થોડીવાર વિચારમાં ઉભી રહી! તેના ડોળા ફાટી ગયા હતા. કોઇ ચિત્રકાર એનું તે વખતની સ્થિતિનું ચિત્ર દોરી લે તો તે ચિત્રની નીચે આ જ શબ્દો મુકે 'The wreck'! 'સર્વ નાશની સાક્ષાત્ મૂર્તિ'! પહેલેથીજ કંઇક રીફતથી પાડી રાખેલા બારણાના બાકોરામાંથી આ દૃશ્ય જોનાર ખુદ સૂર્યકુમારને પણ તેની દયા છુટી! એ દૃશ્ય વધુ-વાર જોઇ નહિ શકવાથી તે બનતી ઝડપે ઘેર આવ્યો અને આંખમાં આંસુ સાથે તે બબડયો. 'The wreck! Oh God! The wreck! આ સંબંધમાં વધુ બાતમી મેળવવા બહાર જવાનો બીજે દિવસે હું વિચાર કરૂં છું, એટલામાં તો મુંબઇની 'સોસાઇટી સ્ટાર' ઇન્દુકુમારીએ ઝેરી દવા પી આત્મઘાત કર્યાના સમાચાર ફરી વળ્યા! ચોક્કસ ખબરો મેળવવા હું મારતી ટેકસીએ તોપખાને પહોંચ્યો. એ અરસામાં તો બાઇના ટેબલપરથી મળેલા ત્રણ કાગળોને આધારે

જ્યુરીએ 'આત્મઘાતથી મૃત્યુ' નો અભિપ્રાય આપી દીધો હતો. એ ત્રણમાંનો એક કાગળ બાઇના બાપ૫ર હતો. તેમાં તેણીએ સર્વ મીલ્કત વગેરેની કેમ વ્યવસ્થા કરવી તે જણાવ્યું હતું. બીજો કાગળ પોલીસ કમીશનરપર હતો તેમાં તે પોતે અમુક સંજોગો વચ્ચે આત્મઘાત કરે છે તેનો તથા બંગલામાં થયલા છેલ્લા ખુનના સંબંધમાં જ્યોતિન્દ્ર બીલકુલ નિર્દોષ હોવા બાબતના પુરાવા સાથેનો એકરાર હતો. ત્રીજો કાગળ જેલમાં બેઠેલા જ્યોતિન્દ્ર ઉપરનો હતો, તે જાણવાજોગ હોવાથી આખો નીચે આપ્યો છેઃ—

'પ્રિય જ્યોતિન્દ્ર,

સત્યાનાશ! ખરેખર સત્યાનાશજ! મારાં બધાં કાગળિયાં ચોરાઇ ગયાં છે! એમાંના કેટલાંક જો પ્રસિદ્ધ થાય તો દુનિયા મારા નામપર થુંકે! પ્રિય! હું કેવી મૂર્ખ! ન્યાતરિવાજ છતાંયે મેં પુનર્લગ્ન ન કીધું અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા આચરી! લગ્નની પરતંત્રતા શા કામની? યુરોપમાં સ્ત્રીઓ લગ્ન કીધા વગર પણ કેવી સ્વતંત્ર રીતે રહી શકે છે! પુરૂષો વ્યભિચાર કરી શકે, એક ઉપર બીજી સ્ત્રી પરણી શકે, ચાહે તેટલીવાર પુનર્લગ્નને નામે વ્યભિચાર આદરી શકે ત્યારે અમે સ્ત્રીઓએ શાં પાપ કીધાં! સમાજ આવાઓ તરફ આંખ આડા કાન કરે, જ્યારે એવીજ સ્ત્રીઓની તે જડતી લે! આવા નિષ્ઠુર સમાજને ઠોકરે મારવામાં કયો બીજીઆવો પોક મુકવાનો હતો જે! આવા યુરોપના તેમજ અહીંના બંડખોર લેખકોના વિચારો વાંચી મારૂં માથું ભમી ગયું! આ રૂપ! આ લાવણ્ય! આ જોબન! શું એળે જવાને ભગવાને આપ્યાં છે! આહ! આવા વિચારોએ મારૂં માથું ઠણુકયું ને મેં ભરદરીએ નાવને ઝોલા ખાતું મુકી દીધું! ગર્ભ થતો અટકાવવાના સાયન્સે શોધેલાં છેલ્લામાં છેલ્લાં સાધનોનો ઉપયોગ કીધા છતાં મને ગર્ભ રહી ગયો! આજે મને પાંચમો મહિનો છે! ગર્ભપાત કરવાની દવાનો ઉપયોગ કરવાનો હું વિચાર કરૂં છું ત્યાં તો બીજો નવીન ધડાકો થયો! મારા ગુપ્તમાં ગુપ્ત કાગળો ચોરાયા

અને મારા હાથ હેઠા પડયા! હિન્દુ સમાજે તો વિધવાને પાળવાના અનેક સંયમો બતાવ્યા છે પણ મને તે સર્વ 'સુંદરી સુબોધીઓ.' અને સ્વાર્થી લાગ્યા! પુરૂષ સાથે આવી બાબતની સમાનતા ઇચ્છતી વખતે એ હું ભુલી જ ગઇ કે સ્ત્રીજાતિને ગર્ભાશય હોઇ એ બાબતમાં પુરૂષજાતિ કરતાં તે વધારે પરતંત્ર છે. એજ પૂર્વ જન્મના કોઇક અનિષ્ટ કર્મનું ફળ બતાવી આપે છે! પુનર્લગ્ન કરવામાં, વ્યભિચાર કરવામાં કે એક ઉપર બીજા પતિની ઇચ્છા કરવામાં પુરૂષનો વાદ કરનાર સ્ત્રીની મનોદશાની માત્ર કલ્પના જ થઇ શકે! કુદરતના કાયદાનો ભંગ કરનાર પુરૂષને પણ અચૂક સજા થયા વગર રહેતી જ નથી ત્યારે એનો આવી બાબદમાં વાદ શો! અસ્તુ! મેં પાપ કીધું અને તેની સજા મારે ભોગવવાની જ છે! એક નજુમીની આગાહી આખરે ખરી પડે છે! હવે એક બીજી અગત્યની વાત! જુઠું બોલી તમારી રીવોલ્વર મંગાવવા માટે હું અપરાધી છું જ પણ હજીયે મારૂં જૂઠાણું છુપાવી રાખી તમને ફાંસીને લાકડે ચડાવવામાં હું નિમિત્ત થાઉં તો તો મારા પાપની ગણના થવી જ મુશ્કેલ થાય! એક લાખ રૂપિયાની મને જરૂર હતી! ટ્રસ્ટી એ રકમ મને મળે એ બાબત વિરૂદ્ધ પડયો. એને જો ઠાર કરવામાં આવે તો જ મારૂં કામ થતું હોવાથી અનેક રસ્તે એ કામ પાર પાડવાની મેં યુક્તિઓ લડાવી પણ તે સર્વ એક યા બીજી રીતે નિષ્ફળ જવાથી મેં આખરે તમારી લાગણીનો આશ્રય લીધો! સ્ત્રી જાતિના દામન માટેની તમારી લાગણીની મને ખબર હતી. મારા દામનનું રક્ષણ કરવા નિમિત્તે તમે તમારી રીવોલ્વર મને વાપરવા આપી એટલું જ નહિ પણ ખૂનની સર્વ જોખમદારી કામ પડે તો તમે તમારા માથે વ્હોરી લેવા તૈયાર થયા! આખરે તમે તમારૂં વચન પાળ્યું. કંઇપણ દલીલ વગર તમે મને બચાવવા—બલ્કે સ્ત્રી જાતિના દામનની પવિત્રતાને ખાતર—બીનતકરારે પોલીસને સ્વાધીન થયા! તમારો શો ઉપકાર માનું! હું તમને પ્રથમથી જ ચાહતી હતી. મારી અનેક જાળમાં નહિ

ફસાતાં તમે તો શુદ્ધ રહ્યા ! એક સ્ત્રીના પ્રભાવની હું જાતે સ્ત્રી હોઇ મને પૂર્ણ રીતે ખબર હતી, એટલે વખતના વહેવા સાથે તમારી મારા તરફની બેન તરીકની લાગણીને વ્યભિચારમાં ફેરવી તમને યોગભ્રષ્ટ કરવામાં હું શક્તિમાન થઇશ એમ મને આશા હતી ! મગર અફસોસ ! 'માણુસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ?' વ્હાલા જ્યોતિન્દ્ર ! તમે તો હવે નિર્દોષ ઠરી છુટશો જ એટલે મારા જેવી પાપીને ચન્દ્રગુપ્તના દૂતો કંઇક શાન્તિ આપે તે અર્થે શ્રી હરિને વિનવશો. મારે હાથે કંઇપણ પુણ્ય થયું હોય તો એ પુણ્યના પ્રતાપે બીજા જન્મમાં મને તમારા જેવા પતિ મળો એજ મારી અંતિમ અભ્યર્થના !

ચરણુરજ–ઇન્દુના પ્રણામ'

બસ ખેલ ખતમ ! આ કરૂણુરસિક નાટકનું છેવટનું પરિણામ વાંચનાર ! આપ નહિ કલ્પી લો ?

જ્યોતિન્દ્ર છુટયા. સર જંગબારવાળાને ઘેર દીવાળી પ્રકટી અને આ તમારા નમ્રસેવક ચંદ્રમૌલેશ્વર અને તેની બેન થતી સૂર્યકુમારીને છક્કાં થયાં એ બધું તો ઠીક, પણ જ્યોતિન્દ્રે ઇન્દુકુમારીના ઉપર્યુક્ત પત્ર પછી આજીવન કુંવારા રહેવાનું વ્રત લીધું એના જો નોંધ અત્રે હું નહિ લઉં તો રસમાં કંઇક ક્ષતિ થાય તેથી એ બીના અત્રે મેં ટપકાવી લીધી છે ! અને હવે ?

* * * *

બેસતા વર્ષના સપરમે દિવસે મી૦ દારાબશા મારે ત્યાં આવ્યા અને બોલ્યા 'લેવ, જૉવ, હવે મારૂં ભવિસ કા'રે સુધરેછ તે જોઇ આપો !'

મેં શાંતિથી તેનો હાથ મારા હાથમાં લીધો અને હું બોલ્યોઃ 'મી૦ દારાબ ! આ હાથની રેષાઓ તે આપણા જીવનની નામ વગરની વાર્તાના અક્ષરો છે ! એ અક્ષરો સુધારવા કે બગાડવા તે આપણા હાથની વાત છે. આ અનામી વાર્તાના અક્ષરો હું ઉકેલી શકું છું અને તે પરથી હું કહી શકું છું કે તમારાં માબાપ તરફથી

લખાયલા તમારા ડાબા હાથના અક્ષરો કરતાં તમારા પોતાને હાથે લખાયલા જમણા હાથના અક્ષરો તમે તદ્દન બગાડી મુક્યા છે ?'

'એમાં મેં સું બગારીયું ભાઈસાબ !' રડમસ ચેરે દારાએ કહ્યું. 'આહા ! લોકો એમજ કહે છે કે મેં સું બગારીયું ! પણ મી૦ દારાબ, સમજી લ્યો કે એ માબાપ તરફથી લખાયલા ડાબા હાથના અક્ષરો કરતાં જમણા હાથના અક્ષરો સુધારવા કે બગાડવા એ આપણા હાથનીજ વાત છે ! નેક વિચાર ને નેક કામથી તે સુધરી શકે છે ! એ અનામી વાર્તાના અક્ષરો સુધારવાનો હજીયે વખત છે ! નેક વિચાર ને નેક કામો કરી તમારી મસ્તકરેખાની માફક તમે તમારી બીજી રેખાઓને સુધારવાની આજના બખ્તાવર દિવસે પ્રતિજ્ઞા લો; નહિ તો પછી મેં તમને કરેલી છે જ ફોજદારી ને કેદની આગાહી ! ! ! પ્રભુ તમને સદ્ બુદ્ધિ પ્રેરો !





"મી. પેરટ દુનિયાભરની મુસાફરી કરી પાછા પોતાના
વ્હાલા વતન-હિન્દુસ્તાન-પધાર્યા..."

( જીવનપલટો, પૃ. ૮૭ )

# જીવનપલટો

એપોલાર્ડપીઅરપર આજે આ શી ધમાલ છે? ડીઅર મી. પેરટ દુનિયાભરની મુસાફરી કરી પાછા પોતાના વ્હાલા વતન હિંદુસ્થાન પધાર્યા તે વખતની આ વાત છે. યુરોપ, અમેરિકા પછી એશીઆમાં જાપાન અને ચીન એ બે મહારાજ્યોને એમનાં દર્શનનો લાભ મળી ચૂક્યો હતો. જર્મની, અમેરિકા, જાપાન અને ઈંગ્લાંડ જેવા ઉદ્યોગી પ્રદેશોમાં રખડી એમણે ત્યાં બનતી અનેક ચીજોની પોતાના વ્હાલા વતન હિંદુસ્થાન માટે આડતો મેળવી હતી. બ્રિટિશ સામ્રાજ્ય માટે ચીનમાં બહુ મિઠી લાગણી નહિ હતી, છતાં પોતાની વાકછટાથી એમણે ચીનમાં સ્થપાયલી 'હાટ-છીં-કયસી લીમીટેડ' નામની કંપનીની ચાઇમાફોનની એજન્સી મેળવી હતી તે ઉપરાંત—ત્યાંનું અત્યંત લોકપ્રિય 'માઉસ પીકલ' એટલે કે મૂષકાચાર યાને ઉંદરનું અથાણું પણ હિંદુસ્થાનમાં ચાલુ કરી શકાય કે નહિ તેની અજમાયશ લેવા નમુના દાખલ ત્યાંથી તે લાવ્યા હતા. એમનું અસલ નામ પોપટલાલ હતું. વૈશ્ય કુલભૂષણ ઇશ્વરભાઇને ત્યાં આજથી પાંત્રીસ વર્ષ ઉપર એમનો જન્મ થયો હતો. એમનું અસલ વતન ચારૂતરનું વસો. એમનું લગ્ન થયું ત્યારે એમની વય સોળ વર્ષની અને એમનાં પત્નીની વય બાર વર્ષની હતી. પચીસ વર્ષની વયે એ મુંબઇ આવ્યા અને ભારે રખડપટ્ટી પછી બરમા ઓઇલ કંપનીના ઘાસલેટ ડીપાર્ટમેન્ટમાં જનરલ ક્લાર્ક તરીકે ઠેકાણે પડયા. ત્યાં એક યુરેઝીયન ટાઇપીસ્ટ બાઇ સાથે પ્રેમમાં પડયા અને લગ્ન કરવાની જોખમદારીમાંથી છટકી જવાની દરેક સાવચેતી રાખવા છતાં તે બાઇને ગર્ભ રહી ગયો. પોપટભાઇ પ્રથમ ગભરાયા તો ખરા; કંઇક

પેરવી કરી એમણે એ બલાથી છટકી જવાનો પ્રયત્ન પણ કીધો; તોયે પેલી યુરેઝીયન બાઇના સગાંઓના પંજામાથી એ તેમ કરી શકયા નહિ. આખરે બહુ વિચારને અંતે એમને સુઝી આવ્યું કે આજના સુધરેલા જમાનામાં ન્યાતજાતની બીક રાખવી વ્યર્થ છે. ઉચ્ચ વર્ણના સુશિક્ષિતજનો પણ દુષ્ટ નાતની દુષ્ટ રૂઢીને ઠોકરે મારી વર્ણાંતર તો શું પણ ધર્માંતર લગ્ન કરી સુધારાનું બ્યુગલ ફુંકી રહ્યા છે ત્યારે એમને તેમાં સાદ પૂરવાની શી હરકત છે ? યાહોમ કૂદી પડયા સિવાય સુધારો થવો મુશ્કેલ છે, હિન્દુસંસારમાં ઠેરઠેર બળવો કીધા સિવાય કે આગ લગાડયા સિવાય તેના હાડમાં પેસી ગયલા વહેમોનો નાશ થવાનો નથી એમ છેક છેલ્લી ઘડીએ તો હવે એમની માન્યતા થવા લાગી ! એમનાં માબાપ, એમની પરણેતર, એમનાં છોકરાંઓ ! D—n it ! જહાન્નમમાં જાઓ ! પોતાની ભૂલનો પશ્ચાતાપ એ લોકોએ કરવો જ જોઇએ. પોતાની સગીર વયે–લગ્ન શી ચીજ એ પોતે કંઇ પણ જાણતા નહિ હતા તે વયે-એના માબાપે પોતાની મરજીથી એક ઢોર જેવી સ્ત્રીની–કહો કે એક નાદાન છોકરીની–તોક એમને ગળે ઓળવી તેને માટે શું તેઓ જોખમદાર હતા ? કદી નહિ ! મહાત્મા ગાંધીજી જેવા પણ કહે છે કે પંદર વર્ષની વિધવાએ લગન કરી દેવાં અને માબાપોએ તેને તેમ કરવાનું ઉત્તેજન આપવું; કારણ, એ વયની અંદર થયલાં લગ્ન, લગ્ન જ કહેવાય નહિ. આ દલીલ મી૦ પેરટને હિસાબે સાવ સાચી હતી. મહાત્માજીનો એમ કહેવાનો આશય ગમે તે હોય પણ મી૦ પેરટને તો એ દલીલ એમની આવી કફોડી સ્થિતિમાં બહુ ગમી ગઇ. પંદર વર્ષથી નીચેની વયમાં થયલાં લગ્ન જો લગ્ન જ ન ગણાય તો પછી એમની સ્ત્રી પણ એમનાથી છૂટી થઇ શકે છે. એનાં છોકરાં એ રીતે એના માબાપ તથા સમાજની દુષ્ટ રૂઢીની ભૂલના પરિણામે હતાં તેમાં એને શું ? જેણે જે ભૂલ કરી તેનું પરિણામ તે ભોગવે. અર્વાચીન આવા સુંદર સુધારાએ હિન્દુસંસારમાં પ્રવેશ નહિ

કીધો હોત તો એમની આજ શી દશા હતી ! દુષ્ટ, સડેલી. જંગલી, હેવાનથી યે બુરી જ્ઞાતિ, જોઇએ તો એના ઘોડા છોડી મૂકે ! જે થાય તે એ કરી લે ! દેશનાં સુધરેલાં છાપાંઓ જ્યાં સુધી એની તરફેણમાં છે ત્યાં સુધી એ જ્ઞાતિઓ જખ મારે છે ! આ વિચારોથી મી૦ પેરટે પોતાનું મન મનાવી લીધું, અને એમણે સીવીલ મેરેજની વિધિથી તે યુરેઝીયન બાઈ સાથે લગ્ન કરવાની તૈયારી કીધી ! આ ખબર મળતાં જ એનાં માબાપ તથા સ્ત્રી છોકરાં જીવ પટકતાં અને રોતાં કકળતાં જ મુંબઇ આવ્યાં. માબાપને તો એમણે રોકડું પરખાવી દીધું: 'બાપા તમારી ભયંકર ભૂલનું પરિણામ મ્હારે શું કામ ભોગવવું જોઇએ તેની મ્હને સમજ પડતી નથી. તમારી વિષય વાસના પોશા તમે મારા જેવા નિર્દોષ જીવને આ દુનિયામાં પેદા કીધો એ તો ઠીક, પણ હું કાંઇ સમજુ મૂકું નહિ તે વયે તમે મારાં લગ્ન કરી મારો અને મારી સ્ત્રીનો ભવ બગાડયો ! લગ્નના બીજે જ દિવસથી નહિ, પણ મારી વહુને સ્ત્રીધર્મ પ્રાપ્ત થયા પછી જ અમારો જુદો ઓરડો કહડાયો એ વાત ખરી, વળી તમે અમારાપર અંકુશ રાખતા; અમને એકબીજાને રાત સિવાય મળવા ન દેતા અને એ રીતે તમે અમને બળજબરીથી સંયમ પળાવતા એ વાતે ખરી ! પણ કંઇ કુતુહલતાને લીધે મારો સ્ત્રીનો સંબંધ થતો અને તેને પરિણામે આ છોકરાંઓ થયાં ! બાકી ખરૂં પૂછાવો તો મને એ માત્ર રસોઇ, પાણી અને ઘરકામ કરી જાણતી સ્ત્રી કદીયે ગમી નથી, એને વાંચતાં લખતાં આવડતું નથી ! એ કાળી બિલાડી જેવી છે ! મારા જેવા કોલેજનું શિક્ષણ પામેલા યુવકનો સંસાર એની અભણ સ્ત્રી સાથે કેમ સંતોષમાં જાય તેનો વિચાર તમે જ કરો. હાલની નવા વિચારની નવલિકાઓ અને નવલકથાઓ વાંચી તેમજ સ્વાતંત્ર્યના પાઠ પઢાવતાં નાટકો તથા સીનેમાઓ જોઇ મારા મનમાં મારા સંસાર વિષે મને અસંતોષ ઉપજ્યો. તે સર્વેએ એકકે અવાજે મને કહ્યું, ઓ હિંદુ યુવાન ! તારો હિંદુ સમાજ સડેલો છે. એને આગ

લગાડી છૂટો થા, ત્હારાં માબાપે કીધેલાં લગ્ન માટે તું કદીયે જોખમ-દાર ગણી શકાય નહિ. બહાદુર થા અને છાતી કાઢીને કહે કે લગ્નની બાબતમાં માબાપનાં દલાલાં સ્વીકારવાં અને સહી કરી ખોટ આવતાં પૈસા ભરવાની જોખમદારી સ્વીકારવી એ બન્ને સરખાં જ છે! મારાથી આમ થયું તેમાં કોનો વાંક? એમાં મારો શો દોષ?', આ સાંભળી બાપ તો બિચારો દબાઇ જ ગયો પણ એની માથી બોલ્યા વિના રહેવાયું નહિ. સાડલાને છેડે આંસુ લૂછી તેણે કહ્યું: "તેમાં અમારો વાંક! દીકરા મારા રે! એ દોષ અમારો! અમારૂં લગ્ન થયું ત્યારે અમે તો તમારાં લગ્નની વયથીયે નાનાં હતાં, પણ હું ઇશ્વરને સાક્ષી રાખી પ્રતિજ્ઞાથી કહું છું કે મારો ધણી એટલે શું તે હું તે વયે પણ જાણતી હતી. એને સુખે સુખી અને એને દુઃખે દુઃખી,—એના સિવાય બીજા મારે મન બાપ કે ભાઇસમાન ગણાવા જોઇએ અને પૂર્વજન્મનાં ઋણાનુબંધ સંબંધને લીધે એ મારા આ જન્મે જેમ પતિ થયા તેમ આ જન્મે હું એમને વફાદાર રહીશ તો આવતો જન્મ પણ મારો સુધરશે એટલું તો હું ન્હાની હતી તોયે જાણતી હતી. તે વખતે હું બ્રાહ્મણોની સંસ્કૃત સપ્તપદીની પ્રતિજ્ઞાનો અર્થ સમજતી નહિ હતી એ વાત ખરી, પણ મારા અંતરમાં એટલું તો હું જાણતી જ હતી કે પતિ એટલે મારો સ્વામિ—મારો નાથ! હું તો રૂપેરંગે તારી વહુથીયે નપેતર હતી. ભણેલીયે નહિ, તારા બાપાજી તો તે વખતના બી. એ. સુધી ભણેલા અને વિદ્વાનમાં ગણાતા, પણ એમણે મારા માટે કદીયે અસંતોષ બતાવ્યો નથી. એમણે મને સંસ્કારી, સુધારી, મારી પ્રત્યેક ખામી સામે આંખ આડા કાન કરી પૂર્ણ સંયમથી તે ચલાવી લઇ પોતાની વિદ્યાનું એમણે સાર્થક કીધું—એટલું જ નહિ પણ પોતાનો સંસાર સુધારી બીજાના સંસારને એ દૃષ્ટાંતરૂપ થઇ પડ્યા. એનું નામ સુધારો અને એનું નામ વિદ્યા! દીકરા મારા રે! લાજ છોડી કહેવાતું નથી. છતાં કહેવું પડે છે કે વિષયવાસનાને ખાતર નહિ—કારણ અમારા વખતમાં વિષયવાસનાને પોશી તેની વૃદ્ધિ

કરે એવાં સાધનોના અભાવે તેમ જ અમારી તે વખતની આર્થિક સ્થિતિયે તેવી નહિ એટલે–વિષયવાસનાને ખાતર નહિ પણ તારા જેવા કોઇ અવગતિયા જીવને દેહ આપી તેને પોતાનો મોક્ષ સાધવાની તક આપવા અમે વિષય પોષ્યો હતો અને તારાં મળમૂત્રનાં બળોતિયાં ધોયાં હતાં! હા! એટલી વાત ખરી કે વિષય પોષતાં અમારાં હિન્દુ ધર્મે ફરમાવેલી દરેક સાવચેતી રાખ્યા છતાં જ્યારે તારા જેવો કુલાંગાર પેટે અવતરેલો હું જોઉં છું ત્યારે હવે મને લાગે છે કે વાસના સેવતાં જરૂર કંઇ અનાર્ય વિચારો અમારાં મનમાં આવેલા હોવા જોઇએ અને એટલે અંશે તને જન્મ આપવામાં અમે દોષિત ખરા! તારી વહુનું અને તારા છોકરાઓનું રક્ષણ કરી અમારા એ દોષનું તો અમે પ્રાયશ્ચિત કરીશું જ, પણ દીકરા મારા રે! કોક દિવસ તને તારી ભૂલ સૂઝી આવે, કોક દિવસ તું દુનિયામાં ખડનાં તણખલાંની જેમ આમથી તેમ કોઇપણ જાતના આધાર વિના રખડતો થઇ જાય, કોક દિવસ ચન્દ્રગુપ્તના ચોપડામાં રહેલું તારૂં ખાતું ખોલી કર્મના દેવતા વિધાતા તારો હિસાબ ચોખ્ખો કરી ખાતું સરભર કરી દેવાનો તારાપર તગાદો કરે ત્યારે જરૂર માનજે કે એક જીવ–તારી મા–નું હૃદયદ્વાર તારા માટે સદાય ખુલ્લું છે. મુંબઇમાં નાટક, સીનેમા વગેરે તમાશા જોવા જતાં તને ઉજાગરો થઇ તારૂં શરીર બગડશે, એ બ્હીકે તને અમે રોકવાનો પ્રયત્ન કરતા ત્યારે તું અને તારા મિત્રો અમને જૂના વિચારનાં ડોબાં ગણી હસી ક્હાડતા; વધુ હાસ્યાસ્પદ થવાની બીકે અમે તને રજા આપતાં. પણ અમે એમ જાણતા હોત કે એ તમાશાઓ તો તારાં શરીર એકલાંને નહિ, પણ તારાં મનને પણ બગાડી રહ્યા છે ત્યારે તો પ્રાણના પણ ભોગે અમે તને ત્યાં જતાં અટકાવ્યો હોત! હશે, જે થયું તે થયું. હવે કોઇને ખાતર નહિ તો હું તારી વહાલી માને ખાતર તને અમારા જે જે દોષો લાગતા હોય તે સર્વની માફી આપ; તારા છોકરાઓને તું તારી મરજી માફક સુધરેલી રીતે કેળવ, કારણ એનાં ફળ અમારે જોવાનાં નથી–અને

શું કહું છું ! અમારાપર દયા લાવી આ વિદેશી બાઇ સાથે લગ્ન કરી સમાજદ્રોહ કરવાનો વિચાર માંડી વાળ !'

માંડી વાળું ? પછી એ ગર્ભવતી બાઇ–

'ગર્ભવતી! એને શું તારાથી ગર્ભ રહ્યો ? સત્યાનાશ ! હવે હું તારા આ સુધારાનો દંભ સમજી ! ઇશ્વર ! ચાલો, આ છોકરાને જેમ કરવું હોય તેમ કરવા દો ! આભ ફાટે ત્યાં કયાં થીગડાં દઇશું !'

આમ બોલી એની મા એના રડતા બાપને તથા કુટુમ્બીને લઇને પોતાને દેશ ગઇ. પોતાની માતાની કકળતી આંતરડી જોઇ મી૦ પેરેટનું હ્રદય ડહોળાઇ તો ગયું હતું પણ શું કરે! લગ્ન કીધા સિવાય એનો છૂટકો નહતો, માબાપ તથા બૈરી છોકરાં દેશમાં ગયાં તેને બીજે દિવસે એણે પેલી યુરેઝીયન બાઇ સાથે સીવીલ મેરેજની રુઢીએ પોતાનાં લગ્ન નોંધાવ્યાં અને નામ પણ ફેરવ્યું ! સુધારા પક્ષના કેટલાંક છાપાઓએ આ લગ્ન–નોંધ 'રે હિંદુ સંસાર' ના મથાળાં હેઠળ લીધી તેમાં રૂઢીના ભોગ થઇ પડેલા આ 'નિર્દોષ' યુવાનની લગ્ન કરવા માટે બતાવેલી બહાદુરીનાં વખાણ કરવામાં આવ્યાં અને છેવટે પગથી ને માથા સુધી હિંદુસંસાર કેવો સડી ગયો છે તેનું રંગીન ચિત્ર મીસ મેયો અને મી૦ પીક્ચર એમ. પી. જેવાને કુહાડામાં હાથારૂપ થઇ પડે એવી રીતે દોરી તે નોંધ ખતમ કીધી! સંરક્ષક વૃત્તિનાં છાપાંઓએ આ બનાવને ઝાઝી અગત્યતા આપવા ના પાડી અને વિપક્ષીઓને જવાબમાં જણાવ્યું કે જે આર્યાવર્તમાં પ્રાણને પણ ભોગે પોતાની પવિત્રતાનું રક્ષણ કરનારાનાં જ વખાણ થતાં; આજે છૂપી રીતે વ્યભિચાર કરી તેનું ફળ પ્રકટ થવાનો વખત આવે ત્યારે સુધારાને નામે જાતિધર્મ છોડી લગ્ન કરવાની દોડાદોડ કરનાર સંયમહીન માણસની બહાદુરીને છાપરે ચઢાવવામાં આવે છે અને એ રીતે વ્યભિચારને ઉત્તેજન દેવાય છે ! આજ તો ગામને રડાવી પોતાનું ઘર તાળું કરી દેવાળું કાઢનાર માણસની માફક ચારિત્ર્યનું એ દેવાળું કાઢનાર માણસ છડેચોક નફટાઇથી હરીફરી શકે છે અને

પોતાની પંક્તિમાં મળેલા માણસો માટે હાલડાની જેમ તાબોટા પાડી શકે છે! ખરેખર! આજના નામર્દાઇના જમાનામાં એટલી બહાદુરીએ ગનીમત! અરે, જ્યારે અમે આ પહેલા નંબરના વ્યભિચારને શકુન્તલા અને દુષ્યન્તના ગાંધર્વવિધિથી થયેલાં લગ્ન પછીના પવિત્ર સંબંધ સાથે સરખાવવામાં આવતાં જોઇએ છીએ ત્યારે તો પ્રભુ! અમારાથી એમ જ બોલી દેવાય છે કે 'ધરતી મા! માર્ગ આપ! અને આ ભાનભૂલાઓને ખબર છે ખૂદ કાલીદાસ કવિ આવાં ગાંધર્વ લગ્ન તરફ પોતાનો અણગમો બતાવવા જ દુનિયાના આ પ્રથમ પંક્તિના નાટકની રચના કરવામાં પોતાની સારીએ કળા ખર્ચી છે તેની! અફસોસ કે આ લગ્નાભાસને પ્રેમલગ્નનું પવિત્ર નામ આપવામાં આવે છે અને એ પ્રેમાભાસની ફરહાદ શીરીના પ્રેમ સાથે સરખામણી કરી તેની પ્રણયકથની છાપી લોકોની કુતૂહલતા નાહક ઉશ્કેરવામાં આવે છે! વળી એમ કહેવામાં આવે છે કે જે લોકો છૂપી રીતે વ્યભિચાર કરી પાપને પોષે છે તેને સમાજ કંઇ જ કરતી નથી, ત્યારે જે લોકો ખુલ્લી રીતે આવાં પ્રેમલગ્ન સાંધે છે તેનો સમાજ બહિષ્કાર કરી તિરસ્કાર કરે છે! અલબત છૂપી રીતે પાપને પોષનારા લોકો કરતાં આ લોકો પ્રમાણિક કહેવાય એમાં શક નથી. પણ તેથી કાંઇ કોઇને સમાજદ્રોહ કરવાની છૂટ મળી જતી નથી. છૂપી રીતે પાપ કરનારા અપરાધીઓને સજા કરવાનું કામ ઇશ્વરનું છે, કારણ, એની આગળ કોઇના પૈસાનું તેજ, લાંચ રૂશ્વત કે મામા માસીપણું ચાલતું નથી. પ્રમાણસર અને જોઇએ તેટલીજ સજા એ સર્વજ્ઞ ન્યાયાધિશ પાપીને ફરમાવે છે; ન વધુ ન ઓછી. સમાજમાં આવી સર્વજ્ઞતા નથી એટલે છૂપાં પાપોનો ન્યાય તોળતાં અનેક અન્યાય થવાનો પુરેપુરો સંભવ છે; તેથી છૂપા પાપોની સજા કરવાનું કામ ઇશ્વરને તે સોંપે છે. સમાજમાં રહેવું હોય તો સમાજના કાયદા પાળવા જોઇએ, એ કાયદા ખુલ્લી રીતે તોડી સમાજને ઠોકરે મારનાર માણસનો સમાજ બહિષ્કાર કરે છે એ ખરૂં, પણ વ્યભિચાર

કે સંસ્કૃતમાં બોલીએ તો પ્રણયક્રીડા કીધા પછી તેનું ફળ પ્રાપ્ત થવાનો વખત આવતાં તેની સર્વ જોખમદારી સમાજના તિરસ્કારને ભોગે પણ પોતાને શિર વ્હોરી લઇ 'પડયા તો કે નમસ્કાર' કરવા જેટલીયે જે હિમ્મત બતાવી શકે છે તેટલા પુરતો સમાજ તેને ધન્યવાદ આપે છે જ! પણ આવું કામ કરી સમાજ સામે શેખી કરનાર માણસ ઈશ્વરનો બેવડો અપરાધી છે. પોતે તો પડયો પણ પોતાના જેવા બીજાની સમાજના અંકુશપરથી શ્રદ્ધા ફીટાવી એ તેને પાડે છે. પોતાને થયલી સજા નમ્રતાથી સહન કરનાર માણસ તરફ સમાજ સહિષ્ણુ રહે છે, એટલું જ નહિ પણ ઇશ્વરે એની સજા હળવી કરી નાંખે છે. પ્રેમ એ હૃદયની વાત છે એ અમે સમજીએ છીએ; પણ એ પ્રેમ સાચો હોય તો તે શરીર સંબંધની અપેક્ષા રાખતો નથી અને તેથી સમાજને ડહોળી નાખનાર આવાં લગ્ન કરવાની તેને પરવાહ નથી કોઇ મદભર નયનાં ખુબસુરતીના નયન કટાક્ષરૂપ ભાગના એકાદા ડોઝથી લટ્ટુ બનનાર માણસનું હૃદય મોહને પ્રેમ માની બેસી સમાજની નીતિને આઘાત પહોંચાડે માટે વ્યક્તિનાં લગ્નમાં પોતાની ઇચ્છા ઉપરાંત માબાપની તેમજ સમાજની સંમતિની પણ અપેક્ષા રહે છે. આ સંમતિરૂપ અંકુશ કોઇવાર નિષ્ઠુર બની અન્યાય—ભારે અન્યાય—કરતો હશે તેની ના નહિ, પણ આખા સમાજની અવ્યવસ્થારૂપ વધારે ખરાબ અનિષ્ટ અટકાવવા જતાં આ વ્યક્તિગત અન્યાયરૂપ પ્રમાણમાં ઓછું અનિષ્ટ પૂનર્જન્મમાં અને કર્મમાં માનનાર હિન્દુએ સહન કરી લેવું જોઇએ. માબાપને કે સમાજને પોતાનો અંકુશ આવા વ્યકિતગત દાખલામાં હળવો કરવાનું કહી શકાય, પણ આ અંકુશને ફાડીતોડી સફાચટ મેદાન કરવાની વાતો કરનાર સ્વચ્છંદી માણસ સમાજને આત્મઘાતને માર્ગે વાળવાનું પાપ કરે છે એમાં શક નથી. જે ભાઇને સમાજમાં પેસી ગયલા સડાઓને નામશેષ કરવાની ધગશ હોય તેણે મન, વચન અને કર્મથી સંયમ પાળી સમાજને સંયમશીળ કરવા પ્રયત્ન કરવા જોઇએ. પણ આમ નિરં-

કુશતાની વાતો કરી અને સ્વચ્છંદપણે વર્તી સમાજ સુધારવાની આશા રાખવી તે અમારા મતે આકાશ કુસુમવત છે; ઇત્યાદિ, ઇત્યાદિ.

મી. પેરટનાં લગ્ન ઉપર આમ ગરમાગરમ છાપાછાપી ચાલી રહી છે, એટલામાં છાપાંઓને 'જળ પ્રલય જેવો ગુજરાતમાં અગ્નિ પ્રલય'નો વિષય મળતાં આ લગ્નની વાત ટાઢી પડી. મી. પેરટ પણ પોતાને મળેલી જાહેરાતનો લાભ લઇ એક 'પેટ્રોલ સપ્લાઇંગ એજન્સી' ખોલી સ્વતંત્ર ધંધે વળગી ગયા. એમનો સંસાર શરૂઆતમાં સારો ચાલ્યો કહી શકાય. પછી ઇશ્કનો અગ્નિ ધીમે ધીમે ઠંડો પડતાં એક-બીજાના સ્વભાવગત ભેદે આ સુખી સંસારમાં ડોકીઉં કરવા માંડયું અને કંઇક ટંગડી ઉંચી રાખવા તેમજ કંઇક એકલા પડી જવાની ધારતીને લીધે તેઓ જો કે બહારથી તો પ્રણયીનો વેશ જાળવી રહ્યા. પણ નાટક પૂરો થતાં જેમ ફરહાદનો વેશ લેનાર નટ પાછો પોતાની મૂળ જાતપર આવી જાય છે તેમ આ પ્રણયીનો કૃત્રિમ વેશ ઝાઝો ટક્યો નહિ. મીસીસ પેરટે મીસ્ટર પેરટથી કંટાળી છૂટા થવાનો દાવો નોંધાવ્યો. તેમાં સફળ થતાં તે બાઇ પોતાના એક જાતવાળા સાથે પોતાના ફાળે આવેલા બાળકને લઇ નાતરે જવાને તૈયાર થઇ, પણ એની જાતવાળા મી. પેડ્રોએ મી. પેરટથી પેદા થયલા બાળકની બલા પોતાને ત્યાં નહિ લાવવામાં આવે તો જ નાતરૂં કરૂં એવી શરત મૂકવાથી તે બાઇ પોતાનાં બાળકને એક બાળકોની પાંજરાપોળ ઉર્ફે નરસીંગ હોમમાં ન છૂટકે મૂકી આવી અને પછી મી. પેડ્રો સાથે નાતરે ગઇ! મી. પેરટ આમ છૂટા થયા એટલે ધંધોધાપો વેચીસાટી તે પરદેશની સફરે ઉપડયા. ત્યાંથી ત્રણ ચાર વર્ષે એમને આજ પાછા ફરતા આપણે જોઇએ છીએ.

આગળથી કરી રાખેલી વ્યવસ્થા મુજબ વોટસન હોટલની ગાડી એમને લેવા આવી હતી. તેમાં બેસી એ હોટલમાં આવ્યા અને પોતાને માટે રાખેલી રૂમમાં થાળે પડયા. એક બે દિવસ મિત્રોને

મળવા મૂકવામાં તથા વિશ્રાંતિમાં ગાળી એમણે ત્રીજે દિવસથી પોતાને મળેલી એજન્સીઓ માટે ઓર્ડરો લેવાનું કામ શરૂ કીધું. કાલબાદેવી રોડપર આવેલી એક ગ્રામોફોન કું. ની દુકાનમાં પોતાનું ચાઇનાફોન બતાવવા અને મળે તો તેનો આર્ડર લેવા 'સાહેબજી શેઠ' કરીને એ ઘુસ્યા. દુકાનના માલેક મોટા ફરામના બનામે મઝદ જેવા બમનજીબા કોપરાં જોખતા હતા તે એમના અવાજથી ચમકીને જાગી ઉઠયા અને એક મોટી અગરગચ્છ જેવી અવાચી ખાઇ બોલ્યા: 'કેમ બા સી ફરમાસ છે!'

'ફરમાશ તો કંઇ નથી સાહેબ, પણ હું આપને મારૂં ચાઇના-ફોન મશીન બતાવવા લાવ્યો છું' મી૦ પેરેટે કહ્યું.

'બેસો બા બેસો આય ખુરસી પર! અને એઇ પોરા! જરા બાજુચી દૂકાન મદી આપલા કેકી, પેસી ને રૂસી છે ત્યાલા સાંગા કે આય સાહેબ ચાઇનાફોન મસીન લાવેલા છ; તે મકું જરા સાંભલવા આવી જાય!'

બમનજીનો હુકમ મળતાં પોરીઓ એ ત્રણે બીરાદરોને લઇ આવ્યો: દરમ્યાન મી૦ પેરેટે મશીનને ચાવી આપી પીન લગાવી તૈયાર કીધું

'હા, વજારો હવે! આ આપરા દોસ્તો બી આવી ગયા છે. મી. બમનજીની આજ્ઞા મળતાં મી૦ પેરેટે મશીન ચાલુ કીધું

'બે—કુ—છીં—ચીં— વગરે

'વાહ! સું મજેનું ગાયન છે! એવું થાયચ, કે 'વન્સ મોર' કરીએ! ચીનમાં આવ ગાયન કોન ગાયચ બાવા?' કેકીએ ચાંપલા થઇ પૂછ્યું.

'એ, સાહેબ, છે ચીનનું પ્રણય ગીત!' મી૦ પેરેટે કહ્યું.

'પ્રનય ગીટ યાને'?—મી૦ રૂસીએ પૂછયું.

'લવ સોંગ'!

અચ્છા, તબ તો એક ચીનકા 'વોર સોંગ' યાને લડાઇકા ગીટ

બી હોને દોજી !' મી૦ પેસીએ દરખાસ્ત મૂકી એટલે મી૦ પેરટે ચીનના રાષ્ટ્રીય ગીતની ચૂડી ચ્હડાવી તે શરૂ કીધું.

પીંગ—ફોંગ—બોંગ—ઘોંગ—વગેરે

'દીકરા પેસી, આ ચીના લોક લરાઇના ગીતમાં પરધમ કાંય નહિ વજાવરતા હોસે !' એમ કહી ફેકીએ પેસીને આંખ મારી એટલે પેસીએ તો મી૦ પેરટને બે ત્રણુ બેઠા ધપ્પા ઠોકી દીધા અને બોલ્યો: 'લેવની બા આ પરધમ !'

'અને આય સુ ચાવી કે ? બાપરે બાપ ! આ તે કંઇ ચાવી કે ચાવો !' એમ કહી રૂસીએ મશીનની ચાવી ભાગી નાખી એટલે ફેકીએ મશીનનું વજન જોવાને મિષે તે ઉપાડી નીચે જમીનપર પટકી નાખ્યું.

'જાવ બા ! એમ મારી દુકાનમાં મસ્તી તોફાન નહિ ચાલે જો !' મી૦ બમનજી હવે મી૦ પેરટની વહારે ધાયા.

'નહિ ચાલે તો આય ચાયલા' ! કરતા કે ત્રણે મિત્રો ત્યાંથી છૂ થઇ ગયા. મી૦ પેરટ તો રડવા જેવા થઈ જઇ બોલ્યા: હું એને જોઇ લઇશ. મને એમનાં નામો અને ઠેકાણાં આપો.'

'હવે નામ ને ઠેકાના સાના માંગી મરોછ ? ટન કલાક માથું ખાઇ ગીયા તે તો બોલતા નહિ કંઇ !' એમ કહી બમનજીબાએ મી૦ પેરટને દુકાનની બહાર હડસેલી મૂકયા. ફરીયાદ માંડવામાં કંઇ સાર નહિ નીકળે એમ સલાહ મળવાથી મી૦ પેરટ એ કડવો ઘુંટડો ગળી ગયા; પણ બીજા બે ત્રણ ઠેકાણે પણ એના 'ચાઇનાફોન' માટે ઠીક અભિપ્રાય નહિ મળવાથી એમણે હવે 'માઉસ પીકલ' ચાલુ કરવાની કોશેશ કીધી, મી૦ સઇફુદ્દીન નામના એક હોરા પ્રોવીઝન મરચંટની દુકાને એમણે તે બતાવ્યું.

'મોટા શેઠ આય સું લાવા ?'

'એ સાહેબ, માઉસ પીકલ છે—ચીનનું રાષ્ટ્રીય અથાણું. ત્યાં એ બહુ લોકપ્રિય છે; અહીં પણ જો એ એક 'નોવેલ્ટી' તરીકે ચાલુ થાય તો બહુ સારો નફો થવાની આશા રાખી શકાય.'

'મોટા શેઠ, લેબલ ને પેકીંગ ફાંકરા હોય ટો ઇન્ડીઆમાં જાહ્જી ક્યરો ચાલુ હૈ સકેચ. પન શીરુમાં ટો ટમારે માલ જાંગર રાખવો પરસે. મરજી હાય ટો એક બે દઝન મોકલી આપજો. એટલે ચાલુ કરવાની કોસેસ કરીસું ! મી૦ સઇફુદ્દીને કહ્યું.

'ખુશીથી સાહેબ, મહેનત કરી માલ ચાલુ કરશો તો તમને દરેક 'ફેસીલીટી' અમારા 'મેન્યુફેક્ચરર્સ' પાસેથી અપાવીશું. નાઇન્ટી ડેઇઝ સાઇટ ડી. એ. ડ્રાફ્ટ ઉપરાંત ભરપટ્ટે કમીશનઃ માલ વેચીને નાણાં ભરી શકો એટલી બધી સગવડ આજના વખતમાં કોણ આપનાર છે?'

આમ કહી પ્રોવીઝનને લગતા બીજા નમુનાઓ બતાવી તે સંબંધી વાતચીત કરી મી૦ પેરટ જવાને ઉઠયા. બીજે દીવસે માઉસ પીકલની ચીનથી પોતાની સાથે આણેલી બે ડઝન બાટલીઓ જાંગડ તરીકે સઇફુદ્દીનની દુકાને એમણે મોકલી આપી. અઠવાડીઆ પછી એ સંબંધમાં તપાસ કરવા મી૦ પેરટ ત્યાં ગયા ત્યારે સઇફુદ્દીને કહ્યું:

'મોટા શેઠ, તમારા અથાણાની દોર દઝન બાટલી ટો અમારા બહારગામના ઘીરાઇકમાં ચાલુ કરવા સેંપલ ટરીકે પડટલ કીંમટે મોકલી આપીસ ! અને ટાંસી જો માંગ આવી ટો વીસ ગ્રૂઝ બાટલી સી ઓછી બાટલીનો આદર મીલસે જ નઇ. માટે માલ ટૈયાર હોય ટો આદર આવે સપ્લાઇ કરતા અરચન નઇ પડે, ટેસી સાવચેત રે'જો.'

આમ સઇફુદ્દીન તરફથી ઉત્તેજન મળતાં મી. પેરટે તો 'માઉસ પીકલ'ની વીસને બદલે ત્રીસ ગ્રોસ બાટલીનો ઓર્ડર તારથી ચીન ધમકાવી દીધો ! તેનો 'Accepted and shipped' એમ તારથી જવાબ પણ ફરી વળ્યો. વખતસર માલનાં બીલ ઓફ લેડીંગ તથા બીજા ડોકયુમેન્ટસ બેંક મારફત મળી જતાં મી. પેરટ સઇફુદ્દીનની દુકાને 'ઓડર'ની તપાસે ગયા. ત્યાં જતાં જ એમને તો હોરાજીએ લઇ નાખ્યા. 'મારા સાહેબ, પુલીસ બુલીસનીબી બીક છે કે નઇ!

બઢા ઘીરાઇકને ટાંસી શીકાયટ આવીસ કે આય આ પલેગની સોગાદ કોસી મોકલી! મેટો જાનું કે કોઇ મજેની ઇંગ્લિસ જેલી જેવું અથાનું હોસે. પન એટો વાસ મારટું ઉંદરનું અચાર નીકલી પડ્યું. મારા સાહેબ—ગદ્દેરા જેવા! આય ટમારી અરદો દઝન બાટલી બાકી છેટ લઈ જાઇ કાલું કરો ટમારૂં! એટો જાવ મેં ભલો માનસ ટમને મીલી ગયો. નહિટો કોઇ બીજાએ આ પલેગની વસટી અંઢારામાં ઝાપટવા સારૂ ટમારાપર પુલીસમાં નાલીસી કીઢી હોટ!'

આમ કહી મી. ગ્રઇફુદ્દીને તો બાકીની બાટલી મી. પેરટ તરફ ફેંકી. તેમાંથી બે ત્રણ બાટલી ફૂટતાં આખી દુકાન મુવેલા ઉંદરની વાસથી બ્હેક બ્હેક થઇ રહી. મી. પેરટનો ટસર સુટ પણ કંઇક ખરડાયો. આ માણસને શું કહેવું તેની કંઇ સૂઝ નહિ પડવાથી ગભરાટમાં કંઇ પણ બોલ્યા સિવાય નીચી મુડીએ મી. પેરટ હોટલમાં પાછા ફર્યા અને વાસ મારતાં ખરડાયલાં કપડાં બદલી ખરા બપોરે ચોફાળ ઓઢી સુઇ ગયા! હવે જ એમને ખબર પડી કે આજથી પચ્ચીસ વર્ષ ઉપર ફેન્સી પેકીંગમાં કોઇપણ પરદેશી કચરો હિંદુસ્થાનમાં ઉપડી જતો હતો તેમ બનવું હવે જરા મુશ્કેલ છે. બીજી 'નોવેલ્ટીઝ'ની બાબતમાંયે એને બહુ આશા જેવું કાંઇ દેખાયું નથી એતો જાણે ઠીક', પણ ચીનથી આવી પહોંચેલા ત્રીસ ગ્રોસ ઉંદરના અથાણાને નાખવું કઇ ભઠ્ઠીમાં! એ પ્લેગની વસ્તીનો નિકાલ પણ કેમ કરવો! આખરે લાંબા વિચાર પછી કોઇ ન જાણે એમ વરલીના પૂલ આગળ એ પેટીઓ લઇ જઇ તેને ઘાસલેટ છાંટી એમણે બાળી મુકી!

મુસાફરી અને વેપારમાં ખોટ એમ ડબલ થપ્પડ વાગવાથી પેરટની બાઇ બેસી ગઇ. ખરચી ખુટવા માંડી એટલે ચિંતારૂપ ડાકણે એના મનનો કબજો લીધો. એ ચિંતાને દારૂમાં બુરાડવા એમણે લેતા હતા તે કરતાં વધુ દારૂ લેવા માંડયો. એક દિવસ ખૂબ દારૂ ચઢાવી એ હોટલમાંથી લથડીઆં ખાતા બહાર ફરવા જતા હતા

ત્યાં રસ્તામાં એમને મોટરનો અકસ્માત નડયો. બેભાન હાલતમાં એમને હોસ્પીટલમાં લાવવામાં આવ્યા. ચાંપતા ઉપચાર પછી બીજે દિવસે એ શુદ્ધિમાં આવી આંખ ખોલી જુએ છે તો પોતાને હોસ્પીટલના ખાટલામાં પડેલા જોયા. પોતે ત્યાં શા કારણથી આવ્યા વગેરે સર્વ હકીકત એણે નર્સ પાસેથી મેળવી. કહે છે કે આદમી વિકટ દશામાં સૌથી પહેલાં પોતાની માને કે પોતાના બાપને સંભારે છે. તાવની ઝુમમાં કે કોઇ બીજી આફત પ્રસંગે તે 'ઓ મા રે' કે 'ઓ બાપ રે' લવે છે. પોતાની આવી નિરાધાર દશામાં મી૦ પેરટને સ્વાભાવિક રીતે પોતાની મા સાંભરી આવી. અત્યંત અશકિતને લીધે બહુ જ ધીમા અને લથડતે અવાજે તેણે 'દયાની દેવી' નર્સને વસોમાં પોતાના માબાપનું ઠેકાણું જણાવી એ લોકોને પોતાની અવસ્થાથી વાકેફ કરવા માટે તાર કરવા અને કાગળ લખવા કહ્યું. હોસ્પીટલ તરફથી તાર તેમજ કાગળ મળતાં જ મી૦ પેરટનાં માબાપ તેમજ બૈરી છોકરાં વસોથી પહેલી ગાડીએ નીકળી મુંબઇ આવ્યા અને હોસ્પિટલમાં જઇને જુએ છે તો મી૦ પેરટ બેભાન હાલતમાં ખાટલે પડયા હતા. માએ આંસુથી છલકાતી આંખે દીકરાનું માથું પોતાના ખોળામાં લીધું અને વહુએ તેના પગ દાબવા માંડયા. બાપ તેમજ છોકરાઓને દરદીના ઓરડામાં દાખલ થવા દીધેલા નહિ હોવાથી તેઓ બહાર હતા. નર્સે શાંતિથી મા તેમજ વહુને દરદીની પાસેથી આઘા ખસેડયાં અને ખાટલાની સામે ખુરસીપર શાંત રીતે બેસવા જણાવ્યું. શાંતિ–સ્મશાન શાંતિ ! યમરાજા પોતાના શિકારને ધમડી જતા હોય તે વખતની ભયંકર શાંતિ ! માથી આ જોઇ રહેવાયું નહિ. ગુંગળાતે સાદે તે બોલી: 'બેટા પોપટ!' શરીરમાં વીજળી દાખલ થઇ હોય કે કોઇ વિધાયકે પોતાના વિધેયને તંદ્રામાંથી જાગ્રત કીધો હોય તેમ, આ અવાજ સાંભળી મી૦ પેરટે ચમકીને આંખ ખોલી. માએ કંઇપણ બોલ્યા વગર દીકરાને માથે હાથ ફેરવવા માંડયો. જાણે યુગયુગની વાતો કહેતી હોય તેમ

મી૦ પેરટની આંખો ખોલી ઉઠીઃ 'મા ! ક્ષમા ! છેલ્લી સલામ !'

આ કરૂણ દ્રશ્ય આગળ આપણે ઝાઝા થોભીશું નહિ. એટલું જ જાણવું બસ થશે કે એક માસની ભારે કાળજીભરી માવજત પછી મી. પેરટે નવું જીવન મેળવ્યું એમ કહીએ તો ચાલે. કંઇક શક્તિ આવતાં મી. પેરટને હોસ્પિટલમાંથી લઇ જવાની એનાં માબાપને રજા મળી. બીજે જ દિવસે મી. પેરટને લઇ સૌ પાછાં પોતાને વતન વસો આવ્યાં. માતૃભૂમિનાં તનદુરસ્ત હવાપાણીથી મી. પેરટનું શરીર ઝપાટાભેર સુધરી ગયું. પોતાને નવો જન્મ મળતાં જ એમણે પોતાનું અસલ નામ પોપટલાલ ધારણ કીધું અને એ પોતાના પિતાશ્રીને તેમના ખેતીના ધંધામાં મદદ કરવા લાગ્યા. ત્યાર પછી એમણે નવરાસના સમયે રેંટીઓ કાંતવાનું શરૂ કીધું. ખેતી અને રેંટીઓ એ બે હવે એમનાં જીવનનાં મૂખ્ય કર્ત્તવ્યો થઇ પડયાં. સાદી રહેણીકરણી અને ઉદ્યોગી જીવનથી એમના એક વખતના ધમાલયા આત્માને શાંતિ મળવા માંડી. એમણે પારકી તો શું, પણ પોતાની સ્ત્રીનેયે માબેન સમાન ગણી પોતાનાં છોકરાંઓને સંયમની તાલીમ આપવા માંડી. આ રીતે એક વખત નિરાશાના ઉંડા કૂવામાં ગત થયલું કુટુમ્બ વળી પાછું કલ્લોલતું થઇ ગયું. ગામના લોકો આ જોઇ સાનંદાશ્ચર્ય પામી કહે છે કે આનું નામ તે 'જીવનપલટો !'



# 'સુધારા'ને ઉજળે પન્થે !

૧

સારી યે સૃષ્ટિ ધસમસતી પ્રગતિ કરી રહી હોય ત્યારે આપણે જૂના કોળાંની માફક ઠચુક ઠચુક ચાલી પાછળ પડી જઇએ એ આજના મોટર અને એરોપ્લેનના જમાનામાં પરવડી શકે એમ નથી; પણ એમ કરતાં વળી બાજી એક વાત નડે એમ છે. આપણાં ઠાઠાં ઢીલાં હોય અને 'ક્વીક માર્ચ' કરતે વગર સમજ્યે આપણે દોડયા જઇએ, તો કોઇ વખત 'મંગોલની સૂંઝ ગાંધી મૂઆ' એ કહેવતવાળી વાત જેવી દશા થઇ જાય તો તે ય પંચાત! એટલે 'સાપ મરે અને લાઠી ભાંગે નહિ' એવી કોઇ સત્તર આના અને ત્રણ પાઇ જેવી હિકમત હાથ લાગી જતી હોય તો કામ 'ફસ' નંબર થઇ જાય એ વિચારથી મેં એ વાતનું નિદિધ્યાસન કરવું શરૂ કીધું! 'કરતા હો સો કીજીએ' અને કહેવાઇએ 'સુધારાવાળા', એ મારા નિદિધ્યાસનનું લક્ષ્યબિંદુ હોઇ મેં કેટલાક આપણા સાચિત્ર માસિકો કહે છે તેમ 'અવનવી ભાત પાડતી' શોધો એ ક્ષેત્રમાં કરી છે તે આજે જાહેરમાં મૂકતાં મને હર્ષ થાય છે. એ વાત ખરી છે કે દાક્તરયુગ અને વકીલયુગમાં ભારે તપસ્યાના ફળરૂપે પરિણમતી 'એડવાઇસો', વગર લવાજમે વાંટી દેવી એ એક ગંભીર સાહસ જ કહેવાય; છતાં કંઇ નહિ—સાહસ કીધા સિવાય આજ પ્રગતિ જ કયાં છે? લ્યો ઝોકાવો ત્યારે !

'અરરર ! શું કહ્યું? ન્યાત જમાડવી છે? ધૂળ પડી તમારા ભણતરમાં! કોણ જાણે એ ન્યાતમાં બળ્યું છે શું કે તે વળી તમે જમાડવા નીકળ્યા! મહાત્મા ગાંધીજીયા માડી મારા જેવો આલી મવાલી પણ આજે ન્યાત જમાડવી એ જંગલીપણું ગણે છે

ત્યારે તમને એ શું સૂઝ્યું? અને હું પૂછું, ન્યાત જમાડવાની વાત કરો છો ત્યારે પીરસવાનું અને શાક છોલવાનું પણ અમારા જેવા નવરા ન્યાતિલાઓને માથે જ ઠોકાવાનું હશે ને?’

‘હાસ્તો વળી!’

‘હેં! શું કહ્યું? ‘હાસ્તો વળી?’ શરમાવ, શરમાવ, ઘુમટામાં નહિ તો હાથના ખોબામાં મોં છુપાવો તમારૂં. સારી યે દુનિયા ન્યાત અને તેના વ્યવહારને પ્રગતિની આડખીલીરૂપ માની રહી છે ત્યારે તમે ન્યાત જમાડવાની વાતો કરો છો! એ ઉકળતા તેલમાં તળાતાં ભજીઆં લેવા માટે લૂંટાલૂંટ અને એ પતરાવળી–દડીઆઓની ઝુટાઝુંટ, એ ગરમાગરમ ઢોકળાની થાળી તપેલામાંથી ઉંચકી લેવાની પડાપડી અને એ પંગતમાં પોતાને માટે અને પોતાનાંને માટે સરસમાં સરસ જગ્યા પચાવી પાડવાની તડાતડી! કોઇકોઇ ઠેકાણે નથી જોઇ તમે એ! છતાં કિયે મોઢે ન્યાત જમાડવાની વાતો કરતા હશો? હજી કોઇ ‘ ટ્રેડ ગીલ્ડ ’ કહો, કોઇ ‘ એસોસિએશન’ કહો; કોઈ‘ ક્લબ’ કહો, તો તો જાણે સમજ્યા કે ચાલ ભાઇ પોઇસ! મેમ્બરોનો અરસપરસ સ્નેહ વધારવા, કે તે નહિ તો એકબીજાને ‘ઇન્ટ્રોડ્યુસ’ કરવા–કરાવવા કોઇ ‘પાર્ટી,’ ગાર્ડનપાર્ટી કે સ્નેહસમ્મેલનને નામે ચા કાફી આઇસ્ક્રીમ સોડા આદિ પેય અને ખમણઢોકળાં, ભજીઆં, સેવ, ગાંઠીઆ, પૂરી બટાટા વગેરે ખાદ્ય પદાર્થોની મિજબાની વગર ચલાવી લેવું એ આજે લગભગ અશક્ય જેવું ગણાય જ! વળી આવી પાર્ટી-ઓમાં ઘણુંખરૂં ટેબલ ખુરસીએ જ ખાવાનું હોય છે, એટલે પહેરેલે જોડે અને ભર લૂગડે, જ્યાં આવ્યું ત્યાં અને જે દોસ્તદાર હાથ ચઢયો તે દોસ્તદાર સાથે બેસી એક જ પ્લેટમાં ખાઇ લ્યો; ચા કે કાફી પીઓ અને તે ઉપર એકાદ આઇસ્ક્રીમની પ્લેટ પણ ઉડાવી લ્યો; કાંઇ વધુ જોઇતું હોય તો સફેદ ‘લીવરી’માં સજ્જ થયલા કોઇ કાળા ‘ રાજીઆ’–પીરસૈયા પાસેથી તે માગી લ્યો–અને જોયું પણે ટેબલપર

લીલું સુકકું ફ્રૂટ ગોઠવ્યું છે તે? શો સુંદર દેખાવ છે! ઉઠો, દોડો અને કોઈ બીજા ગૃહસ્થો એ 'તમેલો સાફ' કરી નાખે-ખાઈને ડગલા પાટલુનના ખીસ્સામાં સેરવીને-તે પહેલાં તમે યે એ લૂટમાં ભળવાની છૂટ લો!

'તમે જ કહોની જોઉં? આ આનંદથી તસતસની 'પાર્ટીઓ' સારી, કે તમારૂં પેલું 'થર્ડક્લાસ' જંગલી તોફાની-અને શું નહિ?-જેવું જૂના જમાનાનું ડોબાની ચાલે ચાલતું ન્યાતિનું 'ધમ્માર' સારૂં? 'ટીપાર્ટી'થી માંડીને સ્નેહસમ્મેલન સુધીનું કાંઈ યે કરજો, પણ હવેથી ન્યાતના જમણની વાત જીભે લાવશો ના; નહિ તો પૈસાના પૈસા ખરચાશે અને વળી જંગલીમાં ખપશો તે ચાંલ્લામાં.

'જ્ઞાતિજમણની એક ખામી આ છે કે તમારે ત્યાં ન્હાઈને કે હાલની દોડાદોડીના જમાનામાં મ્હોંડું અને હાથ પગ ધોઈને સ્વચ્છ રેશમી વસ્ત્રો અને મંગળસૂચક ઘરેણાંગાંઠાં હોય તો તે પહેરીને વગર જોડે જમવા જવાનું હોય છે; શાક સમારવાનાથી માંડીને છેલ્લી પંગત ઉઠાડી વાસણ તેમ જ જમણ વગેસગે કરવા સુધીનું તમામ કામ તમારે અને તમારાં સગાંઓને કરવાનું હોય છે. હાલની 'પાર્ટી-ઓ'માં આવું કશું યે તમારે કરવાનું હોતું નથી, એટલે એ એની ખુબી હોઈ ન્યાત જમાડવા કરતા સ્નેહસમ્મેલન વધારે શ્લાઘ્ય છે; તમે એ હવે જોઈ શકયા હશો, એટલું જ નહિ, પણ સાથે સાથે એ યે જોઈ શકયા હશો કે જ્ઞાનભોજનને માટે આપણા સુધારાવાળાઓનાં નાકનું ટેરવું આટલું બધું કેમ ચઢી જાય છે! આમાં પૈસાનો સવાલ નથી. કારણ, 'પાર્ટી' પણ કાંઈ પૈસા વગર અપાતી નથી; વળી જ્ઞાતિભોજન કરતાં 'પાર્ટી'ના ખરચ તેમજ બગાડ ઘણો વધારે હોય છે એ ઘણાનો પ્રત્યક્ષ અનુભવ છે. પણ એમાં મહેનત અને વખત બચાવવાનો સવાલ છે, એટલે આજના યંત્રયુગના જમાનામાં જમણ કરતાં પાર્ટી જ વખણાય; તેથી મારી સલાહ મુજબ ગામઠી જમણ

આપવા કરતાં સુધરેલી 'પાર્ટી' કરવાથી જમણુ આપવારૂપી સાપ પણ મરે છે અને આપણે સુધારાવાળામાં ખપતા હોઇ લાઠી યે ભાગતી નથી! ઇતિ!

૨

'અને હવે ક્યાં ચાલ્યા સાહેબ રાતની વખત?'

'ન્યાતના સાજનામાં!'

'ન્યાતના સાજનામાં!! તમારૂં ડાચું બળે તમારૂં! વીસમી-સદીમાં છો કે હજી ઓગણીસમી સદીમાં! આમ ગામઠીવેડા ક્યાં સુધી કરશો? વળી કોઇને ન્યાતબહાર–જાતબહાર કરવો હશે, કે કાંક એવી જ બીજી હોળી સળગાવવી હશે! ન્યાતનું સાજનું બીજું શું કરી શકે? વળી કહેવાય 'બાળગોપાળ'નું સાજનું, એટલે એક નાનામાં નાનો બાળક કે કોઇ રોઝ જેવો નાતિલો એકાદ જીદ્દ લઇને બેસે તો તેને સમજાવ્યે જ છૂટકો, તે સિવાય કામ આગળ ચાલે નહિ, કે બીજો ઠરાવ થાય નહિ: શો જુલમ છે? સમસ્ત પંચ ઠરાવે તે જ કાયદો, એટલે એકાદ અડભંગ, એકાદ અગત્યના ઠરાવમાં પથરો નાખે તો ગાલ્લું ત્યાંથી અટકે! 'મેજોરીટી' એટલે બહુમતિથી ઠરાવ પસાર કરવાની વાત આવે તો થાય મારામારી! હમણાં હમણાં વળી અંગ્રેજીમાં 'કેળવણી' લીધા પછી કેટલેક ઠેકાણે કેટલીક ન્યાતનાં પંચો 'મેજોરીટી'થી ઠરાવ પસાર કરવાનું સમજ્યા છે એટલું ગનીમત છે, બાકી સાજનું તે સાજનું! ગામઠીપણાની હદ થઇ આ તો! હજી કોંગ્રેસના, કોનફરન્સના કે કોઇ મહાસભાના અધિવેશનની વિષયવિચારિણી સમિતિની વાત કરતા હો તો લેખે લાગે. વિષયવિચારિણી સમિતિ એટલે સમજ્યા? ભૂલ ના ખાશો કે એ સાજના જેવી જ! અરે, ના રે ના! ત્યાં તો ભાષણો થાય, ઠરાવો થાય, અનેક વિષયોનો ઉહાપોહ થાય, કોઇ કાયદાબહાર

જાય તો તેનો બહિષ્કાર થાય અને એવું બધું કેટલું યે સરસ ને સુંદર—

'કોઇ કોઇ વખત મારામારી ને ગાળાગાળી'! 'હા, હા, તેનું છે શું? તમારા સાજનામાં થાય છે તેમ નહિ હં કે! એ બધું તો અંગ્રેજીમાં કે રાષ્ટ્રભાષા હિંદીમાં થાય, એટલે છેક ખરાબ જેવું નહિ લાગે! વળી મારામારી પણ કળામય રીતે ખુરશીથી કે ખાસડાંથી થાય! તમારાં સાજનાંની માફક—

'કોઈ કોઇવાર ઠરાવ કર્યા વગર એમને એમ—'હા, હા, એમને એમ ઉઠી જવાય તેમાં શું થયું? કપાળે કપાળે ભિન્ન ભિન્ન મતિ, એટલે મતભેદ પડતાં એમ થાયે ખરૂં. એમ કરતાં કદાચ તડ–નહિ ભૂલ્યો–બીજી નવી પાર્ટી યે ઉભી થાય–એ બધું સ્વાભાવિક છે. વિષયવિચારિણી સભા કે સમિતિમાં એ બધું જ શકય છે. પણ ઇશ્વરને ખાતર એ તમારા ન્યાતના પંચને તો તિલાંજલિ જ આપજો. હજી અધિવેશનની વિષયવિચારિણી સમિતિ કે સબજેકટ કમીટી જેવામાં જવાની વાત કરતા હો તો તો તેમાં ભાગ લેવાને હું ખુશીથી સમ્મત થાઉં: બાકી આ તમારૂં ઢેંડ કલાસ ન્યાતનું સાજનું! બે–કુ–છી! સુધારાવાળામાં ખપતું હોય તો વાત ના કરશો મારી આગળ એની!

૩

'કેમ સાહેબ! આજે કાંઇ આવા વેશે?'

'ઉઠમણામાં.'

'હજી યે તમારૂં ઉઠમણું બાકી રહી ગયું છે? આ રડવા કુટવાના ને ઉઠમણાના જંગલી રિવાજો કયારે જશે અહીંથી? કોઇ શોકસભા બોલાવો શોકસભા! તમારાં ઉઠમણાં તો નર્યાં ઢોંગ છે! 'અને અમારી શોકસભા?'

તેમાં યે કદાચ ઢોંગ થતા હશે. પણ શોકસભા તે શોકસભા જ ! ઉઠમણું એની તોલે ના આવે. એમાં તો મરનાર સજ્જન મહાપુરૂષ હોય તો તેનાં ગુણગાન ગવાય, ભાષણો થાય, ઠરાવો થાય, તાળીઓ પીટાય અને કોઇ રમુજી ભાષણકર્તા એકાદ બે રમુજની વાતો છાંટી નાખે તો હસી યે શકાય !

' ખરૂં છે ! ઉઠમણાની ગંભીરતા વગર પણ શોકસભાનું કામ સુધરેલી ઢબે તમામ શુદ્ધ થઇ શકે છે. તે તો એની ખુબી છે ! વળી એમાં તાળી પડી શકે છે, કાંઇ બૈરાંઓની માફક કુટવાનું તો નથી હોતું ને ! એ શોકસભામાં રડવાનું તો નામે ના મળે !'

'પણ તમારી એ શોકસભામાં આવેલા કવિઓ કે ભાષણવેત્તાઓ મરતાં મથતાંએ ત્યાં ગવાતી કરૂણ પ્રશસ્તિમાં કે ભાષણમાં કરૂણરસ જમાવી શ્રોતાઓને મરણ પામેલા સજ્જનના શોકમાં રડાવી ના શકે તેમાં કોનો દોષ ? કદી કોઇ સભામાં કોઇ નેતા કોઇ દુઃખનો વિષય છેડતાં 'પલાટફોર્મ' ઉપર રડી પડે છે ત્યાં તો તેને માટે છાપાઓનાં કોલમો ભરી તેની લાગણીપરથી વારી જાઓ છો તેનું શું ?'

'વારી જઇએસ્તો ! એમ કરૂણરસ જમાવી શ્રોતાઓને રડાવવા એ રહેલ વાત નથી, સમજ્યા ! તેથી કાંઇ તમારા રડવાકુટવાના અને ઉઠમણાના રિવાજને પુષ્ટિ નથી મળી જતી !'

' જોઇ છે એકાદ તાલબદ્ધ રાજીઆ ગવડાવતી ડોશીમાને ! સાંભળી છે એની કદી યે કરૂણરસ રેલાવતી પ્રશસ્તિઓને !'

That's it ! એ પ્રશસ્તિ કહો અને શોકસભાની વાત કરો. બાકી તમારા એ રડવાકુટવાના અને ઉઠમણાના જંગલી રિવાજે તો 'નવ ગજના નમસ્કાર' કરવા જેવા છે ! સાંભળનારને રડાવી મૂકે અને આખો દિવસ બગાડી મૂકે એવા રાજીઆ કુટાવા તો બંધ જ થવા જોઇએ. જોયું નહિ તે દિવસે આપણા એક સાક્ષરશિરોમણિને લગ્નના વરઘોડામાં ભાગ લેવા જતાં જતાં એક શોકસભામાં ' ડોકીયું' કરતા જવું પડયું તે ? હવે એ શોકસભાને બદલે ઉઠમણું હોત તો

એ લગ્નના વાંધામાં એને ત્યાં આવતાં કેટલા બધા 'ઓકવર્ડ પોઝીશન'માં મુકાઇ જવું પડતે! કદાચ એ શિરોમણિ તે ઉઠમણામાં ભાગ લેવા શકિતમાન જ નહિ થઈ શકતે! કારણ? કારણ કે ઉઠમણાના કપડે ઉઠમણામાં ભાગ લઇ પાછા ઘેર જઇ કોગળા કરી લગ્નના વાઘા સજવાનું કામ આ મોટરયુગમાં પણ અશકયવત્ છે! માટે ભાઇ રે મારા! એ ગામઠી રિવાજો છોડી સુધારાના પંથે પળશો, તો જ કાંક સ્વરાજ–સ્વાતંત્ર્યનું મોઢું દેખી શકશો.'

૪

'આમ તો મારી પાસે ઘણા ઘણા 'દાવપેચ' છે, પણ લંબાણ થઇ નહિ જાય તેથી ટુંકાણમાં એમાંના થોડાઘણા હવે હું તમારી આગળ રજુ કરીશ. નાતરું અને ફારગતી જેવા જાનવરી દશા કરનારા જંગલી રિવાજો, વિષયમાં મચીપચી રહેલી નીચી કોમો માટે જ રહેવા દેજો, સુધરેલામાં ખપવું હોય તો જ પુનર્લગ્ન અને 'ડાઇવોર્સ' જેવા સુધરેલા રિવાજો ઉંચી કોમોમાં દાખલ કરાવવા મથ્યા જજો!

'તમે હાલ કોઇ સભામાં કોઇ વિદ્વાનનું રસમય ભાષણ સાંભળવા બેઠા છો? હમણાં જ તમને યાદ આવ્યું કે તમારે તમારા નિત્યનિયમ મુજબ ગીતાપાઠશાળામાં કે મંદિરે દર્શન કરવા જવાનો વખત થઇ ગયેલો હોવાથી તમારે સભામાંથી રૂખસદ લેવી જોઇએ. ખરું ને? તમે કોઈ નાના માણસ હશો તો તો કોઈનું ધ્યાન ખેંચ્યા વગર તમે તેમ કરી શકશો, 'પણ ખોદા ન ખાસ્તા' તમે કોઇ મારા જેવા મોટા માણસ હો અને તમારા સભામાંથી અધવચ્ચે ચાલ્યા જવાથી સર્વનું ધ્યાન ખેંચાતું હોઇ કોઇ તમને પૂછનાર હોય કે 'કેમ શેઠ કયાં ચાલ્યા?' ત્યારે તમે શું કરશો? એ વખતે ભૂલેચૂકે દર્શનમાં જવાની ગામઠી વાત રખે કહી દેતા! કોઇ લીમીટેડ કંપનીની મીટીંગ કે એવી જ કોઇ બીજી અગત્યની સભામાં જવાની વાત કરજો એટલે પત્યું! ઘણી ગ્રે સભા શોભાવનારા સાક્ષરોને કે મોટા

માણસોને દર્શને નથી હોતાં ને પાઠશાળાયે નથી હોતી, છતાં માત્ર પોતે ભારે કામવાળા માણસ છે એ બતાવવા ખાતર જ સભાની અધવચમાં ઉઠી આવો સુધરેલો દાવપેચ અજમાવતા મેં તેઓને જાણ્યા છે.

'સૂતક પાળવું એ જંગલી રિવાજ છે. હા, હજી કાંઇ 'કોરન્ટીન' કે 'સેગ્રીગેશન' જેવી સુધરેલી રીતની વાત કરો તો તો કંઇક સમજણ પણ પડે !

'જૂના જમાનાના છોબંધી 'ફાયર પ્રુફ' ભોંયરાની વાત કોઇ આગળ બાપુ, કરશો મા ! નહિ તો એમ કહેવાશે કે તમે જંગલીની માફક બધું દાટી રાખો છો. એકાદ 'સેલ' ( cell ) માં લોખંડી 'ફાયર પ્રુફ' (!) ટ્રેઝરીમાં જે કાંઇ તમારૂં હોય તે મૂકી cellને બારણે 'ટ્રેઝરી રૂમ'નું પાટિયું મારશો તો જ 'અપ-ટુ-ડેટ' માં ખપી શકશો !

'ગામઠી પાંતરાની વાળેલી 'દીડકીચી સહા' વાળી દેશી બીડી પીઓ છો કે ? હાઇયો યુ—! સીગારેટ કે સીગાર કયાં બળી ગઇ કે આમ જૂના જમાનાના કોળી દુબળાની જંગલી રીત પકડી ? અફસોસ ! સુધારાવાળામાં કયારે ખપશો તમે ?

'આવા આવા 'દાવપેચ' તો ઘણા છે. મારી જ પાસે બધા શીખી લઇ મારા ચેલામાં તમે ખપો તે કરતાં જરા ભેજાંને હીંજીહરડે સાથે ઘસી તેને સાતવાર કપડછણ કરી એકદમ 'ઓરીજીનલ' રીતે 'સુધારાને પંથે' તમે પળતા થઇ જાઓ તો કેવું સારૂં ?'



# જબ્બર ગુલાંટ

શ્રીમાન રોકડીઆના લઘુ બંધુ શ્રી પાંચ અક્કડીઆને તમે નહિ ઓળખતા હો! મને પોતાને પણ એમની ઓળખાણ હજી હમણાં જ પડીઃ કોઈ વિધર્મી પણ હિંદુ દેવતાઓની તેમજ હિંદુ રીતરિવાજોની નાલેશી કરતાં શરમાય, એવી કંગાળ રીતે સનાતની હિંદુઓની હદબહારની લાગણી દુઃખાવવાને લીધે શ્રીમાન્ રોકડીઆ પીઠભાવે પીટાઇ જવાથી, એઓશ્રીને ફીલાડેલ્ફીઆની સફર મારવી પડી હતી. તે દરમ્યાન એમના જ 'ટેકસચર'ના એમના લઘુ બંધુ શ્રી. અક્કડીઆ ખીસામાં લાંબી સફરના 'ટાંટીઆ' નહિ હોવાથી, સુરતમાં આવી વસ્યા હતા. નાણાવટને નાકે કાણાકોચરાની પોળમાં એક ખડખડપાંચમ ઘર ભાડે રાખી ત્યાં એઓશ્રી 'ફેમીલા' સાથે રહેતા હતા. દૂધવાળા જેચંદ ભાટીઆ (કે લુહાણા)ને ત્યાં દૂધ લેવા એ આવતા અને હું પણ જતો, ત્યાંથી અમારી વચ્ચે દોસ્તી ઝામી. રફ્તે રફ્તે એ દોસ્તી એવી ગાઢ થઇ કે કાપડના વાણાતાણાની જેમ જ્યાં જુઓ ત્યાં એકની અસ્તી વિના બીજાની અસ્તી સમ્ભવી જ નહિ શકે. એમણે ભૂતકાળમાં એમના ભાઇ રોકડીઆની સુઝે કીધેલાં અનેક પરાક્રમો મને કહી સંભળાવ્યાં. સનાતની હિંદુઓની-તેમાં ખાસ કરીને પોતાને માર્ગે શાંતિથી ચાલ્યા જતા વૈષ્ણવોની-અનેક રીતે ઠઠ્ઠા ઉડાવવામાં એમને કેવી લહજ્જત પડતી હતી તે વાત એમણે મને મોઢામાં બલ્કે આંખમાં પાણી આવે એવી રીતે કહી સંભળાવી.

એ અને એમના ભાઇ ધર્મે ન હતા સનાતની કે ન હતા આર્યસમાજી, પણ હતા કોઈ ગૌડ બંગાળી! પોતે હિન્દુ છે એટલું

કહેવડાવવા ખાતર જ એ પોતાને આર્યસમાજી કહેવડાવતા; બાકી આચારમાં કે વિચારમાં એમને અને આર્યસમાજને દોઢ ગાઉનું છેટું હતું! વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્યને નામે એમણે કીધેલો અત્યાચાર રાક્ષસી હતો, એટલું જ એને માટે કહેવું બસ થશે! તેઓ હિંદુ રીતરિવાજો અને ધર્મને જેટલા ધિક્કારતા, તેટલા જ અંગ્રેજી, અમેરિકન, જાપાની અને છેવટે ચીનાઇ રીતરિવાજો અને ધર્મને સત્કારતા! જે હિંદુ રિવાજોને ગોરી કે પીળી પ્રજા તરફથી વિજ્ઞાન કે સુધારાને નામે ટેકો મળતો, તેટલાનો જ એ સ્વીકાર કરતા. પોતે દારૂ પી મસ્ત રહેતા, પણ જ્યારથી એમણે 'America has gone dry' (અમેરિકાએ દારૂ છોડયો) એમ જાણ્યું, ત્યારથી એમણે દારૂ છોડી દીધો હતો, પણ નિશો કીધા વિના નહિ રહી શકાવાથી, એમણે સ્વદેશી ભાંગનો પક્ષ લેવા માંડયો હતો!

દરરોજ સ્નાન સંધ્યાને નામે આરતી હોવાથી, એમને પાટલૂનનો પહેરવેશ બહુ સદી ગયો હતો; એટલું જ નહિ, પણ પાટલૂન પહેર્યા વિના હિંદુસ્થાનને સ્વરાજ્ય નહિ મળે, એમ એ છાતી ઠોકીને કહેતા. પણ અફસોસ! એમની આ માન્યતામાં એક દિવસ ધૂળ પડી ગઇ. હું અને મારાં ફુઇબા એક દિવસે તાપીએ ન્હાવા જતાં હતાં, ત્યાં એમનાં પત્નીશ્રીની દૃષ્ટિ અમારાપર પડી. એમણે અમને બહુ આગ્રહથી ઉપર બોલાવ્યાં ભાઇશ્રી અક્કડીઆ પાટલુનના ગેલીસમાં હાથ ભરાવી ઉઘાડે પગે આમતેમ આંટા મારી તરત જ પીધેલી ચ્હાને રગેરગ પ્રસરાવી, બંધકોસ મટાડવાની કસરત કરતા હતા. તે અમને જોઇને ઉભા રહી ગયા અને મારી સામે જરા સ્મિત કરી એમણે ગેલીસ પકડી, અંગ્રેજી ઢબે ફુઇબાને નમન કર્યું. એમ નમન કરતાં બહુ ખેંચાવાથી કે નીચા વળવાથી પાટલુનનાં ઢીલા થઇ ગયલાં બટનોએ ગેલીસની દોસ્તી છોડી અને પાછળ ઉભેલાં એમનાં પત્નીશ્રીએ લશ્કરી ઢબે 'પાટલૂન સમાલો'ની 'એલાર્મ' (ભયસૂચક સંજ્ઞા) જો નહિ આપી હોત તો એમની પૂરેપૂરી રેવડી દાણાદાણ થવાનો

સોદો હતો ! જેમ કમળપરથી જળબિન્દુ સરકી જાય, તેમ એમની કમરપરથી પાટલૂન સરકી જતાં પહેલાં જ વેળાસર મળેલી એમની પત્નીશ્રીની ચેતવણીથી એ ચેત્યા અને ઝડપથી પાટલૂન પકડી બીજા ઓરડામાં નાઠા ! આ આફત પછી હિન્દુઓ પહેરે છે, તેથી નહિ, પણ મુક્તિફોજના ગોરા સિપાહો પહેરે છે માટે, એમણે પણ ધોતિયું પહેરવાની તજવીજ પાડવા માંડી !

વાદવિવાદ કરવાની ફઇબાની 'મુસ્લીમ પદ્ધતિ'ને લીધે એ ફઇબા સાથે ભાગ્યે જ વાદમાં ઉતરતા—બલ્કે એમનાથી બનતા સુધી એ છેટે જ રહેતા ! કોઇપણ જાતના ઉત્કૃષ્ટ આચાર–વિચારવિહીન અને ચારિત્ર્યહીન આ માણસ જ્યારે મહાત્મા લ્યુથરનો સોંગ ધારી, ધર્મ સુધારવાને નામે પોતાનું પેટિયું કુટી કહાડવા નિમિ-તે પવિત્રમાં પવિત્ર ધર્મ ઉપર ગલીચમાં ગલીચ જાનવરી ભાષામાં હલ્લો કરતો, ત્યારે અક્કલ હેરાન હેરાન થઇ જઇ સહસા એમ જ પુકારી ઉઠતી કે 'shade of Luther ! on whose shoulder has thy mantle fallen ! રૂહે લ્યુથર કીસ ( ત્યાકતકા મનુષ્ય )ને તેરા સ્વાંગ ધર લીયા !

સર્પની ગતિએ આમ એમનો કાળ વ્યતિત થતો હતો, એટલામાં એમના ' અપ–ટુ–ડેટ' ભેજામાં એક નવું ભૂત ભરાયું. એમના વડીલ બંધુએ એક નાટક ભજવી તેમાં હિંદુ દેવતાઓને 'અપ–ટુ–ડેટ' બનાવવાનો પ્રયત્ન કીધો હતો, ત્યારે આ ભાઇએ એક સીનેમા કંપની ઉભી કરી, તેમાં અમેરિકામાં થએલી છેલ્લામાં છેલ્લી શાસ્ત્રીય શોધખોળને આધારે હિંદુ દેવદેવીઓની સેવાપૂજા–વિધિનું તેમજ હિંદુઓથી પળાતા ધાર્મિક રીતરિવાજોનું સમર્થન કરે, એવાં ચિત્રપટો તૈયાર કરી બતાવવાનું સાહસ ઉપાડયું. કહે છે કે નરસું થાય તે સારા માટે. મંદિરોની કે સંપ્રદાયોની વિરૂદ્ધનાં લખાયલાં પુસ્તકો વાંચી વાંચીને સડી ગયલું મગજ આ સીનેમા–સાહસને લીધે સંપ્રદાયના

પ્રામાણિક ગ્રંથોનું અવલોકન કરવા તરફ વળ્યું અને ભગવાન! હું શું જોઉં છું? સનાતનીઓનો એક કટ્ટરમાં કટ્ટર વિરોધી તેઓનો સારામાં સારો વ્યાખ્યાનાર થઇ પડયો! ભગવાનની લીલા અગાધ છે. એનો અનુગ્રહ હોય તો પારસીભાઇઓ કહે છે તેમ છેક પવારે ગયેલો સુરદાસ સંતની કોટિએ પહોંચે. એની કૃપા હોય તો એક બદમાશ ભિલ્લ, વાલ્મીકિ ઋષિની પદવી પામે. પ્રેમભાવે ભજતી નિઃસાધન ગોપીઓને એણે અપનાવી છે, તો વેરભાવે તન્મયતા સાધતા હિરણ્યકશિપુને પણ એણે પોતામાં સમાવી દીધો છે; એટલે કોઇપણ વૃત્તિથી ભગવાન સાથે તન્મયતા સાધનારનો આખરે તો ઉદ્ધાર જ છે. પાશ્ચાત્ય વિજ્ઞાનને નામે તો વિજ્ઞાન નામે પણ આ સિનેમા—સાહસે ભાઇશ્રી અક્કડીઆના જીવનને એક જબ્બર પલટો ખવડાવ્યો અને એમણે પોતાના ચિત્રપટ માટે ધાર્મિક 'સીનાર્યો' લખવા માંડયો.

સીનેમા ચલાવવા જોઇતા 'ટાંટીઆ'ને માટે એમણે સસરાની કમાઇવાળા એક શેઠીઆને ઉભો કીધો અને સ્ટેશન રોડ ઉપર બદ્રી આઇસ ફેક્ટીરીને પડખે આવેલું 'લક્કડકોટ થીએટર' પોતાના સીનેમા માટે ભાડે રાખી એમણે કામ કરવું શરૂ કીધું. 'સીનો' લેવાઇ ગયા અને ચિત્રપટ તૈયાર થઇ સેન્સરે' તે પાસ કીધું એટલે તે બહાર પડવાને આગલે દિવસે તે જોવા મને એઓ પોતાની સાથે લઇ ગયા. ત્યાં જઇ જોતાં જ ધરતીકંપનો એક આંચકો! સીનેમાગૃહના પ્રવેશદ્વાર આગળ જ પાટીઆ ઉપર મોટા અક્ષરે લખેલુંઃ 'જોડા અહિં ઉતારો!' એક બીજા પાટીઆપર લખેલુંઃ 'હાથ પગ અહીં ધુઓ.' 'ઓત્તારી!' મારાથી સહજ જ બોલી જવાયું.

"અય જાને મન ઉર્ફે દોસ્તે જીવન! જાણ કે હું તારી અજાયબીની કદર કરૂં છું! તને આજે મારી ફીલમ જોવા લઇ આવ્યો છું. તેનું કારણ એ છે કે તેમાં આવતી દરેકે દરેક બીનાનું રહસ્ય હું તને નિરાંતે સમજાવી શકું. હવે સમજ! મંદિર કે મસ્જીદ

જેવા પવિત્ર સ્થળે આપણે પવિત્ર થઇને આવવું જોઇએ. હિંદુઓ નાહી ધોઇને દર્શને જાય છે અને મુસલમાનો નમાઝ પઢતાં પહેલાં હાથપગ ધોઇ વઝુ કરે છે, અંગ્રેજ વગેરે ક્રીશ્ચિયનો જોડા સાથે જ પ્રાર્થના કરે છે પણ રસ્તામાં ગમે તેવી નાપાક વસ્તુપર ચાલીને આવવાથી જોડા નાપાક બને છે, એ જ જોડા સાથે ઘરમાં કે દેવળમાં ગમે તેમ ફરવાથી ઘર કે દેવળ અપવિત્ર થાય છે, અને પરિણામે ચેપી રોગ ફાટી નીકળે છે; વળી જોડા પહેરીને પ્રાર્થના કરવાથી મન એકાગ્ર થતું નથી અને ભટકતા મને પ્રાર્થના કરેલી ફળતી યે નથી, એમ એ ક્રીશ્ચિયનો જ્યારે જાણશે ત્યારે સ્નાન કરી કે હાથપગ ધોઇ ઉઘાડા પગે જ એ લોકો પણ પ્રાર્થના કરશે. અમેરીકાનો પ્રસિદ્ધ ફીઝીકલ કલ્ચરીસ્ટ મી. મેકફાડન તો ત્યાંસુધી કહે છે કે મોજાં બુટ પહેરી પગને અકડાવી દેવાથી શરીરની તંદુરસ્તી જોખમાય છે. આપણા લોકો પણ માને છે કે જ્યારે જ્યારે પ્રસંગ હોય ત્યારે ત્યારે હાથપગ ધોઇ તે સ્વચ્છ રાખવાથી આંખનું તેજ વધે છે. હવે જો ! મારૂં આ ચિત્રપટ હિન્દુ દેવદેવીઓની દિનચર્યાનાં રહસ્ય ઉપર પ્રકાશ પાડતું હોવાથી તે ધાર્મિક છે, એ જોવા પવિત્ર થઇને આવવું જોઇએ. તેથી જ અહીં ‘ જોડા ઉતારવાનું’ અને ત્યાં હાથપગ ધોવાનું ‘પાટીઉ’ મારેલું છે ! હવે સમજ્યો ?”

‘સમજ્યો ! પણ મંદિર મસ્જીદના માફક અહીં પણ જોડા છુઃ થઇ જાય તેનું શું ?’

‘ પેલા અપંગ બેકારો ને ફકીરો જોયા ? પાઇ પાઇ લઇ એ લોકો જોડા સાચવશે. એમને ગુજરાનનું સાધન મળશે, પ્રેક્ષકોના જોડા સચવાશે અને એમ એક રીતે ખેરાત પણ થશે. વળી ‘કામ આપીને ખવાડો ’ એ ખેરાતનો પ્રથમ સિદ્ધાંત પણ જળવાશે ! You see!’ એક કાંકરે ચાર પક્ષી મારવાં તે આનું નામ ! એ લોકોને અમે ‘Licence’ પણ આપેલાં છે એટલે બીના ધાસ્તીએ, એ લોકોને જોડા, છત્રો, છોકરાં વગેરે સોંપી શકાશે. ! ’

જખઈ ભેજું ! સ્પેચ્યુલા (spatula)[૧] આકારની આંગળીઓ ધરાવતા મી૦ અક્કડીઆને કોઇ ચક્રમ ભલે કહે, પણ એમની શોધક બુદ્ધિને આફ્રીન કીધા સિવાય આપણે ભાગ્યે જ રહી શકીએ !

'અને ત્યાં જો-પેલા 'ડોરકીપર' કીશોર ચૌબેજી, હાથમાં ઝાપટ લઇને ઉભા છે તે! એમનું કામ ઝાપટીઆનું છે પ્રવેશદ્વાર આગળ ગીરદી થતી અટકાવવાને રોકેલા કોઇ દંડેબાજ મવાલીના લઠ્ઠ કરતાં એમની ઝાપટ મુલાયમ લાગશે એમાં શક નથી !'

આમ નજીવી બાબતમાં યે મી૦ અક્કડીઆએ મંદિરનું વાતાવરણ ઉભું કીધેલું જોઇ આશ્ચર્ય પામતો હું એમની પાછળ ધસડાતો સીનેમાગૃહમાં દાખલ થયો. ખાસ આમંત્રણથી ચિત્રપટ જોવા આવેલા મિત્રો અને વખાણનારાઓએ મી. અક્કડીઆને સલામોથી વધાવી લીધા. ફુલેલી છાતીએ અને હસ્તે મુખડે તે સર્વનો સ્વીકાર કરતા મી૦ અક્કડીઆ 'સ્ક્રીન'ને બીજે છેડે આવેલા 'રીઝર્વ્ડ બોક્સ'માં મને લઇને બેઠા. વખત થતાં વિજળીક બત્તીઓ ટપોટપ ગુલ થઇ, પ્રવેશદ્વારો પડદાથી ઢંકાયાં અને સંપૂર્ણ અંધકાર છવાયે મિયાં ઝોટુનાં........વાજાંના સુંદર શરોદે વચ્ચે ફીલ્મ શરૂ થઇ.

'સ્ક્રીન' ઉપર સૂરતી બરફી અને બેન્ડ-એ-રઝાકની જાહેરખબરો પસાર થતાં જબરદસ્ત શરીરના હનુમાનજીએ દેખાવ દીધો. આવતાંની સાથે જ એમણે તો દંડ, બેઠક, મગદળ, બનેટી, બોકસીંગ, જ્યુજુત્સુ વગેરે ભાતભાતની કસરતો તથા દાવપેચો કરી, પ્રેક્ષકોનાં હસાવી હસાવી કલેજાં ઉથલાવી નાખ્યાં. એ ઘડીકમાં ન્હાના થાય તો ઘડીકમાં મ્હોટા થાય અને છેવટે સર્પની ફેણની માફક પોતાના પુછડાનો આકાર કરી તે ઉપર બેસી એમણે જ્યારે 'ટેબ્લો' કીધો

---

૧ દવાવાળા કેમીસ્ટો કે દાક્તરો મલમ પાથરવા પાતળા પહોળા પાનાની છરી વાપરે છે, તેને અંગ્રેજીમાં 'સ્પેચ્યુલા' કહે છે. 'પામીસ્ટો' આવા આકારની આંગળીઓવાળા હાથને 'Spatulate hand' કહે છે.

ત્યારે તો લોકોના હાસ્યે હદ છોડી ! પ્રેક્ષકોના આગ્રહને લીધે એ 'સીન' બે વાર 'સ્ક્રીન' કરવો પડયો ! ત્યારપછી પડદાપર ગુજરાતી, અંગ્રેજી અને હિંદુસ્થાની, એમ ત્રણ ભાષામાં લખાયલાં 'ટાઇટલો' આવ્યાં.

### તેલ ચોળતા હનુમાનજી !

આ 'ટાઇટલ' વાંચી હું સહજ જ બોલી ઉઠયો: 'ગાળ્યુ નહિ ને તેલ?'

'જરા થોભી જા. હું તને એનું રહસ્ય સમજાવું છું !' મી૦ અક્કડીઆએ ધીમેથી મને કહ્યું.

અંગદ વગેરે મિત્રો અને સાગ્રીદો હનુમાનજીના શરીરપર 'ભર કટોરા' તેલ ઢાળવી, તે રગડી રહ્યા હતા. તેલ રગડતાં રગડતાં હનુમાનજીનું શરીર શુદ્ધ લોહી જેવું સિંદુરિયા વર્ણનું થયુ, એટલે તે લોકો હનુમાનજીને છોડી જરા છેટે ઉભા. છૂટા થતાં જ હનુમાનજીએ તો પાંચ હઝાર દંડ અને દશ હઝાર બેઠક જોતજોતામાં ખેંચી કહાડયાં ! આ 'સીન' ખલાસ થતાં

### વડાં ખાતા હનુમાનજી

નો 'સીન,' આવ્યો. પોતાના પોખરાળ પૂછડાપર બેસી હનુમાનજી નિરાંતે પોતાના સાગ્રીદોએ આણેલાં અડદનાં વડાં અને તેલની પૂરી ઝાપટી રહ્યા હતા, એટલામાં છડીદારે નેકી પુકારી:—

### ' સીયાવર રામચંદ્રકી જે '

એ સાંભળતાં જ હનુમાનજી બાકી રહેલાં વડાંપૂરી એક સામટાં પોતાના એ ગલોફામાં સમાવી 'હૂપ' કરતા કે કુદ્યા અને મુક્કી મારે તો વજ્ર તોડી પાડે, એવા આ પહેલવાન વીરાસને ઉભા રહી બે હાથ જોડી સેવાની સાક્ષાત મૂર્તિ સમા થઇ, નમ્ર ભાવે પોતાના સ્વામી શ્રી રામચંદ્રજીના આગમનની વાટ જોવા લાગ્યા.

આમ હનુમાનજીને વાટ જોતા દેખાડી આ 'સીન' પૂરો થયો, એટલે વીજળીની બત્તી પાછી ઝબકી ઉઠી, પડદા ખસેડાયા અને સ્મશાનશાંતિથી જોઇ રહેલા પ્રેક્ષકોનો ધીમો ગણગણાટ શરૂ થયો.

'આ સર્વ દેખાવોનું રહસ્ય અમારા તરફથી મફત વહેંચાતી આ ચોપડીમાં સમજાવેલું છે, તે તું ઘેર નિરાંતે વાંચી જજે. દરમ્યાન ટૂંકામાં હું તને એનું રહસ્ય સમજાવી દઉં, તે પહેલાં તારે જે કંઇ પૂછવું હોય તે પૂછ.' વીજળીનો પ્રકાશ થતાં આંખે હાથ ફેરવી મી૦ અક્કડીઆ બોલ્યા.

'હું તો તમને એમ પૂછવા માગું છું. કે આ અપ–ટુ–ડેટ ફાશીનના જમાનામાં તમારા હનુમાનજીને ગોદરેજના સાબુને બદલે જંગલી જમાનાનું તેલ ચોળતા તે શું બતાવ્યા હશે ? આ દેખાવો તો હનુમાનના દરેક દહેરે દેખાય છે; એમાં નવીનતા શી ! તમારૂં અસલનું 'અપ–ટુ–ડેટ'પણું ગયું ક્યાં ?'

'જહન્નમમાં ! તમારો કશા પણ વિવેક વિના સાબુ ચોળી ચોળીને નિસ્તેજ અને ફીક્કી ચામડીનો થઇ ગયેલો 'અપ–ટુ ડેટ' જમાનો જોઇ જોઇને હું તો ધરાઇ ગયો ! હવે તો વિવેક વિના સાબુ ચોળવો, એ જંગલીપણું ગણાવું જોઇએ અને તેલ ચોળવું 'અપ–ટુ–ડેટ' મનાવું જોઇએ. અમેરિકાના શરીરશાસ્ત્રીઓ શરીરે તેલ ચોળવાની અગત્ય હવે પીછાનવા લાગ્યા છે. પ્રસિદ્ધ શરીરશાસ્ત્રી મેકફાદન પણ એનો ઉપયોગ ઉપદેશે છે. વળી શેરીએ શેરીએ હનુમાનજીનાં દહેરાં છે એ વાત ખરી, પણ આપણા કહેવાતા 'અપ–ટુ–ડેટ' જુવાનીઆને એની મશ્કરી કીધા સિવાય બીજું શું સૂઝે છે ? જો હવે એ હનુમાનની મૂર્તિનું રહસ્ય ટૂંકમાં સમજ:– હિંદુ પહેલવાનના આદર્શ દેવ હનુમાનજી છે. પૃથ્વીપરની બીજી કોઇ પ્રજા એવો આદર્શ રજુ કરશે ત્યારે જોઇશું. એ હનુમાનજીની મૂર્તિ પોતાની ભાવના મૂકભાષામાં પોતાના ભક્તને સંભળાવે છે, તે જેને **આંખ હોય તે સાંભળે.**

'આંખ હોય તે સાંભળે ! એ શું ?' મ્હેં વચ્ચે જ પૂછ્યું.

'હા, આંખ હોય તે સાંભળ! મૂર્તિઓની મૂગી ભાષા આંખેથી સંભળાય છે, કાનેથી નહિ ! હનુમાનજીની મૂર્ત્તિ બોલે છે કે

'ભક્ત જન હો! શરીરને નિસ્તેજ ને હાનિ કરનાર અંધ સુધારારૂપી રાવણથી હરાયલા પ્રજાસત્વરૂપ સીતામાતાને પાછાં લાવવાં હોય તો મારી માફક કછોટાબંધ રહો; બ્રહ્મચર્ય પાળો, ગદા ફેરવતાં શીખો, રક્તને શુદ્ધ સિંદુરીઆ રંગનું કરવા શરીરે તેલ રગડો અને અડદ તથા તેલ જેવા પુષ્ટિકારક પદાર્થો પચી જાય એવું જઠર બનાવવા ભુસ્કા, દંડ, બેઠક વગેરે કસરત કરો. આમ વજ્ર જેવું શરીર બનાવ્યા છતાં યે મોમ જેવી નમ્રતા કેળવો, તમારા સ્વામીરૂપ નાયકને વફાદાર રહો અને તેની પ્રત્યેક આજ્ઞા જીવને જોખમે પણ પાળવા સદા તત્પર રહો. આટલું પાળશો તો શ્રી જયરામ જેવા મારા છે, તે તમારા થશે! આ ઉપરથી તું જોઇ શક્યો હશે, કે હિંદુઓનાં મૂર્તિઓ તે જડ પાષાણ નથી, પણ જીવતી જાગતી ઉપદેશ દેતી ભાવનાઓ છે! આ ભાવનાઓને પોતાનામાં ઉતારવા જે દૈવી આત્માએ એ ભાવનાઓને પોતાનામાં મૂર્તિમંત કીધી હોય તેનું એકાગ્ર ચિત્ત ધ્યાન ધરવું જોઇએ અને જેમ અર્જુને **स्थित प्रज्ञस्यकी भाषा** ઇત્યાદિ શ્રી ભગવાનને પૂછીને સ્થિતપ્રજ્ઞના રહેણીકરણી જાણી લીધી હતી, તેમ જીજ્ઞાસુએ પોતાના સેવ્ય મૂર્તિ શું ખાય છે, શું પીએ છે, શું ઉપદેશે છે, ઇત્યાદિ કોઇ જ્ઞાની પાસે જાણી લઇ, તે જ્ઞાન આચરણમાં ઉતારવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે ત્યાં દૈવી પુરૂષોના ઇતિહાસ મૂર્તિરૂપ અક્ષરમાં સંક્ષિપ્ત ભાષામાં લખાયલો છે. એ ભાષા, શ્રદ્ધા હોય તો ભણેલો કે અભણ સહજમાં ઉકેલી પોતાનું જીવન ઉજળી શકે છે. મૂર્તિઓનું રહસ્ય આવું હોવાથી, આપણું 'કાટલે તોળેલાં' અપ–ટુ–ડેટ કપડાં, ભોજન કે વર્તન, મૂર્તિઓને માથે ઠોકી મૂર્તિરૂપ ભાવનાના ઇતિહાસનું આપણે ખૂન કરી શકતા નથી. એ ભાવનાનું જ્યારે ખૂન થાય, ત્યારે ભાવિકોના લાગણી સહેજે દુઃખાય.'

'ત્યારે દૈવી પુરૂષોને સીનેમામાં બતાવી તમે શું ભાવિકોની લાગણી નથી દુઃખવતા?' મેં પૂછ્યું

'ના ના; ઉલટું સિનેમા તો એ દૈવી પુરૂષોની ભાવનાઓનું પ્રચાર કરનારૂં 'અપ-ટુ-ડેટ' સાધન છે. સાધન 'અપ-ટુ-ડેટ' હોવામાં વાંધો નથી, પણ સાધ્યરૂપ ભાવનામાં વિકૃતિ થાય તો લાગણી જરૂર દુ:ખાય; જો સમજ–'

પણ એટલામાં બત્તી પાછી ગુલ થઇ અને ફીલ્મ ચાલુ થઇ. પહેલા સીનમાં મુંબઇના મોટા મંદિરવાળા ગોસ્વામિશ્રી ૧૦૮ ગોકુળનાથ બાવા, હાથમાં કંકણુ પહેરી, શ્રી યશોદાજીની ભાવનાથી મધુર ગીત ગાઇ અને ઘંટનાદ કરી, બાળકૃષ્ણજીને જગાડી, તેને માખણમીસરીનો ભોગ ધરાવી, મંગળાર્તિ કરી રહ્યા હતા; ભાવિકો દર્શન કરી રહ્યા એટલે 'તેરો' આવ્યો.

'આ તો નાટકનો પડદો પડયો!' મેં ધીમેથી કહ્યું.

'તારા જેવા નાટકીઆને એમ જ લાગે; પણ વૈષ્ણવો આને માટે એમ કહેશે કે મહારાજશ્રીને એકાગ્ર ચિત્તે ઠાકોરજીને શણુગાર ધરાવવામાં વિક્ષેપ થઇ, બહિર્દૃષ્ટિ પ્રાપ્ત થાય અને તેથી ઠાકોરજીને શ્રમ પડે, એવી કોમળ ભાવનાને લીધે, પ્રત્યેક ભાવનાં દર્શન કરાવતા પહેલાં આવી રીતે 'તેરો લેવામાં આવે છે. તમારી નાટકી ભાષામાં એ 'તેરો' પડદો કહેવાતો હોય તો ભલે!' મી૦ અકડીઆએ ધીમેથી જવાબ દીધો.

શણુગાર, ગોવાળ, ભોગ, ઉત્થાપન વગેરે બાલકૃષ્ણના પ્રત્યેક ભાવનાં દર્શન યથારીતિ ખલાસ થતાં–

## મહારાજશ્રીની દિનચર્યા

નો સીન આવ્યો. એમાં પ્રભાતના ચાર વાગ્યાથી માંડી રાત્રીના દશ વાગ્યા સુધીની મહારાજશ્રીની દિનચર્યા બતાવવામાં આવી હતી. શ્રીમદ્‌ભાગવત, ગીતા વગેરે ધાર્મિક પુસ્તકોનું પઠનપાઠન, ઠાકોરસેવા, ભાવિકો સાથે વાર્તાલાપ, પંડિતો સાથે ચર્ચા, ગૌશાળા, પુસ્તકાલય વગેરે સંસ્થાઓની વ્યવસ્થા સંબંધી ચિન્તન, શ્રી

ઠાકોરજીનાં ભજન કીર્તન વગેરે ક્રિયાઓ આ સીનમાં દેખાડવામાં આવી હતી. મહારાજશ્રી સ્નાન તેમજ ભોજન એકાંતમાં કરતા હોવાથી, એ સીનો લઇ શકાયા નહિ, એમ મી૦ અક્કડીઆ કહેતા હતા.

'આમાં કેટલાક લોકો કહે છે, તેવું મહારાજશ્રીનું વિલાસીપણું અને ખાઇ પીને તાગડધિન્ના જેવું તો કંઇ આવ્યું નહિ ! હેં ! કંઇ ઠોરના પ્રસાદરૂપી લાંચ બાંચ તો મળી નથી ને ?' મ્હેં 'સીન' ખલાસ થતાં પૂછ્યું.

મી૦ અક્કડીઆ હસતા હસતા બોલ્યા: 'લાંચ ? ઉલટો હું તો Went to sooff but remainad to pray ! મશ્કરી કરવા જતાં કંઠી બાંધીને આવ્યો ! તું પણ એ સત્યની પ્રતીતિ કરી શકે છે; પણ એ વાત પછી ! જો, આ બીજો 'સીન' શરૂ થયો.'

## બ્રહ્મસંબંધ અને ચરણસ્પર્શ

આમાં એક વૈષ્ણવ અપવાસથી અને સ્નાનથી આંતર બાહ્ય શુદ્ધ થઇ, મહારાજશ્રી પાસે બ્રહ્મસંબંધ લેતો બતાવવામાં આવ્યો હતો. મહારાજશ્રી તેને સંસ્કૃતમાં બ્રહ્મસંબંધનો આ અર્થનો મંત્ર આપે છે, કે 'સહસ્ત્ર વર્ષોથી કૃષ્ણનો વિયોગ મને થયો છે, એ કૃષ્ણવિયોગના તાપક્લેશના આનંદનો તિરોભાવ મને થયો છે. ભગવાન કૃષ્ણને, દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ, તેમના ધર્મો, દાર, આગાર પુત્ર, આપ્ત, વિત્ત, આલોક, પરલોક મારા આત્માની સાથે હું સમર્પણ કરૂં છું. હું દાસ છું. હે કૃષ્ણ! હું તારો જ છું.'

'આમાં વૈષ્ણવો પોતાની વહૂ, મા, બેટીનાં શરીર મહારાજને અર્પણ કરે છે, એવું તો કંઇ આવ્યું નહિ !' મેં ધીરથી કહ્યું.

'એમ થાય છે, એવું તને કહ્યું કિયા પશુએ ?' અક્કડીઆ કંઇક ગરમીથી બોલ્યા.

'હાઇકોર્ટના ચુકાદાએ !' આસ્તેથી હું બોલ્યો.

'હાઇકોર્ટે' તો લોકમાન્ય ટિળક મહારાજને યે સડેલ ભેજાંના એકાદ વાર ઠરાવ્યા છે! પણ અક્કલને ગીરો મૂકીને આપણે તે કેમ માની શકીએ? હવે જો આ બીજું દૃશ્ય!'

આ દૃશ્યમાં અનેક ભાવિક સ્ત્રીપુરૂષોને મહારાજશ્રીનાં ચરણ-સ્પર્શ કરતા બતાવવામાં આવ્યા હતા.

'હમ્બગ! મી૦ સેકલ્લોથવાળાએ આ માટે મહાત્મા ગાંધીજીને બરાબર ઝાડયા હતા!' હું આ દૃશ્ય જોઇ બોલી ઉઠયો.

'હવે રહે, રહે! મી૦ સકલાતવાળાનું મોટું નામ સંભળાવી મને ભડકાવી ના માર! આજનું વિજ્ઞાન એમ કહે છે, કે પ્રત્યેક મનુષ્યના શરીરમાંથી–તેમાં યે વિશેષે કરીને તેની આંખ તથા હાથ-પગનાં આંગળાઓના ટેરવાંઓમાંથી, તે મનુષ્યનાં માનસ મુજબનો સૂક્ષ્મ વિજળિક પ્રવાહ વહે છે. પવિત્ર પુરૂષોના શરીરમાંથી વહેતો આ સૂક્ષ્મ પ્રવાહ શુદ્ધ અને પાવનકારી હોય છે. તેમનાં ચરણમાંથી વહેતા શુદ્ધ પ્રવાહનો આપણી આંગળીઓનાં ટેરવાં દ્વારા સ્પર્શ કરવાથી, અહંકારગ્રંથી તૂટી, આપણું હૃદય પવિત્ર થાય છે. હા, એટલું ખરૂં, કે ચરણસ્પર્શ આપનાર કે તે લેનાર વચ્ચે પૂજ્યપૂજક સંબંધ હોવા ઉપરાંત, ઉભયની ભાવના એકબીજા પ્રત્યે શુદ્ધ અને પવિત્ર હોવી જોઇએ. નહિ તો ગુરૂ ચેલા બન્ને 'નરકમે ઠેલઠેલા' થઇ જાય છે! હવે જો આ બીજું નવીન દૃશ્ય!'

## કેશરસ્નાન અને જૂઠણ

'પોતાના ગુરૂની વર્ષગાંઠને દિવસે આ કેશરસ્નાનની વિધિથી 'ગુરૂપૂજન' કરવામાં આવે છે. આ સીનમાં ભાવિકો મહારાજશ્રીની પગની આંગળીઓ કેશરવાળા પાણીથી ધોઈ, તે પાણી માથે ચડાવે છે. કોઇ કોઇ તેનું આચમન કરે છે ને આંખે લગાડે છે.'

હું ધારતો હતો તેમ કેશરસ્નાન, એટલે સ્ત્રીઓ મહારાજશ્રીને કેશરના પાણીથી એકાંતમાં નવડાવે છે, તેવું કંઇ આમાં નહિ જોતાં હું બોલ્યોઃ 'આ કેશરસ્નાન?'

'હા, એ કેશરસ્નાન અને હવે જો જૂઠણુ !'

બીજા સીનમાં 'જૂઠણુ' કોને કહે છે તે બતાવવામાં આવ્યું હતું. ઠાકોરજીને ધરાવેલો ભોગ તે પ્રસાદ કહેવાય અને એ પ્રસાદમાંથી પોતાને ખપતી થોડી સામગ્રી કહાડી લઇ, બાકીની ભાવિકને આપે, તે મહારાજશ્રીનું 'જૂઠણુ' કહેવાય !

'ઓત્તારી ? મેં તો સાંભળ્યું હતું, કે મહારાજશ્રીના ખાતાં બાકી વધેલી એંઠી પાતળ, તે 'જૂઠણુ' ! સાંભળ્યામાં અને જોયામાં કેટલો બધો ફેર ! ' સીન ખલાસ થતાં હું બોલ્યો.

'એ ભાઇ એમ જ છે! પીરોજભાઇએ નવાજબાઇને કહ્યું કે પેલી શીરીનનો વર તો માંદો પરીયોચ તે દવાદારૂ પીએચ! એટલે નવાજબાઇએ ગુલબાઇને કહ્યું કે પેલી પીલુ કે'તી ઉતી કે શીરીનનો વર તો બા દારૂ પીએચ! એટલે ગુલબાઇએ પોતાની સહી પેરીનબાઇને એમ જ ઠોકયું, કે 'સું કહુ' બા પેરીન! પેલી શેરાંનો વર તો દારૂ પીને શેરાંને કંઇ મારેચ, કંઇ મારેચ !' પેરીનને શીરીનના નામની ટાઢક હતી, એટલે તે તો શીરીનનો ફેસ્તો જોવા એને ત્યાં પહોંચી, પણ બધું ખેમ ને કુશળ જોઇ ચાટ પડીને તે પાછી ફરી ! આમ સાંભળેલી વાતો 'પીછેસે ચલી આતી હવ'ના જેવી હોય છે! ચાલ ઉઠ હવે ! ' શો પણ ખલાસ થયો.'

અમે ઉઠયા અને થીએટરની ગુંગળાવી નાખતી હવા છોડી બહાર આવતાં જ કાંઇક તાઝગી પામ્યા. પોતાના માણુસો સાથે આવતી કાલના 'શો' સંબંધી વાતચીત કરી, મી૦ અકડીઆ પાછા ફર્યા અને ધીરેધીરે ચાલતા, વાતો કરતા અમે ઘર તરફનો રસ્તો લીધો. ' કેમ, આઇડીઆ કેવો લાગે છે?' રસ્તામાં એમણે મને પૂછયું.

'ગ્રાંડ ! વેરી ગ્રાંડ ! પણ બાલકૃષ્ણને અપ-ટુ-ડેટ વસ્ત્ર પહેરાવ્યાં હોત તો પ્રેક્ષકોને જરા ગમ્મત ઠીક પડત.' મેં જરા ટહુકો કીધો !

'મુઓ તું ! આટલું આટલું સમજાવ્યું, તોય રહી ગયો ઉલ્લુનો પઠ્ઠો ! પ્રેક્ષકોને જરા ગમ્મત તો પડતે, પણ ભાવના બધી મરી જતે, તેનું શું ? આપણાં નાટકોની કેટલીક નજીવી બાબતોમાં પણ વિવેચકો સીનસીનેરી અને ડ્રેસ વગેરે સ્થળ તેમ જ સમયને અનુકૂળ નથી હોતાં તો ઔચિત્યનો ભંગ થયેલો ગણે છે; ત્યારે આ ધાર્મિક વસ્તુના આલોચનમાં એ બાબતનું ઔચિત્ય કેટલું બધું જળવાવું જોઇએ, તેની તું કલ્પના કરી લે ! પ્રસિદ્ધ નટ મેથેસીન લેગ આ ઔચિત્ય બહુ ઝીણવટથી સાચવે છે, એની કદાચ ખબર નહિ હોય, તેથી જ તારા ભેજામાં આવું ભૂસું ભરાયલું લાગે છે !'

'વાહ, પણ આ પુષ્ટિમાર્ગ તો 'પેમલા-પેમલીઓ'નો ધર્મ છે ! કહે છે, કે આ ધર્મમાં તો સાંભળતાં કાનના કીડા ખરે, એટલો વ્યભિચાર ચાલી રહ્યો છે!' મેં અક્કડીઆની કસોટી કરવા કહ્યું.

'હું પણ પહેલાં એમ જ માનતો હતો. 'મહારાજ લાયબલ કેસ,' 'બ્લાકટ પુરાણ,' પુષ્ટિમાર્ગ, વગેરે પુસ્તકો વાંચી, મારોયે એવો જ મત બંધાયો હતો. પણ આ ફીલ્મને અંગે મ્હારે શ્રી સુબોધીનિજી, ષોડશ ગ્રંથો, અણુભાષ્ય, બસો બાવન વૈષ્ણવની વાર્તાઓ વગેરે પુસ્તકોનો અભ્યાસ કરવો પડયો; તેથી તેમજ મ્હોટામંદિરની મુલાકાત લઇ મહારાજશ્રીની દિનચર્યા તપાસી તથા ભાવભાવનાં દર્શનો કરી મ્હારા ચિત્રપટ માટે વસ્તુ તૈયાર કરવી પડેલી હોવાથી, મારો મત ફર્યો અને હું હવે એમ માનતો થયો છું, કે એ ધર્મમાં સાંખ્યરૂપ જ્ઞાન, ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ, પ્રભુપ્રીત્યર્થ કર્મરૂપ વૈરાગ્ય અને પ્રેમલક્ષણા ભક્તિ એ ચારેનું સમ્યક્ અને રસિક રીતે સંમિલન થયું છે. અખિલ બ્રહ્માંડના નાથ શ્રી કૃષ્ણને પોતાનો પુત્ર ગણી માતા યશોદાની હોડે હોડે બાલકૃષ્ણના સ્વરૂપની લાડ લડાવતાં સેવા કરી, માતાના નિષ્કામપ્રેમની ભાવના કેળવવામાં જો પેમલા-પેમલીપણું હોય તો ભલે તે તેમ કહેવાઓ ! એના ધર્મગ્રંથોનાં તત્વજ્ઞાનનો અને એની ઠાકોરસેવારૂપ નિષ્કામ

યોગ–પ્રેમભક્તિ અને રસિક કળાઓના ભર્યા પુર્યા ભંડારોનો જોટો દુનિયાનો બીજો કોઇ ધર્મ બતાવશે, ત્યારે જોઇશું ! એની પીછ-વાઇઓ, એનાં ચિત્રો, એના શ્રૃણગારો, એના રંગમંડપો, એની ફૂલ-મંડળીઓ, એની સંપૂર્ણ પવિત્રતાથી તૈયાર થયલી ભાતભાતની સામગ્રીના અન્નકૂટો, એનાં પારણાં, હીંડોળા ને તે પરની પુષ્પ-રચનાઓ, એની ઉત્સવ ઉત્સવની મોતીથી ચિત્રેલી આરતીઓ, એનાં અનેક રાગરાગણીઓમાં ગવાતાં સમય સમયનાં કીર્તનો, એ સર્વ પરદેશી પ્રજાના હુમલાઓથી નિરસ થતા જતા હિંદની રસિક કળાઓ જાળવી રાખવામાં પોતાનો મોટો ફાળો આપે છે, એ યાદ રાખો ! એ ધર્મનો ઇષ્ટદેવ જ રસના સાક્ષાત અવતાર રૂપ શ્રીકૃષ્ણ છે. એનાં ધર્મપુસ્તકોમાં આચારશુદ્ધિ તેમજ વિચારશુદ્ધિપર ભાર મૂકી, વ્યભિચાર માટે તિરસ્કાર એટલો બધો બતાવવામાં આવ્યો છે, કે તે જોઇ તમે આશ્ચર્ય પામો ! **रसिका: कामवर्जिता:** એ આ ધર્મનો મુદ્રાલેખ કહીએ તો ચાલે.'

'ત્યારે તમે શું એમ કહેવા માગો છો, કે એ ધર્મના આચાર્યોમાં અને તેના અનુયાયીઓમાં વ્યભિચાર પાખંડ વગેરે શયતાનીઅત છે જ નહિ ?' મેં ધીમે રહીને પૂછ્યું.

'હશે જ! બીજા ધર્મના ગુરૂઓ તેમજ અનુયાયીઓમાં તે હોય, તેમ એમાં પણ તે હશે.' અક્કડીઆએ કહ્યું.

'ત્યારે એ શયતાનીઅતને પંપાળવા કરતાં એને સુધારવાની કે ન સુધરે તો એ આખા ધર્મને મીટાવી દેવાની જરૂર નથી શું ?' મેં પૂછ્યું.

'મામલો તું કહે છે તેટલી ગંભીર હદે પહોંચ્યો હોય, તોય પણ એ મહાભારત કામ કોઇ પિતૃભક્ત પ્રલ્હાદ જેવો વૈષ્ણવ જ કરી શકે !' અક્કડીઆએ સ્મિતપૂર્વક ઉતર આપ્યો.

'આપણે પ્રલ્હાદ જેવા કદાચ ન હઇએ તો ?' મેં પૂછ્યું.

'તો—તો—દેખીતું છે કે પ્રલ્હાદ જેવા થવા પ્રથમ આપણી જાતને આપણે સુધારવી જોઇએ! 'પિંડે તે બ્રહ્માંડે' એ ન્યાયે ખસુસ માનજો, કે આપણે પંડે સુધર્યા, એટલે બ્રહ્માંડને પણ સુધારવાની યોગ્યતા આપણામાં આવી જ આવી! બાકી હોટેલોનું ઉચ્છિષ્ઠ ખાનારાઓને મહારાજશ્રીના 'જૂઠણ'ની મશ્કરી કરતાં મેં જોયા છે. મહારાજશ્રીના ચરણનાં તળીએ કેશરનું પાણી ચોપડી તેની છાપ એક લૂગડાંપર લઇ એ લૂગડાંને સેવામાં રાખનાર ભાવિક વૈષ્ણવની ઠઠ્ઠા કરનાર માણસને, તરંગી શોખને ખાતર મોટા માણસોના હસ્તાક્ષરોના સંગ્રહ હજારો રૂપિયાના ભોગે ભેગો કરનાર માણસની વાહ વાહ પોકારતો મેં જોયો છે! નાટક, સીનેમા, નાચ, તમાશા વગેરે વિલાસોના કીચ્ચડમાં ગળા સુધી ખુંચેલો સહેલાણી, વૈષ્ણવ ધર્મની રસિકતાને વિલાસીપણું કહેવાની ધૃષ્ટતા કરતાં શરમાતો યે નથી! એ હું જાણું છું, વધુ શું કહું?'

'મેટમોરફોસીસ! જબ્બર ગુલાંટ!' એમ કહી મી૦ અકડીઆના વિચારપરિવર્તન માટે એમને અભિનંદન આપવા જતાં, હું પોતે જ એક જબ્બર ગુલાંટ ખાઇ ખાટલાની નીચે આવી ગયો અને મ્હો ફાટી ગયેલો હોવાથી—

જાગીને જોઉં ત્યાં સ્વપ્ન દીસે નહિ,
ઉંઘમાં અટપટાં દશ્ય ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે—

એમ નરસિંહમહેતાનું પ્રભાતિયું કંઇક સમયોચિત ફેરફાર સાથે ગાતો હું દાતણ પાણીએ લાગ્યો!



# વૃદ્ધ વિધુર!

મારા જેવા વિધુરની વિટંબણાની કલ્પના કોણ કરી શકે? અને તેથી તો હું આજ સપ્પરમે દહાડે વિધુરનાં વીતક લખવા બેઠો છું!

બૈરીને બસ જો મરવું હોય તો લગ્ન પછીનાં બે પાંચ વર્ષમાં ભલે તે પોતાની ઇચ્છા પૂરી કરે; પણ ગઝલમાં કહું તો 'બુઢ્ઢી વયમાં કોઈની બૈરી કદી મરશો નહિ!' કારણ, એ વય જ એવી છે, કે 'નિર્જન વન વગડા' જેવા ઘરમાં એરંડાના ઝાડની જેમ આપણે એકલા જ હોઈએ, તો બૈરી મુવે આપણી કમબખ્તીની મા પૂછો વાત!

કહે છે, કે ઇશ્વર મહાન છે, દયાળુ છે; હું કહું છું, કે તે સાથે એ જબરદસ્ત મશ્કરો પણ છે. જીવનરૂપી 'દમણું' પૂરહાઠમાં હંકારાઈ રહ્યું હોય, આપણે પણ 'ઘરડી ઘોડીને લાલ લગામ'ની જેમ લહેરિયાં ઉડાવતા હોઈ, જગન્નાથજીની જય મનાવતા હોઇએ, ત્યાં જ દુનિયાને મન ઘરડી, પણ આપણે મન 'જુવાનજોધ' જેવી બૈરીનો 'ડબ્બો ગુલ' થઇ જાય, ત્યારે ઇશ્વરની મશ્કરીપર રડવું કે હસવું, તેનો નીકાલ તો માત્ર વૃદ્ધ મરણ પાછળ જેણે તેરમાના લાડુ કીધા હશે કે ખાધા હશે, તે જ કરી જાણે.

મારૂં લાંબુ નામ ખડાયતાભાઇ અને ટુંકું નામ ખોતાભાઇ! મારી 'અખ્ખઇ રહી' શ્રીમતીનું નામ મોંઘીબાઇ; લોકો એને લક્ષ્મીનો અવતાર કહેતા, એટલે સ્વાભાવિક રીતે હું વિષ્ણુનો અવતાર મનાઉં; પણ એક 'સજ્જન' કવિરાજ તો મારાપર કવિતા જોડી કહેઃ 'ખડાયતો ખડખડતો, પોતે મજુર ને બૈરી ઘોડો!' કહો ભાઇ, હવે મારો વિષ્ણુનો અવતાર ક્યાં રહ્યો? મેં જાણ્યું કે હશે! કૂત્તાને મોઢે ક્યાં 'થીગડાં' દેતા ફરીએ!

કોણ કહેતું હતું, કે ઇશ્વર દયાળુ છે ! એક વખત તો હું લગભગ એ ઉકિતને મતું મારવા તૈયાર થઇ ગયલો. વાત વ્હાલામૂઇ આમ બની હતીઃ—અમારી જ જ્ઞાતિના એક ઉદાર ગૃહસ્થ પોતાની જ દીકરી નામે વાદળીબાઇનું વેશવાળ ફકત પચીસ હજાર જેવી નજીવી રકમ, મારૂં મોં ન છંડાય, તે ખાતર સ્વીકારી, મારી સાથે કરવા તૈયાર હતા. પિતાની ભીડ ભાગવા ખાતર એની સમજુ દીકરી વાદળીબેન પણ એ સાટું સ્વીકારવા તૈયાર હતા, ત્યાં તો અમારી જ જ્ઞાતિના એક કવિએ પતંગના ફુમતાપર કવિતા લખી. વાદળીબાઇ પાપડ સુકાવવા અગાશીએ ચડયાં હતાં, તેની બરાબર મોં સામે પતંગને ગુલાંટ ખવડાવી, વાત બધી વણસાડી મારી. થયું એમ કેઃ—

—કુમારી વાદળીગૌરીએ પાપડ મૂકી પતંગ પકડયો અને એના લાંબા ફુમતા તરફ 'એવન'ની નઝર પડતાં જ 'એવન' ચોંકયાં, અને સૂપડાપર પાપડ બાકી હશે, તે અગાશીમાં પાથરેલા ઘાસપર નાખી, એ ઝટ દઇને નીચે ઉતર્યાં અને સિદ્ધાં પોતાના પિતાશ્રી પાસે જઇ, એ બોલ્યાંઃ

'બાપા ! પેલા ઘરડા વનવાગળા સાથે હું કદીયે પરણનાર નથી'!

બસ, થઇ ચૂકયું ! મારૂં નસીબરૂપી હાંલ્લું ફુટયુંઃ તમે પૂછશો, એ પતંગના ફુમતાપર પેલા વિઘ્નસંતોષી કવિએ એવું તે શું લખ્યું હતું, કે જેથી વાદળીબાઇ આમ એકાએક ટાઢાં થઇ ગયાં ! તમે પણ ભલા માણસ થઇને દાઝયાપર ડામ દ્યો છો નો ! લ્યો સાંભળો ! આટલું વીત્યું તો આટલું વધારે ! કવિરાજે ફુમતાપર કાવ્ય લખ્યું હતું— લખ્યું હતું શું, બાક્યું હતું કે

'નિર્જન વનવગડે અલી વાદળી ! જળ શાં ઢોળવાં અમથાં !'

કાંઇ અર્થ સમજ્યા ? હું ખડાયતાભાઇ—નિર્જન વનવગડા જેવો— તેના ઉપર એ વાદળીબાઇ ! તમારૂં જીવનરૂપી જળ ઢોળવા. એટલે વેડફી મારવા શેં તૈયાર થયાં હશો ! એમ એ કાવ્યનો અર્થ થતો

હોય તો એ કાવ્યમય પતંગે રાહુની જેમ મારા જીવનના અરૂણોદયની વચ્ચે આવી, પરમ નિરાશારૂપી અંધારૂં ફેલાવ્યું એમ કહી શકાય. કદાચ એમ પણ કહી શકાય કે, પચ્ચીસહઝાર રૂપિયા વાદળીબાઇને ઓછા પડયા હોય અને તેથી ઉપલું જ કાવ્ય એને એમ વંચાયું હોય કે

'નિર્ધન વનવાગળે અલી વાદળી ! દિલ શાં જોડવાં અમથાં ?'

અર્થાત્ મારા જેવા નિર્ધન વનવાગળા સાથે તે દિલ શેં જોડવાં !' એ ગમે તેમ હો, પણ આ બનાવ પછી મારા જીવનમાં 'વાદળીએ વહાણાં દીસતાં' બંધ થયાં: પણ અંધારૂં, એટલે અજવાળાની પૂર્વ સ્થિતિ કે કાંઇ બીજું ? આ બનાવ વીતી ગયા કેડે થોડા દિવસ બાદ અમારી જ્ઞાતિના કમીશન એજન્ટનો વેપલો ડહોળતા એક ગૃહસ્થ નામે પેથાભાઇ બોબડા, મારે ત્યાં આવ્યા અને વિવાહની વાત ઉકેલી.

'કેમ સેત ! કંઇ આજે નિરાશ થઇને બેથા છો ? એમાં સું ! દોથીઆં છે તો પાનને ચુનો લગારતામાં જે જોઇએ તે મલી જાય. એક ફક્કર 'દાગીનો' મારી ધીઆનમાં છે: હુકમ હોય તો સોદો 'સત્તલ' કરી લાઉં !'

'કેટલા રૂપિયા ?' મેં પૂછ્યું.

'તીસહજાર સારી ભાવ બોલાય છે. મારી આડતના દસ તકા જૂદા !'

'આડતના દશ ટકા તો બહુ કહેવાય !'

'અરે સેત ! આ તો જેમ તેમ કરીને સોદો ઉતરે એમ છે; છતાં તમો સેતના સંસારમાં કંસાર રંધાતો હોય તો હું મારી આડત પન છોડી દેવા તૈયાર છું. બાકી એક સરત 'કેસ અગૅન્સ્ટ ડીલીવરી'ની છે !'

'એટલે ?' મેં પૂછ્યું.

'એટલે એમ, કે આમ પૈસા ને આમ 'દાગીનો' !'

'અરે પૈસા જોઇએ તો રોકડા લઇ લ્યો. ઉધારની મારી પાસે વાત નથી. પણ 'દાગીનો' જાંગડ જોવા મળી શકશે કે નહિ?'

'વાહ! એકને બદલે બે વાર! પન શેત, મારા જેવા પરમાનિક માનસપર વિસવાસ રાખો. 'દાગીનો' સો તચનાં સુન્નાં જેવો છે એ તો સોદો બીજે ઉતરી પરતો ઉતો. પન મેં જાયનું કે સેતને તાં સોદો ઉતરે તો કામ સત્તરઆના ને સારા તન પૈ થાય કરીને આ વાત લાયવો છું!'

'ઠીક ત્યારે ડોકો હાથો! કાલે આપણી વાડીએ સામૈયું લઇને આવજો. સાથે કોઇ વિધિસર કામ કરાવે એવો બ્રાહ્મણ પણ લેતા આવજો કે નક્કી થઇ જાય તો 'તરત દાન ને મહાપુન'ની જેમ હાથેવાળો પણ ત્યાં જ વાટી દેવાય.'

'અરે હો હો, આ પેથાને કાંઇ કાચો ના સમજતા!' આમ કહી પેથાભાઇ ગયા. બીજે દિવસે મારી ભાવિ પત્ની તથા તેનાં જે સગાં હોય તેને લઇને એ મારી વાડીએ આવ્યા. હું પણ ધોળા વાળને કાળો કલપ લગાડી, પાનના કુચાથી ડાચાંનાં ગલેફાં ફુલાવી, અત્તર તેલ ફુલેલ લગાવી, બનીઠણી પહોંચ્યો વાડીએ! જોઉં છું તો કન્યા મહા રૂપાળી હતી. પેથાભાઇની ભાષામાં કહું તો 'દાગીનો સો તચના સુન્ના જેવો હતો.' મેં તો હઝાર હઝારની ત્રીસ નોટો પેથા-ભાઇને આપી લાગલો જ બ્રાહ્મણને હાથેવાળો મેળવી આપવાનો હુકમ કરી દીધો અને બ્રાહ્મણ પણ એવો સ્ફુર્તિવાળો કે પંદર મિનિટમાં એણે 'સુમુહૂર્ત સેવનં કલ્યાણં' કરી નાખી અમારૂં ચોકઠું બેસાડી દીધું. આખરે સર્વ કામ 'મંગળ' થઇ જતાં આવો સરસ 'દાગીનો' શોધી આપવા માટે પેથાભાઇને એના કમીશનના પાંચ હઝાર રૂપિયા આપી મેં સંતોષ્યા અને પછી તો પેલા સુધીઓ કહે છે તેમ આવી 'વસ્લની રાત!'

પણ જવાદોને એ વાત! મારે રડવાનું અને તમારે હસવાનું થશે! પેથાભાઇને પણ શું કહીએ? મારે તો 'ચોરની મા કોઠીમાં મોં ઘાલી રૂવે' જેવું થયું! કારણ, હું જેની સાથે પરણ્યો તે કોઇ છોકરી નહિ, પણ તરગાળાનો છોકરો નીકળી પડ્યો! આખરે વધુ ફજેત થવાની બીકે એ છોકરા કે તેના કહેવાતા સગાવહાલા વિરૂદ્ધ કાંઇ પણ પગલાં ન લેતાં લગ્નના વરઝોળામાં ખરચેલા લગભગ ચાળીસ હજાર રૂપિયા 'ઘોડાની શરત'માં ખોયા સમજી હું મન મારી બેસી રહ્યો!

વૃદ્ધત્વના વિધુરત્વની કહાણી હવે વધુ લંબાવ્યામાં કાંઇ સાર છે?



# રૂખમણીહરણ !

ભગવાન શ્રી કૃષ્ણે કરેલા રૂકમણીહરણનું રસિક આખ્યાન હું લખવા માગું છું એમ આ લેખનું મથાળું વાંચી કોઈને લાગે તો એ હાથ જોડી મારી તેમને વિજ્ઞપ્તિ છે કે તેમણે આ લેખનાં પાનાં પર પોતાનાં ચશ્માં રૂપી અશ્વને આગળ ધસતો અટકાવી આ લેખનાં પાનાંને કોઈ વણનોતર્યા પરોણા ગણી તેને ઉથલાવી નાખવાં. ભટ્ટ પ્રેમાનંદ જેવા મહાન કવિની રસિક બાની જ આવા રસિક વિષયો આલેખી શકે એમ હું માનતો હોવાથી હું એ વિષય છેડવા માંગતો નથી એ ખરૂં; પણ તે સાથે કદાચ મારાથી રૂકમણીહરણ બધા કવિવરોનું માથું ટપી જાય એવું લખાઇ જાય અને એમાં મારો ફર્સ્ટ નંબર આવી જાય એ ભીતિ પણ તે નહિ આલેખાવા કારણભૂત ખરી !

ગુપ્તચર ( ડીટેકટીવ ) તરીકે મારા ધંધાને અંગે મારે ઘણાં મનુષ્યોના સહવાસમાં આવવું પડતું હોવાને લીધે સંસારની અનેક ગુપ્ત વાતો મારી નોંધપોથીમાં દાબી પડેલી છે. હું તો ઠેઠનો સુધારક હોવાથી એ નોંધપોથીની કોઇ કોઇ વાત તરફ મારી નજર પડી જાય છે. ત્યારે આજકાલના કહેવાતા સુધારા તરફ મારૂં હૃદય કકળી ઉઠે છે. કોઇ કોઈ સુધારક મિત્રો મને સ્થિતિચુસ્ત ગણે છે, કોઇ વળી છેક જ 'પત્રારે ગયેલો' સુધારક અને ગામઠી વિચારનો જંગલી ગણે છે. એ તીરનાં ઠાલાં પોથાં મારૂં મર્મ વીંધવા જતાં બુઠાં થઇ જાય છે, ત્યારે મારૂં હસવું માતું નથી. હું અસલી વિચારોનો ગણાઉં છું. કારણ કે મિત્રોની મહેફીલમાં ઉડતી ખાણીપીણીમાં હું ભાગ લેતો નથી એટલું જ નહિ પણ એ હોટેલનાં ભોજનોને હું બાળલગ્નને તેમજ

વૃદ્ધલગ્ને કરેલી ખરાબીઓથીયે વધારે બુરી ખરાબી કરનારાં ગણું છું. હું વિધવા પુનર્લગ્ન અને ફારગતીના રિવાજને ભારે ભયની લાગણીથી જોઉં છું. કારણ કે એ રિવાજોને સ્ત્રીના કહેવાતા નહિ, પણ ખરા સ્વાતંત્ર્યને હણનારા અને તેઓને ઢોરની દશામાં આણી મૂકનારા ગણું છું. પુરૂષપશુ તો પડેલો જ છે, એના પડવાથી દુનિયાનું તંત્ર કે માનવજાતિની ખાનદાની જોખમાવાનો સંભવ ઓછો છે, પણ એ પશુરૂપ પુરૂષનો દાખલો આપી સ્ત્રી જ્યારે નીચે પડવા તૈયાર થાય, કે તેને પોતાના કાટલે બીજાનાં ચરિત્રને જોખનારા સ્વાર્થપટુ માણસો નીચે પાડે ત્યારે તો દુનિયાને બચવાનો આરો નથી એવી મારી માન્યતા હોવાને કારણે હું ગામડી વિચારનો ગણાઉં છું. આજની કહેવાતી 'કેળવણી'એ યુવાનોને નિસ્તેજ, બલહીન, સંયમહીન અને લપલપ લપુડી ચલાવતા વાતુડીયા કરી મૂક્યા છે એમ કહેવા માટે ઘણાઓ મને અસભ્ય ગણે છે. તીખાં તમતમતાં ભાષણોને અને તેવા ઠરાવોને એ યુવાનોની બહાદૂરીના દાખલા ગણી મારા મ્હોં સામે જ્યારે ફેંકવામાં આવે છે ત્યારે તો આજકાલની 'કેળવણી' વિરૂદ્ધ મારા વિચારો વધારે દ્રઢ થાય છે અને હું જ્યારે મારા અંતરના અવાજને માન આપી મારા ઉપર્યુક્ત વિચારો જનતા સમક્ષ મૂકું છું ત્યારે મિત્રો કહે છે કે 'રહેવા દે દીકરી, રહેવા દે હવે! તારા ૧૯મી સદીના વિચારો વીસમી સદીના વિચારોપર નીર્વીર્ય રોષ કાઢતા હોય એમ લાગે છે!'

અહો એ વીસમી સદી!!!

સીધી આંગળીએ માખણ નહિ નીકળતું હોવાને લીધે નવનીત તારવવા આટલી વાંકી આંગળી કરવી પડી તે માટે ક્ષમા માગી હું હવે આગળ ધપીશ.

મારા ધંધાને કોણ જાણે કેમ હજામત સાથે લ્હેણું છે અને મારા મદદનિશ સૂર્યકુમારને બૂટપાલીસ સાથે છે! કારણ કે હું જ્યારે

દાઢી છોલતો હોઉં અને સૂર્યકુમાર બુટપાલીસ કરતો હોય ત્યારે જ કોઇ ને કોઇ ઘરાક મારે ત્યાં આવી ચઢે છે.

તે આવનાર એક નૌજવાન અતિ ખુબસુરત રમણી હતી. તેણે પોતાનો સ્વાંગ છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ સજ્યો હતો. માથે ઝુલફાં, આંખે ચશ્માં, કાંડે ઘડીઆળ, આંગળીઓપર વીજળીની માફક ચમક મારતી હીરાની વીંટીઓ, પગે ઉંચી એડીના બુટ અને હાથમાં નાજુક છત્રી! મુગ્ધ કરે એવી ચપળતાથી નીચે રહેલી ખુરસીને આગળ ખેંચી તે તેનાપર બેઠી અને સભ્યતાપૂર્વક ઘણી જ મીઠાશથી તે બોલી, 'સાહેબજી મી. પંડિત !'

'સાહેબજી બાઇ ! જરા થોભજો. બે મિનિટમાં હું આપની સેવામાં હાજર થઇશ.'

'ફીકર નહિ.'

મેં હજામત અને સૂર્યકુમારે બુટપોલીશ આટોપી લીધાં અને મોઢું ધોઇ હું મારી 'રીવોલ્વીંગ' ઓફીસચેરપર આવીને બેઠો.

'બોલો બાઇ ! શી આજ્ઞા છે ?'

'એમ શું કહું ત્યારે તમે ડીટેકટીવ શાના ? મેં તો સાંભળ્યું હતું કે તમે બધી વાત આદમીને જોતાં જ જાણી જાઓ છો.' તે બાઇએ હસતાં હસતાં કહ્યું.

'અતિશયોક્તિ ! ત્રિકાળજ્ઞ હોવાનો હું દાવો કરતો નથી. પણ એટલું હું જાણું છું કે આદમીના વેશ, આવેશ, ખાનપાન, બોલવા ચાલવાની રીતભાત અને તે કરતાં યે વિશેષ તેની હાથની આંગળીઓનો તથા અંગુઠાનો આકાર એ મારે મન ઉઘાડી આરસી જેવાં છે. એનું સૂક્ષ્મ અવલોકન કરી હું મારા ગ્રાહકના સંબંધમાં અનુમાનો ખેંચું છું તે બહુધા ખરાં નીવડતાં હોવાને લીધે લોકોએ મારી શકિત માટે ભારે અતિશયોકિત કરી દીધી છે ! બાકી એટલું ખરૂં કે સમાજ સામે ભારે ક્રાંતિકારક વિચારો ધરાવતા બળવાખોર પણ

સંસ્કારી અને ટીકાખોર છતાં અથાગ ઉદ્યમી બાનુ સાથે હું વાત કરી રહ્યો છું, તે સ્વતંત્ર વિચારનાં અને અતિશય અધીરાં છે, તે કદાચ વિધવા હોય અને પોતાના ક્રાંતિકારક વિચારો અમલમાં મૂકવાની ધગશમાં તે કોઇ પુરૂષ સાથે પુનર્લગ્ન કરી નાસી જવા તૈયાર હોય, પણ તેમાં કાંઇ 'ખૂંચ' નડવાથી તે મારા જેવા 'ડીટેકટીવ'ની સલાહ માંગવા આવ્યાં હોય!

બોમ્બના ધડાકાથી તે કદાચ ઓછી ચમકી હોત!

'અદ્‌ભુત!' તે બોલી.

'ના, ના; સાવ સ્હેલું!'

'કદાચ તમે મારા ડ્રેસ ઉપરથી એ અનુમાન ઉપર આવ્યા હો!

'નહિ, નહિ બાનુ! તમારો ડ્રેસ તો ઉલટો તમારા સંબંધમાં ભુલાવો ખવડાવે એવો છે. હું તો માનું છું કે વખત પડે તમે તમારો આ ડ્રેસ ફગાવી દઇ કોઇ ખેડુતની સ્ત્રી જેવો પોષાક પહેરવા માંડો. આટલાં બધાં તમે સ્વતંત્ર મિજાજનાં છો; વળી તમારા જેવા સતત્ કામમાં મચ્યા રહેનારને હમેશાં આવી ટાપટીપ પાછળ વખત ગુમાવવો પરવડે પણ નહિ.' મેં કહ્યું.

'અદ્‌ભૂત મી. પંડિત! અદ્‌ભૂત! વહેમ અને ધંતરમંતરને હંબગ ગણુતી હોવા છતાં મારે કહેવું જોઇએ કે તમે મારામાં ગુપ્ત વિદ્યા સબંધી કાંઇક શ્રદ્ધા ઉત્પન્ન કરી છે.'

'તે માટે બાનુ! હું આપનો આભારી છું. તમારી આંગળીઓ તથા નખ તરફ નજર કરો. એ આંગળીઓનાં ટેરવાં કેમીસ્ટની છરી જેને અંગ્રેજીમાં 'સ્પેચ્યુલા' કહે છે તેવાં ચપટાં અને વળાંક પડતાં છે. તમારા હાથનો આકાર પણ તેને અનુરૂપ છે. આવા 'સ્પેચ્યુલેટ' હાથ ધરાવનાર માણુસો અમેરિકન મિજાજના હોય છે, એટલે કે ક્રાંતિ, સતત્ ઉદ્યોગ અને ધનપૂજા એ તેમનાં મુખ્ય લક્ષણો છે. અધીરાઇ પણ એવી કે ખ્રિસ્તિ માન્યતા મુજબ ઇશ્વરે દુનિયા બના-

વવાને બધા સાત દિવસ લીધા, પણ પોતાની પરિમિત શક્તિ છતાંયે એ લોકો એક જ દિવસમાં દુનિયા બનાવી શકે એમ તેઓ માનતા હોય છે! આને તમે આત્મશ્રદ્ધાનો અતિરેક ગણો, કે અધીરાઇ કહો, આવા માણસો પોતાના પોષાકમાં આપણે હાલ જેને કળા કહીએ છીએ તેવી ટાપટીપ રાખે નહિ અને રાખે તો સમજવું કે તેનામાં એક ખેડુની સાદાઇ અને ગ્રામ્યતાનો લોપ થઇ એક શહેરીની 'સંસ્કારીતા' આવી ગઇ છે. નવરા બેસવું એને ગમતું નથી. ભાંગ-ફોડ કરી હોહોકાર મચાવવો અને અનેક જાતના નિષ્ફળ કે સફળ પ્રયોગો કરી ચાલુ સ્થિતિમાં ક્રાંતિ કરવી એ તેઓના નસીબે ચોંટેલું હોય છે. કોઇ તદ્દન નવી શોધ કરી કે થઇ ગયલી શોધમાં સુધારો-વધારો કરી દુનિયા આગળ મૂકવાનો તેને લોભ હોય છે. દુનિયાને દોરવાનો તે દાવો કરે છે, એટલું જ નહિ પણ બેઠો બળવો કે ઉભો બળવો કરી પોતાનું નેતૃત્વ તે કોઇકવેળા સાર્થક કરી બતાવે છે. એનો ધનલોભ અપરિમિત છે. તે અથાગ ઉદ્યમથી ધન ભેળું કરે છે એ ખરૂં; પણ તે મોજશોખ માટે નહિ, પરંતુ નવા નવા પ્રયોગો આદરી તેને સફળ કરવામાં ખરચવા! વળી તમારા નખો જુઓ! તે એકદમ નાના છે; એ તમારામાં રમુજ અને ટીકાખોર વૃત્તિ બતાવે છે. આવા માણસો હોંશિયાર અને કોઇપણ વસ્તુનું યથાર્થ જ્ઞાન સહેજમાં મેળવી લે એવા હોય છે. તમારાં આંગળાં અને નખ ઉપરથી ટુંકામાં આટલું કહી શકાય. સાધારણ રીતે હસ્તરેષા જોવામાં સ્ત્રીનો ડાબો હાથ હોવો જોઇએ, પણ તમારામાં એક સ્ત્રી કરતાં પુરુષનાં લક્ષણો તથા સાહસ વિશેષ દેખાય છે. તેથી તમારા જમણા હાથની ખુલ્લી હથેળી તરફ મારી અચાનક નજર પડતાં તમારી ભાગ્યરેખા લગભગ આ જ વયે મેં તુટેલી જોઈ. તે પાછી થોડેકથી શરૂઆતમાં એક યવનું ચિહ્ન જેને અંગ્રેજીમાં 'Island' કહેવામાં આવે છે, તેની સાથે શરૂ થાય છે. ભાગ્યરેખામાં ભંગ આફત બતાવે છે અને એક હિંદુ સ્ત્રી જ્યારે ચાંલ્લો નથી કરતી ત્યારે એ આફત તે તેનું

વૈધવ્ય છે. તમારે કપાળે પણ ચાંલ્લો નથી, તેમ તમારી ભાગ્યરેખા લગભગ આ જ વર્ષે તૂટેલી છે, એટલે મેં તમને વિધવા માની લીધાં. વળી પાછી તમારી ભાગ્યરેખા યવના ચિહ્નથી શરૂ થતી હોવાને લીધે તમે કોઇ અયોગ્ય સ્થળે પ્રેમ કરવો શરૂ કર્યો છે. તમારા વિચારો ક્રાંતિકારક હોવા છતાં સંસ્કારી હોવાને લીધે સમાજની કશીયે પરવા વિના તમે પુનર્લગ્ન કરો એ બનવાજોગ છે. સાથે તમારૂં હૃદય અતિશય કોમળ ( sensitive ) હોવાને લીધે તમે લોકોનો કટાક્ષ ન સાંભળવો પડે એમ કરી નાસી છૂટો એ પણ બનવાજોગ છે! આટલું કહ્યા પછી હવે મને તમારૂં નામ તેમજ કામ જાણવાનો અધિકાર પ્રાપ્ત થાય છે એમ હું માનું છું!'

'ખરેખર! તમે જાતે અદ્ભુત ન હો તોયે તમારો અભ્યાસ અદ્ભુત રીતે ઉંડો છે એમ હું માનું છું. પણ હવે મારી વાતઃ— મારૂં નામ રૂકમણી, મારાં પૈસાપાત્ર માબાપે મને લાડકોડમાં ઉછેરી ભણાવીગણાવી મોટી કરી, અમારી જ્ઞાતિના એક યુવાન સાથે પરણાવી. આ યુવાન બીજી રીતે ભલે લાયક હો, પણ તે વધારે પડતી ધાર્મિક વૃત્તિવાળો હોવાથી મારો મેળ તેની સાથે બેસે નહિ. મારા સસરાની ખાવાપીવાની આભડછેટ અને બોલવા ચાલવાની તેમજ હરવા ફરવાની મર્યાદાએ મને અકળાવી મૂકી. ઘરનું કામકાજ મારી મરજી મુજબ કાંઇયે વિસામા વિના કરવા હું તૈયાર હતી, પણ તેમાં કોઇ પોતાનું ડહાપણ ડોળવા આવે તો મને પસંદ પડતું નહિ. ટુંકમાં હું એટલી સ્વતંત્ર રીતે ઉછરેલી હતી કે એક વખત તો મને લગ્નનું બંધન પણ અનાવશ્યક લાગ્યું. એટલામાં મારા પતિ ગુજરી ગયા અને હું વિધવા થઇ. મારા વિચારો તો પહેલેથી જ બંડખોર હતા. મારાં ભલાં મા-બાપને હું ગાંઠતી જ નહિ હતી. એટલે સ્વતંત્ર રીતે મારા કાંઇ મનમાન્યા પુરૂષ સાથે પુનર્લગ્ન કરવાનો મેં ઠરાવ કર્યો. અમારા જ માળાની સામે રહેતા એક ખુબસુરત, અંગ્રેજી કેળ-

વણી પામેલા અને સુધરેલા વિચારના નવજુવાન ઉપર મારી દ્રષ્ટિ ઠરી. માગ પતિ જીવતા છતાંયે અમારૂં મન એકબીજા પ્રત્યે ખેંચાતું હતું, એ હું તમને કહી દઉં. જો અમારી જ્ઞાતિમાં તલાકનો રિવાજ હતે તો તો જરૂર મારા પતિ સાથે તલાક લઇ મેં પેલા નવજુવાન સાથે ઘર માડયું હોત. પણ અફસોસ! આપણો નિષ્ઠુર હિન્દુસમાજ! એને તો પેટ્રોલ છાંટી સળગાવી મૂકવો જોઇએ! મારાં જેવાં કેટલાં બધાં કજોડાંઓ એ સમાજસીતમની ભઠ્ઠીમાં અકાળે બળી જતાં હશે પણ મારા પતિના અવસાન પછી તો મને એ નિષ્ઠુર સમાજની પરવા રાખવાની જરૂર નહિ હતી. મેં નિશ્ચય કર્યો અને મારા પ્રિય સુંદર પ્રિયતમે મને સમાજસીતમની ભઠ્ઠીમાંથી તારવાનું 'પણ' લીધું. અમે બંને એકબીજાંને સંકેતસ્થળે મળવા લાગ્યા. અમારા બે વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. અરે, અમે જો 'કેળવણી' લીધા વગરનાં નિરક્ષર રહ્યાં હોત તો આવા સંજોગોમાં એમને કેવી મુશ્કેલી નડી હોત તેનો વિચાર કરો! મારાં સાસુસસરા અને મા–બાપને અમારાં મિલનની વાતની ખબર પડી અને લોકોમાં યે વાત ચર્ચાવા લાગી. મારાં મા–બાપે મને મારે સાસરેથી બોલાવી લઇ ઘેર રાખવા માંડી અને એ રીતે હું મારા પ્રિયતમથી વિખુટી પડી. એક વખત લાગ મળતાં મેં મારા પ્રિયતમ ઉપર કાગળ લખ્યો. તેનો જવાબ ન આવ્યો. મેં એને માટે ખાનગીમાં તપાસ કરાવી તો ખબર પડી કે તે તો ત્યાંથી કોઇ બીજે ઠેકાણે રહેવા ચાલ્યા ગયા છે. શરૂઆતમાં જ મારા પ્રિયતમે મને સૂચવેલું કે અમારે મુંબઇ છોડી કલકત્તે કે કોઇ બીજે સ્થળે પુનર્લગ્ન કરી ઘર માંડવા નાસી છૂટવું, પણ મેં અભાગણીએ થોડી રાહ જોવા કહ્યું. આજ તો હું છાપામાં તમારી બાહોશીની તારીફ વાંચી મારા પ્રિયતમનો પત્તો મેળવી આપવા દેવદર્શનને બ્હાને તમારે ત્યાં આવી છું. મને તો શક છે કે મારાં મા–બાપે કે સાસુસસરાએ લોકલજ્જાની બીક મારા પ્રિયતમને પોતાની રહેવાની જગ્યાએથી ખસવાની ફરજ પાડી હોય, કે તેને ધમકી

આપી ત્યાંથી નસાડી મૂકયો હોય. આ મારી ટુંકામાં આત્મકથા છે.' આટલું કહી તે બાઇ ચુપ રહી અને આંસુ લુછવાને બહાને પોતાનો નાનો રૂમાલ આંખ આગળ લઇ જઇ તે ડચકું ખાતાં બોલીઃ 'મારા પ્રિયતમનો તમને પ-તો લાગે તો જરૂર એને કહેજો કે મારૂં હરણ કરી મને લઇ જાય.'

'બાનુ! તમારા તરફ મારી દિલસોજી છે અને જો કે, આ સમય, સ્થળ કે પ્રસંગ સંસારસુધારાપર કે હિન્દુસમાજ ઉપર વાદ-વિવાદ કરવા માટે અનુકૂળ નથી, છતાં મારે કહેવું જોઇએ કે આપણા સ્વચ્છંદને ખાતર માબાપ કે સમાજને દોષ દેવો ઠીક નથી. આ દુનિયામાં દોષરહિત કોઇ પણ નથી અને પુનર્જન્મ તેમજ પ્રારબ્ધ કર્મની વાત બાજુએ મૂકતાં મને તો તમારા સ્વચ્છંદી વર્તન કરતાં સમાજનું બંધારણ ઓછા દોષવાળું લાગે છે. એ જે હો તે હો. તમારા પ્રિયતમનો પત્તો મેળવી આપવાનું કામ હું ખુશીથી સ્વીકારૂં છું. મને તમારૂં તેમજ તમારા પ્રિયતમના જૂના રહેઠાણનું ઠેકાણું આપો, તેમજ તમારા પ્રિયતમની બની શકે એટલી બારીક માહિતી આપો અને પછી નિશ્ચિંતપણે મારી રાહ જુઓ.'

જવાબમાં તે બાઇએ મને જોઇતી સર્વ વિગત પૂરી પાડી અને પછી તે ઉઠી. જતાં જતાં તેણે મારા કામના બદલામાં એક હીરાની વીંટી આપવા માંડી, પણ 'પાછળથી થઇ રહેશે' એમ કહી તે સ્વીકારવા મેં આભાર સહિત ના પાડી.

તે ગઇ ને સૂર્યકુમાર તેને ઠેઠ દાદર સુધી વળાવી આવી ઓરડીનું દ્વાર બંધ કરી મારી સામે આવી ખુરસીપર બેઠો.

'હવે શો હુકમ છે?' તેણે કહ્યું.

'કાંઇ નહિ! કામ બહુ અઘરૂં નથી, પણ આ સમાજ સામે બળવો કરવાની ધગશ ધરાવનારી યુવતી ઉત્સાહના અતિરેકમાં ગમે તેવા સ્વચ્છંદને સંસારસુધારાનું નામ આપી કુવામાં પડવા

તૈયાર થઇ છે, તેને ઇશ્વરકૃપા હોય તો બચાવવા અને નહિ તો આ સુધારાની ડીંગ મારનારાઓનો સંસાર, કહેવાતો સુધારો કીધા પછી કેમ હેડે છે તે જોવા મેં આ કામ હાથમાં લીધું છે. કારણ, શરૂઆતમાં આવા સુધારા છાપે ચઢી ખુબ વખાણને પાત્ર થાય છે, પણ જે અર્થે એ સુધારો કરવામાં આવ્યો હોય તે અર્થ પાછળથી સરે છે કે નહિ તે બાબત તો આપણે જાણતા યે નથી હોતા; એટલે એ કહેવાતા સુધારાથી સંસાર દુઃખી થયો કે સુખી તેનો ક્યાસ આપણે કાઢી શકતા નથી. આમ છતાં હું ઇચ્છું છું કે એ બન્ને જ્યાં હો ત્યાં સુખી રહો.'

આમ કહી હું ઉઠયો અને સૂર્યકુમારને કેટલીક સૂચના આપી બહાર નીકળી પડયો.

બીજા દિવસથી મેં રૂકમણીનું કામ હાથમાં લીધું. પ્રથમ તો મેં એને આપેલે ઠેકાણે એના પ્રિયતમનો પત્તો મેળવવા શોધ ચલાવી, પણ મને તેમાં નિષ્ફળતા મળી. એક માસ તો એમાં જ નીકળી ગયો, પણ કામમાં પ્રગતિ નહિ થતાં મેં રૂકમણીને મળવાનો પાછો વિચાર કીધો. મારા મદદનીશ સુર્યકુમારને સ્ત્રીના વેશમાં એને મળી આવવા અને કાંઇ વધુ બીના બની હોય તો તે જાણવા મેં એને ત્યાં મોકલ્યો, તો ત્યાં કોઇ રૂકમણી નામની સ્ત્રી જ આજ દશકાંઓ થયાં નહિ રહેતી હોવાનું જણાયું !

'હવે ?' સૂર્યકુમારે પૂછ્યું.

'હવે શું? માંડી વાળો !'

અલબત્ત, એ કામ માટે તપાસ ચલાવાની અમે માંડી તો વાળી, પણ મારા દિલમાં એનો ખટકો રહી ગયો. આખરે માસ પર માસ ચાલ્યા જતાં એ વાત વિસારે પડી, પણ છ માસ વીત્યે મને સીમલાની પોસ્ટની છાપનું એક પરબીડિયું મળ્યું; તે ફોડતાં તેમાંથી કાગળ નીકળ્યો તે આ રહ્યો:—

"માઇ ડીઅર પંડિતજી,

સહીસલામત સ્થળેથી આ પત્ર લખી રહ્યો છું, એ ઉપરથી જાણજો કે હું તમારી શક્તિની કદર કરૂં છું. તમને યાદ હશે કે આજથી છએક માસ પહેલાં તમારી માન્યતા મુજબ એક નૌજવાન વિધવા બાઇએ એના પ્રિયતમનો પત્તો મેળવી આપવા તમને રોકયા હતા. હું તો માનતો હતો કે મારી અદ્દભૂત વેશપલટાની કળાથી હું તમને મારા ચારિત્ર સંબંધમાં છેતરી શકીશ, પણ કબુલ કરૂં છું કે એમાં હું કંઇક અંશે ઠગાયો. તમને છેતરવા માટે વેશપલટો કે મોંના ભાવો ઉપર ઉચિત ફેરફાર કામ લાગે એમ નથી. એ માટે તો હાથે પણ મોજાં ચઢાવવાં જોઇએ. તે મેં ચઢાવ્યાં નહિ હતાં, એટલે મારા હાથ ઉપરથી તમે કીધેલું ચારિત્રનિરૂપણ એક રીતે તો અક્ષરશઃ ખરૂં હતું. હું 'એક રીત' એટલા માટે કહું છું કે તમે માનો છો તેમ હું વિધવા નહિ, પણ વિધુર છું. આટલી વાત બાદ કરતાં તમારી હકીકત સાચી હતી. હું તમને મળ્યો તેના થોડા માસ જ અગાઉ હું ગૃહભંગ થયો હતો.

મારા બળવાખોર વિચારોને અમલમાં મૂકતાં રોકી રાખનાર મારી પત્ની જ હતી, પણ તે મરણ પામતાં મેં મારા વિચારોને અમલમાં મૂકવાનો નિશ્ચય કીધો. ત્યાર પછી સમાજ અને પ્રચલિત રાજપદ્ધતિ સામે બળવો ઉઠાવવા મેં મારૂં ઘર છોડયું અને મારા જેવા વિચાર ધરાવતા યુવાનોને સારા દેશમાંથી શોધી કાઢી મેં બળવાખોરોની એક ટોળી જમાવી. હું આ ટોળીનો પ્રમુખ થયો. એ દરમ્યાન અમારા જેવા વિચાર ધરાવતી એક આંગ્લ નીહીલિસ્ટ યુવતી સાથે હું સમાગમમાં આવ્યો અને તેણે મને આકર્ષ્યો. અમારી ટોળીનો કાયદો છે કે ટોળીનો પ્રમુખ કે સભ્ય લગ્ન કરી શકે નહિ. આથી હું તે બાઇ સાથે લગ્ન તો કરી શકયો નહિ. પણ સંતતિનિયમનના શાસ્ત્રજ્ઞોએ શોધી કાઢેલાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરી હું તે બાઇ સાથે લગ્નસુખ ભોગવી શકયો! તમે કદાચ નહિ જાણતા હો કે સરકા-

રના સી. આઇ. ડી. ખાતાની જેમ અમે પણ એક જબરજસ્ત સી. આઇ. ડી. ખાતું નભાવીએ છીએ, અમારી છુપી પોલીસ ઠેરઠેર પ્રસરેલી છે. સરકારી હુકમનો અમલ થાય તે પહેલાં તો તેનો વિગતવાર રિપોર્ટ અમને મળી જાય છે. અમારી ટોળીને પકડવા માટે સરકાર તમારા જેવા બાહોશ ડીટેક્ટીવને રોકવાની મંત્રણા ચલાવી રહી હતી તે વાતની ખબર મળતાં જ તમારૂં પાણી માપવા અને બને તો તમારો 'કાંટો' છાંટી નાંખવા મેં તમારી મુલાકાત લેવાનું ઉચિત ધાર્યું. આપણી મુલાકાતની હકીકતથી તમે વાકેફ છો. પણ તે દિવસે તમે કીધેલાં મારાં ચારિત્રનિરૂપણથી હું એટલો તો દંગ થઈ ગયો કે તમારા જેવા એક બુદ્ધિશાળી દેશી ભાઈને દગાથી ઠાર કરતાં મારૂં દિલ ડંખ્યું. હું જાણું છું કે આપણી મુલાકાત પછી તરત જ સરકારે અમારી ટોળીને પકડવાનું કામ તમને સોંપ્યું છે. જરૂર માનજો કે તમારા જેવા માણસ સાથે મુકાબલો કરવા મારા જેવો ખેલાડી ઉત્સુક હોય જ ! હું બળવાખોર નીહીલિસ્ટ છું એ કબુલ, છતાં યે સંસ્કારી યુવક છું. મારૂં ઘર ભંગ થયું પછી તરત જ તમારા કહેવા મુજબ એક અયોગ્ય સ્થળે મારો પ્રેમ ઢળ્યો. એને ખાતર મારી ટોળીના કાયદાનો ભંગ કરી લગ્ન કરવા હું ટોળીથી ભાગી છૂટયો હોત. પણ ટોળીને એમ દગો દેતાં મારૂં સંસ્કારી હૃદય ડંખ્યું, અર્થાત્ લગ્ન કરવામાં તમારા કહેવા મુજબ મને એ 'ખુંચ' નડી! બાકી મારા સસરા તેમજ પીઅર સંબંધની વાત મારી જાણીતી એક યુવતિની વાત ઉપરથી જોડી કહાડી તમને મેં કહી હતી એ સ્પષ્ટ કરવાની હવે કંઇ જરૂર છે ? હું સતત્ ઉદ્યમી છું. અતિ ધનલોભી છું. મનુષ્યદ્રષ્ટિથી અદ્રશ્ય થવાના રાસાયણિક પ્રયોગો કરવા પાછળ મારે લખલુટ ધન ખરચવું પડે છે. હમણાં જ મારો એ પ્રયોગ સફળ થયો અને હવે હું દુનિયાભરના સી. આઇ. ડી ખાતાને મને કે મારી ટોળીને પકડવાનો પડકાર કરવાની સ્થિતિમાં મૂકાયો છું.

વેશપલટામાં ચાંલ્લો કરવાનો ભૂલથી રહી જવાને લીધે હું

વિધવામાં ખપી ગયો એ વાત જ્યારે સાંભરે છે ત્યારે તો હું તથા મારી પ્રિયતમા હસી હસીને ઢગલો થઈએ છીએ ! હવેથી એવી ભૂલ હું નહિ કરૂં એમ જો આ કાગળને અંતે ન જણાવું તો આ કાગળ અધુરો ગયો ગણાય ! હાલ તો એજ.

તમારી મુલાકાતની આતુરતાથી રાહ જોતા અને મારા પ્રિયતમની શોધમાં નાહક તમને અફળાવી મેલ્યા તે માટે ક્ષમા ચાહતા

' નીહીલિસ્ટ 'ના

' ડાઉન વીથ ઇમ્પીરીઅલીઝમ અને લોંગ લીવ ધી રેવોલ્યુશન ' વાંચજો. "

આ કાગળ મેં ખુબ ચીપી ચીપીને બે ચાર વાર વાંચ્યો, કવરપરની છાપ, કાગળ વગેરે ખુબ બારીકીથી તપાસ્યાં અને પછી તે મેં મારા મહદ્દનિશ સૂર્યકુમારને આપ્યાં. કાગળ વાંચતાં જ તે બોલી ઉઠયો ! ' ઓ ! તે જ દિવસે મેં એને સ્ત્રીના વેશમાં પુરૂષ ધાર્યો હતો. '

'શા ઉપરથી ? ' મેં પૂછ્યું.

' તે આવ્યો અને ગયો ત્યારે ચાલતાં પ્રથમ એ જમણો પગ ઉપાડતો હતો તે ઉપરથી ! ' તેણે કહ્યું.

'અરે એમ તો મને પણ એ પુરૂષ હોવાનો ભાસ થયેલો ! '

'શા ઉપરથી ? '

' એનો હાથ મને કોઇ સ્ત્રીનો નહિ, પણ મરદનો લાગતો હતો તે ઉપરથી ! '

'અને છતાં આપણે બંને બન્યા !

આ જ વખતે અમને ઉભયને જાણે કે અંતરીક્ષમાં થતું હોવની તેમ કોઇનું અટ્ટહાસ્ય સંભળાયું! તે સાંભળી અમારાં મોં દિવેલ પીધા જેવાં થયાં અને હવે ચિત્રકાર ભલે અમારાં બન્નેની સીકલની નકલ ઉતારી લે !



# પરોપકાર

સમજ્યા ને ? દુનિયામાં પરોપકાર જેવી કોઇ વસ્તુ જ નથી. ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને કહે છે, કે 'ભાઇઓ ! પરોપકાર કરો ! પણ પરોપકાર શું કરે શીંગોડું ? મેં પણ મારી શક્તિ મુજબ ઠીક ઠીક પરોપકાર કીધેલો, પણ એ પરોપકારને ખાતર જ ન્યાતિલાઓએ મને ન્યાતબહાર મૂકયો અને જેમને મેં આફતમાંથી છોડાવી પરોપકાર કીધેલો તેમણે મગજની કમાન છટકાવી મારી સાથે હાડવેર બાંધ્યું ! શો જુલમ છે !

અચરતલાલ ધનપંચક મારા લંગોટિયા મિત્ર હતા. મિત્ર એટલે અવરનવર એકબીજાને ત્યાં જમવા ખાવાનો વ્યવહાર હોય જ એ દેખીતું છે. મારી ઉમર વર્ષ વીસની હતી તોય ગરીબ હોવાથી હું 'જબાતીઓ' જ રહી ગયો હતો. રાજેશ્રી ધનપંચકનું વય સોળ વર્ષનું હતું, પણ ધનવાન હોવાથી એમનું વેશવાળ બહુ ન્હાની વયમાં ન્યાતના એક પ્રતિષ્ઠિત તેમજ પૈસાપાત્ર કુટુમ્બમાં થયું હતું. 'યથા નામા તથા ગુણા' જેવા ધનપંચક માટે એના સાસરીઆનો ઠીક અભિપ્રાય નહતો. પણ જમાઇ પડયા એટલે સાસરામાં સમ્રાટ્ પંચમ જ્યોર્જ જેટલો એનો મરતબો હતો ! મારા મિત્ર ધનપંચક ઉર્ફે અચરતલાલ એનો ઠીક લાભ લેતા. હજી લગ્નગ્રંથીથી તો જોડાયા નહિ હતા તો યે વહુ ઉપર એમનો દોર હીઝ હાઇનેસ ધી નવાબજાદા મીર મોસુફઅલીખાન જેટલો હતો ! ન્યાતમાં વિવાહ આછંડવાનો રીવાજ નહિ એટલે બેટમજી તો સમજેલા કે " સસરીની જવાની છે કયાં ? "

એક વખત વહુજી જમવા આવેલાં. પહેલેથી જ પોતાની સેહ

પાડવા અચરતલાલે કૃત્રિમ ક્રોધ કરી વહુજીને થાળી ઝાપટી! 'રાંડ! કહ્યું'તું કે વહેલી આવજે તોયે આજ મોડી આવી. તારો બાપ પૈસાદાર, એટલે અહીં તેનો રોફ બતાવતી હશે કેમ? લગન કરીને ઘેર તો આવ, પછી જોઇ લઉં છું તને ને તારા બાપને!' વહુજી પણ હતાં બોઘલા જેવાં! જેમ તેમ સાસરામાં વખત વીતાડી વહુજી પીયર આવ્યાં અને માબાપને બનેલી વાત કહી. વેશવાળ કરતાં પહેલાં સ્વભાવે ગાય જેવા ગરીબ દેખાતા જમાઇરાજને, વેશવાળ પછી આમ રૂદ્ર સ્વરૂપ ધારતા જોઇ પીયરીઆઓએ કપાળ કૂટયાં! આણી તરફ અચરતલાલનાં માબાપ એને વારવાને બદલે ઉલટાં હસીને ઉત્તેજન આપતાં હતાં! 'આપણો કીકો કંઇ થોડો હોંશિયાર નહિ! જોને અત્યારથી જ વહુને કેવી મોમ જેવી બનાવવા માંડી છે તે! જરા તુંયે હોંશીઆરી રાખનો જા, નહિ તો રહી જશે વાંઢો!' અચરતલાલનાં માતુશ્રી એક વેંત છાતી ફુલાવી પોતાના દીકરાનાં વખાણ કરતાં અને મને એ નિમિત્તે શિખામણ આપતાં! મને તો હમેશાં લાગતું કે અચરતલાલ જેવા ઉલ્લુને પનારે પડેલી બાઇ ભાગ્યે જ સુખી થાય. જમાઇનાં કુળશીલ જોયા વગર માત્ર પૈસાની જ યોગ્યતા પર નાનપણથી વેશવાળ જોડી રાખનાર માબાપોની અક્કલપર આફ્રીન! તેમાંયે લગન પહેલાં વરવહુનાં કુળશીલમાં વાંધો પડે તો એમનું વેશવાળ તોડી શકાય એમ ધર્મસિંધુની સ્પષ્ટ આજ્ઞા છતાંયે જે ન્યાતમાં વેશવાળ ઓછંડનારને જન્મ—ન્યાત—નિકાલની સજા કરવાનો ધારો છે તે ન્યાતમાં છોકરા છોકરીના વિવાહ માત્ર પૈસોજ જોઈ ન્હાનપણથી કરી રાખનાર હૈયાફૂટા માબાપોની અક્કલપર તો દશહઝાર આફરીન! આમાં વિધાતાયે કાંઇ થોડો ભાગ નથી ભજવતી! ઘણા હોંશીઆર માણસોને વિવા'ના કામમાં છક્કડ ખાતા મેં જોયા છે. વિવાહ ન્હાનપણથી જ કરવાથી નિર્દોષ પ્રીતિ કેળવાય છે, તેઓ એકબીજાના ગુણદોષ પારખી જાય છે, વહુ સાસરીયા તરફ પોતાનો પ્રેમ કેળવે છે, સાસરાનાં રીત રિવાજ કામ

કાજ વગેરે જાણી જાય છે અને લગ્ન પછી સાસરે આવતાં એને કાંઇ ઓછું લાગતું નથી. વિવાહ કરતા પહેલાં એકબીજાનાં કુલશીલ જોયા છતાં યે ભવિષ્યમાં કાંઇ ખોટું ન થાય માટે એકબીજાના જન્માક્ષર પણ મેળવાય છે. આટલી સાવચેતી પછી યે વેશવાળ દરમ્યાન વર વહુમાંથી કોઈના યે કુળશીલમાં વાંધો દેખાય કે તરત જ એ વેશવાળ ઓછંડી નાખવાની ધર્મસિંધુની સ્પષ્ટ આજ્ઞા છે. આટલી ખબરદારી અને અગમચેતી રાખવા છતાં યે ઉપલી પદ્ધતિએ કરેલા હાલના વિવાહ ઘણુંખરું નિષ્ફળ કેમ નિવડે છે? અંગ્રેજ લોકોના જેવી સ્નેહલગ્નની પદ્ધતિ તરફ લોક કેમ ઢળ્યા છે? મારા નમ્ર મત મુજબ તો આપણી પદ્ધતિ નિષ્ફળ નીવડવાનું કારણ વિવાહ કરવામાં વધી ગયેલો ઢોંગ છે! રાજેશ્રી અચરતલાલનાં કુળશીલ ને જન્માક્ષરનો મેળ બધો પૈસામાં સમાયલો હતો! **सर्वे गुणाः कांचनमाश्रयन्ते** એટલે એવા વિવાહ નિષ્ફળ નીવડે નહીં તો શું થાય? વેશવાળ એ કોન્ટ્રાકટ છે. યોગ્ય કારણસર યોગ્ય રીતિએ એ કોન્ટ્રાકટ તોડી શકાય છે. લગ્ન એ ધર્મબંધન છે અને તે તોડી શકાતું નથી. આવી આર્યપદ્ધતિ હોવાથી વેશવાળના સમય દરમ્યાન ઉંચાં થયેલાં મનવાળાં પતિપત્ની લગ્નગ્રંથીથી જોડાય તો શો અનર્થ થાય તેની માત્ર કલ્પના જ કરી લેવી!

અચરતલાલની વહુની આંખો જરા બગડેલી હતી. દાકતરે એને ચશ્માં પહેરવાનો અભિપ્રાય આપ્યો, તે મુજબ એ ચશ્માં પહેરતી. સાસરેથી જમવાનું આમંત્રણ આવતાં એ ચશ્માં પહેરી ગઇ. મને પણ ન્હોતરું હતું. અચરતલાલે ચશ્માં પહેરીને આવેલી જોઇ વહુને રોષ ભરી: 'રાંડ! આંધળી! આવી આંખ ફુટેલી વહુ મારે નશીબે કોણે ચ્હોંટાડી! બા! બા! એને કહે કે ચશ્માં કહાડી નાખે, નહિ તો મારો મિજાજ જશે તો એક થપ્પડ ચોડી દઇશ.'

'હા હા! અત્યારથી તે ચશ્માં શાં! અમે તો ન્હાના હતા ત્યારે કંઇએ પહેરતાં નહિ'. હેતાળ માતુશ્રીએ ટાપસી પૂરી!

વાંદરાને દારૂ મળ્યો! અચરતલાલે તો આકુંતેકું જોયા વગર વહુજીને એક તમાચો જડી દીધો! થયું! વહુએ રડી દીધું! મારી આંખમાંએ તસર છુટી! આ જુલમ?

'ભાઇ! આ શું? આ આપણી આબરૂ?' મેં કહ્યું.

'હવે બેસને ડાહ્યલો થતો! આવશે એટલે બધી ખબર પડશે. ચાલ તારે જોઇતી હોય તો લઇ જા, તને એ આંધળી ભેટ આપું છું!' અચરતલાલે વહુને કૃષ્ણાર્પણ કરવા માંડી.

પણ હું માનું છું કે અચરતલાલે એ વાક્ય મારે માટે કોઇ શુભ ચોઘડીઆમાં જ ઉચ્ચારેલું! તે ધીરે ધીરે આપણે જોઇશું.

વહુજી પીયર જઇને ખૂબ રોયાં. ત્યારથી એના બાપે એને સાસરે મોકલવી બંધ કરી. ધનપંચકને સસરાજીએ એક વખત જમવાનું આમંત્રણ આપી એને ભણવા ગણવાની અને સારી ચાલ ચલાવવા માટે બહુ બહુ શીખામણ આપી. 'પણ એ શાળો મોટો શીખામણ દેનારો કોણ? પૈસાદાર એના ઘરનો!' એમ કહી અચરતલાલ તો ઉલટા વધારે ચગ્યા! નઠારા છોકરા સાથે નઠારાં કર્મ કરવાં, ઘરમાંથી ચોરી કરવી વગેરે એનાં અપલક્ષણો દિવસે દિવસે વધતાં ગયાં. સાસરીઆઓએ છોકરીના વિવાહ ઓછંડી નાખવાનું સાહસ કરવાનો ઠરાવ કીધો; પણ વિવાહ ઓછંડી જવું ક્યાં? ઓછંડેલી છોકરી લે કોણ? ન્યાત ન્યાતબહાર કાઢે તેનું શું? સસરાજી ભણેલાગણેલા હતા તો યે છોકરીના ભલા ખાતર ન્યાતની ખફગી વ્હોરી લેતાં ડર્યા! સાસુ જરા વધારે છાતીવાળી હતી. અચરતલાલના વહુ તરફના વર્તન માટે હું દિલગીર છું એવું સાંભળી મને એણે પોતાને ત્યાં બોલાવ્યો. 'જુઓ! શાંતિલાલ! તમારા

મિત્રને કાંઇ કહો તો સારૂં ! હજી અત્યારથી જ અમારી છોકરીને દુ:ખ દે છે તો આગળ જતાં એ શું કરશે? છોકરી મોટી થવા આવી, અમારે એને પરણાવવાનો યે વિચાર કરવો કે નહિ ?'

'તમારી પુત્રીને જો હમણાં પરણાવવાનો વિચાર કરશો તો હું દિલગીર થઇશ'. મેં કહ્યું.

'ત્યારે' ? એમણે પૂછયું.

'વિવાહ ઓછંડો તો ? મેં અચાનક જ પૂછયું.

'ઓછંડીને પછી આપવી ક્યાં ? ન્યાતમાં વર ક્યાં છે ?' અચરતલાલનાં સાસુએ પૂછયું. 'મારા જેવાં તો એને મન વટાવમાં હતાં !'

'ધારો કે કોઇ વર મળે તો ?' મેં પૂછયું.

'ચાલો તમે તૈયાર થાઓ છો ?' સાસુએ અર્ધ મશ્કરીમાં ચોખો ચાંપ્યો.

મેં તો વિચાર જ કરી રાખ્યો હતો. અચરતલાલ જેવા નિષ્ઠુર વરને પનારે એ પડે તેના કરતાં હું શું ખોટો ?

'તમે તો કદાચ મશ્કરી કરતાં હશો, પણ હું તો એટલો 'પરોપકાર' કરવા તૈયાર છું.' મેં હસીને કહ્યું.

થયું. આખરે એ વાત ચર્ચાઇ અને અચરતલાલે જ્યારે સાંભળ્યુ કે એમની ઓછંડાયલી વહુનો હું જ ઉમેદવાર છું ત્યારે તો એમણે મને અને મારી સાત પેઢીને નવ નવ કટકે ગાળો દીધી ! અચરતલાલનાં 'લાયક' માતુશ્રીએ પણ જાત જણાવવામાં કાંઇ ઓછપ નહિ રાખી ! મને તેની થોડી જ પરવા હતી !

'પણ એક જ શરતે હું લગ્ન કરવા તૈયાર છું. હું એ લગ્ન છૂપાછૂપ કરવા માગતો નથી. બીલકુલ જાહેર રીતે, સર્વ જાણે એમ

મારે લગ્ન કરવાં છે. છૂપાં લગ્નમાં મને શ્રદ્ધા નથી! મેં મારો અભિપ્રાય જણાવ્યો.

'પણ સ્હામાવાળા 'ઇનજંકશન' લાવશે તો?' હવે સસરાએ શંકા બતાવી.

'બહુ બહુ તો એ ઇનજંકશનથી છોકરી વયમાં નથી એમ કરી થોડો વખત લગ્ન અટકાવી શકશે. બાકી તમે ને હું મજબુત હઇશું તો સ્હામાવાળા જખ મારે છે.'

આખરે વિવાહ ઓછંડાયા અને અમારાં લગ્ન થયાં; આફતની શી ઝડી અમારાપર તૂટી પડી તે વર્ણવવાનું આ સ્થળ નથી. લગ્નને દિવસે જ માની લીધેલા અપરાધીઓનું કશું યે સાંભળ્યા વગર અમને ન્યાતે ન્યાતબહાર મૂકયા! અચરતલાલ અને એના ઘરના તે દિવસે સમજ્યા કે 'ઇડરીઓ ગઢ જીત્યા!

જીવનભર ન્યાતબહાર રહેવાના સંકલ્પ સાથે જ મેં આ પરોપકાર કરેલો, એટલે ન્યાતની 'દેશનિકાલ'ની સજાથી મારું રૂંવું સરખું યે ફરકયું નહિ, પણ મને જે લાગે છે તે એ કે બધા જ 'પરોપકાર'ના બદલો શું આવો હશે?



# પરિવર્તન

એનું નામ હતું તો ભરતકુમાર, પણ અમે એને ભદાભાઇ કરીને બોલાવતા. પોતે વકીલ હતા. વકીલાતમાં એમણે 'ચોસમચોડા' ઠીક ભેગા કીધા હતા એટલે એ લહેરથી રહેતા! શોભાની ખુરસી જેવાં એમનાં ધર્મપત્ની નામે વિરંચીબ્હેન મુંબઇ યુનિવરસીટીનાં ગ્રેજ્યુએટ હતાં. એમની પુત્રીનું નામ કર્ણિકકુમારી હતું, પણ આ અરબ્બી નામ કોણ જાણે કયા ચોઘડીઆમાં પાડવામાં આવેલું, કે તે કોઇને મ્હોડે શુદ્ધ રીતે ચ્હડેજ નહિ! ભદાભાઇના ખાનસામાં દખુશંકર એને કણકબોન કરીને બોલાવતા. કોઇ તો વળી એમને કનકતારા જ કહેતા! હશે! બહુ બહુ સંસ્કૃત શબ્દકોશ ઉથલાવી ઉથલાવીને શોધી કહાડેલા આ બંગાળી નામપર લાંબી સરેહ કરવામાં પણ પાપ છે બલ્કે પરિતાપ છે, એટલે એ વિષયમાં આપણે અત્રેથીજ વિરમીશું.

આજે રવિવાર હોવાથી ભદાભાઇ ને વિરંચીબ્હેન પુત્રી કર્ણિકકુમારી સાથે કોલાબા રેકલેમેશન સુધી પોતાની મોટરમાં ફરી આવી પાછાં આવતાં 'ઘોઘાની ગાડી' નામની નવી પડેલી ફિલ્મ જોઇ ઘેર આવી જુએ છે તો ભટજી દખુશંકર નહિ મળે! બાપટ ઘાટીને પૂછ્યું કે ભટ કયાં ગયા છે, તો એ સજાતનો દીકરો કહે 'મલા માહિત નાહિ!' થયું! કર્ણિકકુમારીનું મ્હોં લેવાઇ ગયું, વિરંચી બ્હેન ફેન્ટ મારતાં લગભગ સહજમાં બચી ગયાં અને ભદાભાઇ! એમનાથી પણ વહલે મ્હોડે 'હે' કરીને બોલાઈ ગયું! કોઇ પૂછશો નહિ કે આટલા ભટજીના જવાપર કે આવવાપર આ પૈસાદાર ને સુશિક્ષિત કુટુંબ દિલગીરી કે ખુશાલીમાં કેમ ફેરવાઇ જતું હશે!

ઇશ્વરે માણસનું પેટ સરજ્યું તે સાથેજ ભૂખ પણ સરજી અને ભૂખ સરજાઇ છે એટલે સહેજ વિચારશો તો માલમ પડશે કે શેઠીઆઓની ખુશાલી ને દિલગીરીની લગામ આ દખુશંકરોના હાથમાં જ છે એમ વગર કહ્યે સાબીત થઇ જાય છે! લાંબાનું ટુંકું કરી કહીએ તો ભદાભાઇના કુટુમ્બમાં કોઇનેયે રસોઇની ગમ નહિ હોવાથી ભટજીના જતાં ત્રણે જણ વિચારમાં પડી ગયાં હતાં!

'પપ્પા! મ્હને તો એવી કકડીને લાગી છે કે બસ જે હોય તે ખાઇ જાઉં!' કર્ણિકે આખરે જીભ ખોલી.

'કણું બેટા! હું એજ વિચારમાં છું. બાપટને બોલાવ, આપણે એની સાથે મસાણુ કાંઠા લોજમાં ત્રણ ભાણાનો ઓર્ડર મોકલીએ!' ભદાભાઇએ કહ્યું:

'છી, છી, Don't you suggest it dear? તે દિવસે લોજની દાળમાં કોકમ સમજી કાંદો નીચોવી નખાયો હતો તે ભૂલી ગયા? બાપરે! એ વાત જ્યારે યાદ આવે છે ત્યારે તો મને વોમીટના ઉબકા આવે છે! No, no, Don't! અત્યારે તો ચ્હા ને કેકપરજ શુક્ર ગુજારીશું. કણું બેટા! જા તો, ઉભી ઉભી પાસેના ખોદાદાદા ઇરાનીની દુકાનેથી ચાર કેક લઇ આવ તો!" વિરંચી બ્હેન બોલ્યાં.

'વ્હાલી,' આપણી કણું હવે મોટી થઇ. એને વગર સમજ્યે જ્યાં ત્યાં એકલી મોકલવાનું મને રૂચતું નથી. બાપટને મોકલ, નહિ તો લાવ હુંજ જાઉં છું, બીજું કાંઇ ઠીક હશે તો તે પણ લેતો આવીશ!'

અરધા કહાડેલા ગેલીસ પાછા ખભે ભરાવી બહાર નીકળેલું ખમીસ પાછું પાટલુનમાં ખોસી જૅકેટ ને હાફકોટ ચડાવી ભદાભાઇ બાપટને ચ્હા તૈયાર કરવાનો હુકમ આપી ઇરાનીનાં 'રેસ્ટોરાં' તરફ ઉપડયા. એ કેક તેમજ સંગીત ચીત્રડો લઇને ઘેર આવ્યા

એટલે બાપટે ચ્હાની ટ્રે અને કીટલી તૈયાર કરી દિવાનખાનામાં ટીપોયપર લાવીને મૂકી. ભદ્રાભાઇ અને કુટુમ્બીજનો ટીપોયની આસપાસ ખુરસી નાખી બેઠા અને લલિત છંદની ચીસો સાથે સંગીત ચીવડો ખાતા અને કેકનાં બચકાં ભરતા મામલો જ્યાં અરધી મજલે પહોંચ્યો ત્યાં તો બાપટનો બોમ્બ ફુટયો !

'શેઠ ! ઉધાં સકાળી મી નાઇ યેણાર !'

'કા, બરા !' કેકનો દણુસો ચાવતાં અટકી જઇ વિરંચી બ્હેને બાપટને હરણફાડ ડોળે જોઇ રહેતાં પૂછ્યું.

'આજ રાત્રિ મલા બોટીવર જાયચા !' બાપટે કહ્યું.

'અરે, બોટીવર જાયચા તે પાછા મરશો ક્યારે ?—કે તેં પણ ભદ્રાની સાથે મસાણે પહોંચવાનો વિચાર રાખ્યો છે ? આ કંઇ માણસો છે? શાળાઓ, ખોબો ભરી ભરીને પગાર ઝાંસતાં યે વખત કવખત લોહી ચુસી રહ્યા છે ! ઓ ઇશ્વર, આ ત્રાસ !' ભદ્રાભાઇ ઉકળી ઉઠયા ! વિરંચી બ્હેન આંખ મીંચી ગયાં, એ ભયે કે વખત છે બાપટ ઘાટી શેઠના મિજાજથી ગુસ્સે થઇને નોકરી છોડી ચાલ્યો જાય ! આખરે એની ખાત્રી થઇ કે બાપટે કાંઇ એવું સાહસ કીધું નહિ હતું એટલે એણે ધીમે ધીમે આંખ ખોલી અને આસ્તે રહીને ભદ્રાભાઇને કાનમાં કહ્યું: **Dear! Don't you tease him!**' પછી બાપટ તરફ જોઇને એ બોલ્યા: 'વારૂ, બોટપરથી પાછો ક્યારે આવશે ?'

બાપટે કાંઇ જવાબ દીધો નહિ. બોધલા જેવા ભદ્રાભાઇને આજ ઘણે દિવસે નેણ ફેરવતાં જોઇ એ કંઇ આભો બન્યો હતો ! આજનો રંગ એને કંઇ ઓરજ લાગ્યો ! ભદ્રનું અને એનું સહિયારૂં હતું. ભદ્રાની અનેક જાતની 'ચશ્મચોરી' બાપટ જાણતો, પણ તે શેઠ શેઠાણીથી ઢાંકતો અને બદલામાં બાપટ 'ચાંગલી શાઇપાક'

ભટ્ટાને હાથે પામતો! બાપટ પણ કાંઈ શાહુકાર નહિ હતો, એ પણ ભટજીનાજ 'ટેકસ્ચર'નો હતો.

ત્રીસ રૂપિયાના પગારથી શરૂઆત કરી એ વખત નોકરી છોડી જવાનું 'અલ્ટીમેટમ' આપી ભટજી, દરેક વખતે પગારમાં દશ રૂપિયાનો વધારો કરાવી પચાસ સુધી પહોંચ્યા હતા. બાપટ પણ એજ તરકીબથી વીસનો આંકડો કુદાવી ત્રીસ સુધી પહોંચ્યો હતો. ભટજીને આજે એના પિત્રાઈમાં કાણે જવાનું હોવાથી બાપટને એ વાત ખાનગીમાં જણાવી શેઠ શેઠાણીની ગેરહાજરીમાં એ વગર રજાએ પોલ થઇ ગયા હતા. એને સોળ દિવસનું સૂતક પડતું હતું પણ શેઠ શેઠાણીને સૂતકીની રસોઇ જમવામાં જરાયે બાધ આવે એમ નહિ હોવાથી કદાચ રજા નહિ આપે એ બીકે કહ્યા વગરજ એ સટકી ગયા હતા. સોળ દિવસ બાદ પાછા આવતાં શેઠ રાખશે કે નહિ એની એને જરાયે પરવાહ નહિ હતી; કારણ પાડોશના બંગલાનાં નવલબ્હેન એને સાઠ રૂપિયે રાખવા રાજી હતાં! પણ બાપટનું તેમ નહિ હતું. બીજે એને ત્રીસ રૂપિયા આપનાર કોઇ ભાગ્યેજ મળે. શેઠનો કોઇ દિવસ નહિ ને આજેજ મિજાજ વિફરેલો જોઇ એણે 'મઠો પીવાનો' વિચાર કીધો.

'બરા, તર આજ બોટીવર મી નહિ જાવેચ! ભટ્ટજીબી નાઇ ને મી નાઇ, તર શેઠાણીલા કામની તકલીફ પડેચ, એટલે મી નાઇ જાણાર! બરા કા!'

બાપટે ભાર મૂકીને 'મઠો પીધો', પણ ખરી વાત તો એ હતી કે એ કમબખ્તને 'બોટીવર' જવાનું હતુંજ નહિ પણ ભટ્ટાની ગેરહાજરીમાં 'શાઇપાક'નાં તપેલાં એને ચહડાવવાં પડશે કે ઠેઠ ને ચ્હા પર શુક્ર ગુજારવી પડશે અથવા શેઠના કોઇ સગાને ત્યાં જમવા જવાનું થતાં ઘરનું ને સગાંને ત્યાંનું કામ કરતાં એનો અડદાવો નીકળી જશે એમ ધારીને એણે પણ બેચાર દહાડાની 'કુર્ટાસ' માર-

વાનો વિચાર કીધો હતો ! શેઠના ધડાકાથી એની આંખ ખુલી અને એ નરમ પડયો. એને નરમ પડેલો જોઇને શેઠાણી રાજી થયાં, પણ શેઠે કાંઇ બીજેજ નિશ્ચય કીધો હતો.

નાસ્તો ખલાસ થતાં રકાબી પ્યાલા વગેરે લઇ બાપટ જતો હતો તેને તેમ કરતો અટકાવી ભદ્રાભાઇ બોલ્યાઃ 'બાપટ'!

' જી. '

'આજથી–આ ઘડીથી તને રજા છે !'

બાપટ તો સામું જ જોઇ રહ્યો ! શેઠાણી વચ્ચે બોલવા જતાં હતાં તેને અટકાવી શેઠે રાડ પાડી કહ્યું ! ' મારા ખિસ્સામાંથી રૂપિયાનું પાકીટ લાવ તો—પણ ઉભી રહે, હું જ લઇ આવું છું !'

એમ કહી ભદ્રાભાઇ ઉઠયા અને એક માસનો ચડેલો અને એક માસનો વધારાનો પગાર બાપટને આપી એ બોલ્યાઃ ' ચાલ, વિદાય થઇ જા. મને તારાં કપડાંયે નથી જોઇતાં, ચાલ હું દરવાજો બંધ કરવાને ખોટી થાઉં છું.'

' વ્હાલા ! આજની રાત થોભો. એ જશે તો પછી તળાઇ કોણ કરશે ? આ પ્યાલા રકાબી—'

' તળાઇ હું પાથરીશ, પ્યાલા રકાબી હું માજીશ, પણ ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે આજથી, મારે આ ઘાટી કે ભટ્ટ બેમાંથી એકકે ન જોઇએ !' વિરંચીબ્હેન શેઠના આ ધડાકાથી ચૂપ થઇ ગયાં.

' શેઠ! હવેથી મી નાઇ કરેસ.' બાપટ બબડયો.

' કરે કે નહિ, તું મને નહિ જોઇએ. ચાલ નીકળ.' બાપટનો હાથ પકડી શેઠે એને કમ્પાઉન્ડની બહાર વિદાય કીધો. દરવાજો વાસી એ દિવાનખાનામાં આવી ઇઝીચેરમાં લમણે હાથ દઇ પડયા. ' ઓ પ્રભુ ! આ ત્રાસ! બસ આજથી જ શરીર કસવાનો મેં નિશ્ચય કીધો છે ! થોડી વારે ઉઠી એમણે પથારી કરવા માંડી. કર્ણિકને મદદ કરતી જોઇ વિરંચીબ્હેન પણ ઉઠયાં; અને બોલ્યાંઃ મને લાગે છે કે હવે મને પાછા 'ફીટ' આવવા શરૂ થશે.'

'બહેતર! ભટ્ટ ઘાટીની આવી ગુલામી સેવવા કરતાં ફીટ તો શું, મરણ પણ બહેતર!'

ભદાભાઇને આમ એકાએક નિષ્ઠુર થતા જોઇને વિરંચીએ મૌન સાધ્યું. એને લાગ્યું કે આ ક્ષણિક સ્મશાનવૈરાગ્ય એક રાતની ઉંઘ પછી ઠંડો પડી ગયે ભદાભાઈ પાછા ઠેકાણે આવી જશે તેથી એણે વધુ બોલવું મુલતવી રાખ્યું.

પણ ભદાભાઇનો એ સ્મશાનવૈરાગ્ય નહિ હતો. સવારના વહેલા ઉઠી ન્હાવાને માટે જોઇતું પાણી ભરી એમણે જેમ તેમ કાકડો મૂકી કોલસા પેટાવ્યા ને તે પાણીના બંબામાં નાખી એમણે દાતણ કરી લીધું. આજ એમને પોતાના શરીરમાં અજબ સ્ફુર્તિ આવી હતી! પ્રભાતમાં વહેલા ઉઠી પાણી ભરતાં થોડી ઘણી કસરત મળવાથી એમને કાંઇક ઠીક લાગ્યું, અને કામ કરવાનો એમનો ઉત્સાહ વધ્યો. શેઠાણી પણ તળાઇમાં વગર ઉંઘે પાસાં ઘસ્યાં કરતાં હતાં તે ઝુંફતાં ઝુંફતાં ઉઠયાં. કર્ણિક પણ ઉઠી બેઠી થઈ 'પપ્પા'ને કામ કરી દાતણ કરતા જોઇ એ આવી 'પપ્પાની' સોડમાં ભરાઇ.

'દેવી, ઉઠશો કે? ભદાભાઇએ હસતાં હસતાં વિરંચીને બુમ પાડી. એ ઉઠી દાતણ કરવા બેઠી, એટલામાં તો ભદાભાઇએ સંચો પેટાવી ચ્હા મૂકી દીધી. ચ્હા તૈયાર થતાં સૌ તે પીવા બેઠા એટલે ભદાભાઇ ચ્હાનો 'ભુસકો' મારતા બોલ્યા: 'આજના જેવી ચ્હા કોઇ દિવસ પીધી હતી?' વિરંચીએ કાંઇ જવાબ દીધો નહિ, પણ ચ્હા ખલાસ થતાં બોલી: 'વ્હાલા, આમ કેટલા દિવસ ચાલશે?'

'કદાચ જીંદગીભર! જીવનનો ખરો ઉલ્લાસ મેં આજે અનુભવ્યો! હવે હું એને છોડવા માગતો નથી. આજે મેં એ પણ નિશ્ચય કીધો છે કે કણુને ઘરકામ ને રસોઇ શીખવા સમજુબ્હેનને ત્યાં થોડા દિવસ રાખવી.'

'પછી એના અભ્યાસનું શું? આઠ દિવસ રહીને તો એની

પરીક્ષા છે ! આપણી કુમળી કણ્યથી ઘરકામનો બોજો કેમ ઉંચકાશે ? અને રસોઇ ! ના બા, રસોઇથી તો એની આંખજ બગડે. માંડ માંડ ચશ્માંથી એની આંખો બચી છે તે રસોઇથી તો આંધળી જ થાય !' વિરંચીને ભદ્દાભાઇની વાત સાંભળી ફાળ પડી.

'વહાલી, ધીરજ રાખ, ઘરકામથી ને રસોઇથી કોઇ આંધળુંયે થતું નથી ને કોઇ મરતુંયે નથી, ઉલટા અર્થવગરના અભ્યાસથી છોકરાં માંદલાં રહી આખરે ઘર ને દેશને બોજારૂપ થઇ મરી જાય છે. એને હોંસ હશે તો હું એને જાતે શિખવીશ અથવા એને માટે હું ભારે પગારે મિસ નીકમ્એને રોકી એના અભ્યાસને માટે જોગવાઇ કરી આપીશ. પણ ઘરકામ અને રસોઇ તો એણે કોઇપણ ભોગે જાણવાંજ જોઇશે. કેમ કણ્ ! તને કામ કરવું ગમશે કે ?' કર્ણિકને માથે હાથ ફેરવતાં ફેરવતાં પૂછયું. 'Why not Papa ! ઉલટાં મમ્મા મને કામ કરતાં અટકાવે છે ! તે દિવસ હું ટેનીસ રમવા જતી હતી એટલે મમ્માએ મને અટકાવીને કહ્યું: 'અરે ટેનીસના ભુસકા મારતાં ત્હારી આંખોઇ ખસી જશે !'

'વિરંચી, ડીયર ! શેઇમ ! આવી ભણેલી થઇને છોકરીનું શરીર કેળવવાનું તને કેમ સૂઝતું નથી !' ભદ્દાભાઇએ પૂછયું. આવી વાતો તો ઘણીયે થઇ, પણ તે સાથે આપણે કામ નથી. ઝાડુ કહાડવાથી તે વાળુનાં વાસણ માંજવા સુધીનું દરેક કામ આ પછી મને કે કમને મા-દીકરીએ ઉપાડી લીધું. થોડા દિવસમાં કામની તએહ પડતાં વિરંચીને શરીરમાં કાંઇક તાકાત અને ઉત્સાહ જણાયાં, નવરાં બેઠાં બેઠાં અનેક રોગો મનપર ગલબો કરતા હતા તે કામ કરવાના ઉત્સાહમાં કોણ જાણે કયાંના કયાં છું: થઇ ગયા ! ડાકતરનું બીલ ઓસરી ગયું. ભદ્દાની ઘી તેલ તેમજ અનાજની બરબાદી એકદમ કમી થઈ ગઇ ! પ્રત્યેક કામ હાથે થતું હોવાથી સ્વચ્છ અને મનગમતું થવા લાગ્યું ! રસોઇ કરતાં શરૂઆતમાં તો મુશ્કેલી પડી, પણ ભદ્દા-

ભાઇનાં બ્હેન સમજુબેન થોડા દિવસ માટે મદદે આવવાથી એ પણ ઓછી થઇ ગઇ. ભદાભાઇનો વિચાર હમેશને માટે ઘાટી નહિ રાખવાનો નહિ હતો. કામ હારે પડતાં હાથલાકડી તરીકે એણે એક માણસ રાખી લીધો હતો. પણ શેઠ શેઠાણીને વખત પડે જાતે કામ કરી લેતાં જોઇ ઘાટીનો 'પારો' હમેશાં ઠંડોજ રહેતો !

સૂતકના સોળ દિવસ વીત્યે દખુશંકર લહેરાતા લહેરાતા આવ્યા અને શેઠને હાથમાં બુતારો લઇ કમ્પાઉન્ડ સાફ કરતા જોઇ હસતાં હસતાં એમણે પૂછ્યું: 'ક્યમ શેઠ, આજ કોઇ હાથે ઝાડુ કાઢવા મંડ્યા છોને ! એ શ્યું ભઇશાબ !' શેઠશેઠાણીના જીવનમાં થયલા ફેરફારની ભટજીને ખબર નહિ હતી. ઝાડુ કહાડતાં માથું સ્હેજ પણ ઉંચુ કર્યા વગર કે ભટજીની સ્હામે જોયા વગર ભદાભાઇએ જવાબ દીધો: "પરિવર્તન"



# મુંબઈનું જીવનરહસ્ય

સૃષ્ટિનાં પ્રારંભમાં પ્રથમ અંધકાર હોવો જોઇએ. કારણ કે અમારા માળાના તળ મજલે અંધકાર જ વ્યાપક હતો. પછી જળ ઉત્પન્ન થયું હશે. કારણ કે એ તળ મજલાના સર્વવ્યાપી અંધકાર પછી પ્રથમ દર્શન નળની ખોલીનાં થતાં હતાં. ત્યાર પછી આછી આછી તેજની છાયા! કારણ, નળની ખોલી છોડી ઉપર જવાના દાદરનું પહેલું પગથીઉં સદ્‌ભાગ્યે હાથ લાગ્યું કે ઉપર–ઉપર ને ઉપર હિમ્મત રાખી ચડી જતાં આછેરી તેજની રેખા દગગોચર થતી હતી. વાયુની ઠંડી લહર પણ અહીંથી જ શરૂ થતી હતી. પહેલા મજલા સુધી ચડી આવવાની ભારે જહેમત પછી કદાચ અવાચી કે છીંક ખાવા તમારૂં માથું ઉંચુ થાય તો ઉઘાડા ઓરડાની બારી વાટે આકાશની પ્રતીતિ થઇ રહેતી અને છેક ચોથે માળે જાઓ ત્યારે જ તમારી ખાત્રી થાય કે પંચમહાભૂતોમાં પૃથ્વીની ઉત્પત્તિ સર્વથી છેલ્લી થયલી હોવી જોઇએ.

આમ પંચમહાભૂતોનો ઉત્પત્તિક્રમ દર્શાવતો અમારો માળો એક જાહેર રસ્તાને દીપાવતો હતો. એ માળાનું વર્ણન એટલે મુંબઇની પૈસા લઇ માણસમાંથી જાનવર બનાવતી થોડીઘણી પાંજરાપોળોનું વર્ણન !

અમારા માળાનો ચોથો મજલો આઠ ભાડુત ગૃહસ્થો શોભાવતા હતા. એ બધા સાથે આપણે કામ નથી, પણ મારા પાડોશમાં રહેતા મંગળભાઇ જ આ વાર્તાના નાયક હોવાથી આપણે એને જ ઠેઠ સુધી બન્ને હાથે ઝાલી રાખીશું !

મંગળભાઇ એટલે મુંબઇનાં હવાપાણીની સામે બહાદૂરીથી ટકાવ કરી રહેલો સકરટેટી જેવો યોદ્ધો! મંગળભાઇ એટલે ચામાચેણુ જેવાં ડાચાંનો પ્રતિનિધિ! તપ જૂઓ તો મંગળભાઇનું! સંગ્રહણીના રોગને લીધે એને 'હુલકે' પાણી સદા ભરેલાં જ રહેતાં! દિવસમાં છ વાર કે દશ વાર 'ઝુલકાં' ભર્યાં છતાં આ તપસ્વીએ 'સુખશાંતિગૃહ'ની પૂરી, ભજી ને પાતળભાજી' છોડયાં નહતાં! એક વાર મીસીસ મંગળ-ભાઇની, માળામાં રહેતા કોઇ બદમાશે છેડતી કીધી હશે, તેને બરાબર સીકસ્ત અપાવવા એ ઠેઠ પોલીસસ્ટેશને પરોંચેલા! પોલીસ ઇન્સ્પેકટર સાથે કેમ વાત કરવી, તેને કેમ સમજાવવો, જરૂર પડે તો કેવી સીફતથી એને 'પાનસોપારી' આપવાં વગેરે વાતોની બાંધણી એમણે પોલીસસ્ટેશનનાં છેલ્લાં પગથીઆં સુધી મનમાં બાંધી રાખી હતી! પણ કોણ જાણે 'ઇન્સ્પેકટર' સાહેબના ડસ્સાને લીધે કહો કે પછી એમના મગજના, ઉત્તરને બદલે દક્ષિણમાં થઇ ગયલા દિશા-ફેરને લીધે કહો, એમનાથી ત્યાં વાત બરાબર મૂકાઇ શકી નહિ.

'હમારા ઓરતકા ઠઠ્ઠા કીયા સા'બ!'

'અચ્ચા!' સાહેબે આશ્ચર્યથી ડોળા ફાડયા.

'આંખ મારા સા'બ!'

'અચ્ચા!'

'બોટ બદમાશ સા'બ!'

'અચ્ચા!!!'

'ઇનકુ ઇધર પકડ મંગવાવ સાબ!'

'અચ્છા!!!!'

અને એ કમબખ્ત ઇન્સ્પેકટરનો થતો 'અચ્ચા, અચ્ચા'થી આગળ વધતો જ નહિ! સાહેબે તો પહેલાં મંગળભાઇએ જાતે જ પોતાની બૈરીની મશ્કરી કરી હોય તેમ તેને ખુબ ખખડાવી નાખ્યો, પછી મંગળભાઇનો દયામણો બલ્કે હાસ્યદ્યોતક ચ્હેરો જોઇ એણે

ધીમેથી હસતાં હસતાં શીખામણ આપીઃ ‘ડેખો તુમ અઇસા કરો! અઇસા બદમાશકી સાથ તુમ મટ રહો! ઘર ખાલી કરો, પીચે ડેખટા હય કે બદમાશ કીદરસી તુમારા ઓરટકી મશ્કરી કરતા?’

પણ મંગળભાઇ જેનું નામ! સાહેબની વાતથી એ કાંઇ સમજ્યા નહિ! એણે તો બસ જીદ્દજ પકડી કે તે બદમાશને અહીં બોલાવવો અને બની શકે તો એને વગર તપાસે બટ'બે ધકેલી આપવો! આખરે સાહેબને નમવું પડયું! એક સાદા ડ્રેસવાળા સિપાઇને મંગળભાઇ સાથે મોકલી પેલા બદમાશને એણે પકડાવી મંગાવ્યો.

‘ડેખો એ શેઠ બોલટા, તુમને ઇશ્કી ઓરટકું આંખ મારા. અઇસા કામ કરતા, અચ્છા આદમી હોકર?’

‘નૈ સા'બ! આંખ નહિ મારા! એ તો હમારા આંખમેં કચરા ઘુસી ગયા'તા, તે હમ આંખ ચોળતા'તા! આંખ નૈ મારા સા'બ! કોન બોલતા કે આંખ મારા?’

‘અચ્છા, અચ્છા, જાઓ અબી અઇસી બદમાશી મટ કરો. જાઓ. ખબરડાર જો અબી કોઇ વખટ આંખ મારા ટો!’

અને આમ બન્ને પક્ષ વચ્ચે ‘ઇનીસ્પેકટર’ સાહેબ ‘એમીકેબલ સેટલમેન્ટ’ કરાવી દેવાથી મામલો આગળ જતાં અટકયો! નહિ તો ‘મંગળભાઇ યુધ્ધે ચડયા’ એમ છાપામાં તમે જરૂર વાંચ્યું હોત!

મંગળભાઇને ત્યાં કોઇ ઘરઘાટી ટકતો નહિ. છુટક કામ કરનારો ઘાટી પણ ‘બાઇચી લઇ કીટકીટ!’ એમ કરી મોં માગ્યા પગારે પણ રહેવા ના પાડતો. ઘાટીઓના સંપને લીધે એક ઘાટી બીજા ઘાટીને ‘બાઇચી કીટકીટ'ના બારામાં ચેતેલો જ રાખતો! પરિણામે મીસીસ મંગળભાઇને વર્ષના નવ મહિના ઘાટી વગર જ ચલાવી લેવું પડતું.

અમારા માળાની પચરંગી વસ્તીમાંયે બીજા માળવાળો કાળુરામ મુલતાની ભાત પાડતો હતો. દેશમાંથી એકાદ ‘ઢાંચરૂં’ ઉપાડી લાવી

તેણે મુંબાઇમાં ઘર માંડ્યું હતું. બે ઓરડીઓમાંથી એક ઓરડી એણે ભાડે આપી દીધી હતી, અને બીજી બાળ વગરની ઓરડી એ લગભગ મુફતમાં વાપરતો હતો. એનું રસોડું કહો તો એ, અને દીવાનખાનું કે જનાનખાનું કહો તોયે એ! એની અતિશય ગંદી રહેણીકરણીને લીધે એને કોઇ પાયખાનું કહે તો તેનીયે ના નહિ! આ માણસ દાદર આગળ રાતની વખત કે એકદમ પરોઢીએ લઘુ-શંકા કે દીર્ઘશંકા કરતો, થુંકતો અને એટલો બધો ગંદવાડ કરી બીજા પાડોશીઓને એ ત્રાસસમાન થઇ પડ્યો હતો કે આખા માળાના ભાડુતો એને કઢાડવામાં રાજી હતા. દાદર આગળ ખાટલો નાખી એ કમબખ્ત નાનીશી પોતડી પહેરી ખુશાલ ઝગરે સૂતો. એને બીજાની લાગણીની જરાયે દરકાર ન હતી. ભાડા સિવાય બીજી કશી વાતની જેને લેવાદેવા નથી એવો ઘરધણી પણ આ બાબતની ભાડુતોની ફરિયાદ સાંભળતો નહિ. બહુ થાય તો બીલ ઉઘરાવનાર ભૈયાજી પાસે જરાતરા દમદાટી કરાવતો! શહેરસુધરાઇના ઇન્સ્પેકટરને પણ અરજી થઇ કે તરત જ ત્યાં આવી ગંદવાડ જોઇ જવાની અને ઘરધણીને એ બાબતની નોટીસ આપવાની ફુરસદ થોડી હતી! કદાચ અરજીનો અમલ થાય તો થોડા દિવસ ઠીક ચાલે ને પાછા એ ભગવાન એના એ! પણ એક દિવસ અણચિંતવ્યું આ મુલતાની કાળુરામનું કાસળ તેના ખરા અર્થમાં ઠંડે પાણીએ પત્યું! આ નાટકમાં પણ મંગળભાઇનાં વહુ જ મુખ્ય પાર્ટ ભજવતાં હોવાને લીધે અહીં તેનો ઉલ્લેખ કરવો પડ્યો છે. તમને યાદ હશે કે મુંબ-ઇમાં પાણીની વિટંબણાના વખતમાં ભાડુતોને છેક તળમજલેથી પાણી ઉપર ચઢાવવું પડતું હતું. સવારના વહેલા ઉઠીને 'ચાલોને સહીઅર હસતાં રમતાં જળ ભરવાને જઇએ રે!' એમ રાસડા લેતાં બૈરાંઓ કે ભાયડાઓ વખતસર પાણી ભરી લેવાનું ચૂક્યાં, તો પાણી વગરનો સુક્કો દિવસજ જવાનો સોદો હતો! આવા યુદ્ધના દિવસોમાં સૌની જેમ મીસીસ મંગળભાઇને નશીબે

પણ 'દિધડાભર પાણી' લાવવાનું ચોંટેલું, તે કામ એવણ 'જળભર નયનાં'થી ઉકેલતા એ તો ખરૂં, પણ એક દિવસ કંટાળ્યા. અધુરામાં પૂરો કાળુરામ મુલતાની પણ છોટુંશું પંચીઉં પહેરી દાદર આગળ અડફટમાં આવી જવાય એમ ખાટલો નાખી બેશરમ રીતે ઘોરતો પડયો હતો ! કેમ જાણે એ કમબખ્તને લીધે જ મુંબઇમાં પાણીની તાણ પડી ગઇ હોયની, તેમ 'આઇનો ખાર બાઈ પર' કહાડતાં મીસીસ મંગળભાઇએ તો જાણતાં કે પછી ખાટલાની અડફટમાં આવી જવાથી અજાણતાં માટીની પાણી ભરવાની ગોળી અર્ધનગ્ન કાળુરામ પર ઠબકારી દીધી ! ધરતીકંપ થયો કે જ્વાળામુખી ફાટયો, એ વાતનો નિર્ણય કરી પોતીઉં સમાલી કાળુરામ બેઠો થાય તે પહેલાં તો મીસીસ મંગળભાઇએ આખો માળો સાંભળે એમ પોક મૂકી: 'મૂવા બેશરમ, મૂવા નટખટ, મુવા બૈરા માનુસકુ એકલા જોઇને લૂગડા ખેંચતા તે મૂવા હું તો તારી મા થાઉં ! મૂવા ફાટી મૂવા ! ઓ બાપરે ! અરે કોઇ આવો, મને છોડાવો !'

મીસીસ મંગળભાઇનો ધોધારી ઘાંટો સાંભળી આખા માળાના, રસ્તે ચાલતા ને પાડોશના માળાના લોકો ત્યાં ભેગા થઇ ગયા. લોકોને તો એ જ જોઇતું હતું.

'શાળા બદમાશ, ઓરત લોકકી મશ્કરી કરતા ?' એમ કહી લોકોએ તો આઘુંપાછું જોયા વગર કાલુરામને અચ્છી રીતે પીટી નાખ્યો ! આખરે તેને તે દિવસે ત્યાંથી ખાલી કરવાનું એણે વચન આપ્યું ત્યારે જ લોકોએ એને છોડયો. ધાંધલ જોઇ પોલીસ આવી ત્યારે તો 'આગ કાબુમાં આવી ગઇ હતી !' ગંદા માણસો જેટલા નફ્ટ હોય છે તેટલા જ બહુધા બ્હીકણ પણ હોય છે. વળી ગુન્હો રાંક છે. એટલે કાળુરામે 'તીન પાંચ' કરવા કરતાં ત્યાંથી 'ફેમીલી' સાથે ગચ્છંતિ કરવામાં જ સલામતી જોઇ! પણ કાળુરામ ગયો એટલે માળાના ભાડુતોને નિરાંત થઇ એમ કોઇ ન માને. પહેલાના

સમયમાં તો ઘરવાળા ભાડુતના સંબંધમાં ખાસ ચોકસી કરી પછી જ ઓરડી ભાડે સોંપતા; નહિ તો તે ખાલી રાખતા; પણ આજના 'આટા તોલ ડીકરી જલતી હય' ના જમાનામાં ઘણાખરા ઘરધણીઓ આવી ભાડુતના સંબંધમાં ચોકસી કરવાની દુગ્ધામાં ઉતરતા જ નથી; એટલે ગમે તેવા લાંઠ, વંઢા, માંસમદિરા ખાવા પીવાવાળા કે શંકાશીલ ચારિત્રવાળા માણસો માળામાં પોતાનો અડ્ડો જમાવી શકે છે! દુર્ભાગ્યે કોઇ ગૃહસ્થ માણસો તે માળામાં ભાડુત તરીકે વસતા હોય, તેને આવા–'ગામના ઉતાર' જેવા–માણસો મૂગો ત્રાસ આપી શકે છે. જેમ રાજાના કુંવરે બીખારીને ભૂખે મરતો જોઇ કહ્યું હતું કે 'તે આખાં ખાજાં નહિ તો ખાજાંનો ભૂકો ખાઇને કેમ જીવતો નથી?' તેમ કોઇ ગાડી ઘોડા મોટર ને વાડીવજીફાવાળા શેઠીઆઓ ઉપર્યુક્ત ત્રાસ વેઠી રહેલા ભાડુતોને માટે કહી નાખે કે આવો ત્રાસ છે તો કોઇ બીજી સારી જગ્યામાં કેમ ટળતા નથી? તો તે બનવાજોગ છે. કારણ આ શેઠીઆઓને ગરીબ પણ આબરૂદાર માણુસોના ગુંજાની ખબર હોતી નથી. એક માળામાં થાળે પડયા પછી જગ્યા ખાલી કરવાના ત્રાસની વાત બાજુએ રાખીએ, તો પણ બીજી સારી જગ્યા પોતાનાં ખિસ્સાંને અનુકૂળ મેળવતાં કેટલાં નવનેજાં ઉતરે છે, તે તો કોઇ અનુભવી જ કહી શકે. એટલે દુઃખે સુખે ગમે તેવો પાડોશ સહી લીધા વિના આવા માળાના ભાડુતોનો છૂટકો હોતો નથી.

એક વખત મચ્છી પકાવતાં એક બંગાળી બાજુની ખોલીમાંથી માથું ફાટી જાય એવી વાસ માળામાં ફેલાઇ રહી; તે જ વખતે ભાડુ ઉઘરાવવા આવેલા ભૈયા આગળ મંગળભાઇએ તે બાબતની 'કમ્પ્લેઇન્ટ' કરી! ભૈયાજીએ શેઠને કહ્યું, એટલે શેઠે તો રોકડું પરખાવ્યું, 'ઓહોહો! નહિ પરવડતું હોય તો ખાલી કરો. શું તમારે લીધે બીજા ખાવાનું છોડી દે!!!'

જો કે મચ્છી પકાવનાર બાબુને, પાડોશીને ત્રાસ ન થાય એમ રાંધવાનું ઘરધણી કહી શકતો હતો—પણુ એ ખરું, કે માલેતુજાર ભાડાખાઉ ઘરધણીને બીજા ભાડુતોની શું પડી છે?

આ જ બાબુ માળામાં સફેદ બુટ પાલીસ કરવાનો બ્લેંકો બનાવતો હતો: તે બદલ તે ઘરધણીને જુજ ભાડું આપતો હતો. તે ચાલીની વચ્ચે બાંકડો રાખી તે પર બ્લેંકો સુકવતો, સાર્વજનિક અગાસીમાં તે ત્યાં બનાવતો, બ્લેંકોની બનાવટમાં વપરાતા ચુનાનું પીપ ખુણામાં રાખતો, ને મંગળભાઇ જેવા કોઇ એને ઠેર ઠેર ચુનો ચુનો કરવાની ના પાડતા તો તે ડોળા તતડાવી તે કામ કરવા બદલ પોતે ભાડું ભરે છે એમ કહી ઘરધણીની ભાડાચિઠ્ઠી બતાવતો! આ બાબતની ઘરધણી તરફથી કાંઇ પણ અટકાયત નહિ થવાથી આખરે એ બાબુને યે મીસીસ મંગળભાઇએ બ્લેંકો બનાવતાં ભુલાવી દીધેલો! એક અમાવાસ્યાની મધ્યરાત્રિના શુભ ચોઘડીએ મીસીસ મંગળભાઇ ઉઠયાં! ધીમેશથી જેમ બ્લેંકો તથા તે બનાવવાનો સરસામાન અગાસીમાં પડયો હતો તે સર્વ વગર ખખડાટે ગુપચૂપ એકઠો કીધો ને અગાસીની પાછળ આવેલી ગટરમાં ધડુમ કરતો કે પધરાવી દીધો, ને પછી આઘુંપાછું જોયા વગર મુઠ્ઠીવાળીને નાઠાં ને ઘરમાં આવી સુઇ ગયાં! બીજે દિવસે સવારે બ્લેંકોનું આમ ઘમસાણ નીકળેલું જોઇને, બાબુજીને બરડે પાણી તો ઉતર્યાં પણ કહે કોને? આખર તે જ દિને બાબુજીને બ્લેંકો બનાવવાના કારખાનાને લાયકની જગ્યા ખેતવાડીની સાતમી ગલીમાં આવેલા એક ઘોડાના તબેલામાં મળી આવી, એટલે એમણે પોતાના કીમતી 'ફરનીચર' સાથે ત્યાં 'શીફ્ટ' કીધું!

આમ મીસીસ મંગળભાઇ અનેક વેળા પોતાની સીફતભરી હોંશિયારીથી ભાડુતોનો ત્રાસ ઓછો તો કરતાં, પણ તેથી મંગળ-

ભાઈને નિશ્ચિંતતા રહેતી એમ કોઈ ન માને. કારણ બૈરીએ ઉભી કરેલી શૂલ એમને ભોંકાયા વિના રહેતી નહિ. આડોશપાડોશના ઝઘડામાં એને મીસીસના વતી વગર લેવેદેવે સંડોવાવું પડતું અને કોઈ વખત તો આવા ખુશનુમા ઝઘડાઓને પરિણામે એ ભલા માણસને 'ગોળપાપડી' ખાવાની લહેઝત કમને ચાખી લેવી પડતી! આખરે એ બિચારાએ આ દેહથી અને દુનિયાથી કંટાળી અવસાન પ્રાપ્ત કર્યું ત્યારે જ એના આત્માને નિરાંત વળી!



# પ્ર વી ણ ભા ઈ

મુંબઇના જીવનરહસ્યમાં મંગળભાઇ પછી બીજી દૃષ્ટિ પ્રવીણચંદ્ર ઉપર પડે છે. અમારા એ પાડોશી વિલાયત, અમેરિકા ઇત્યાદિ દેશોમાં ઘુમી આવ્યા હતા અને અમારા માળામાં વિલાયતી ઢબે રહેનારા જુઓ તો એ એકલા જ હતા. એમનાં પત્નીશ્રી વિજળીગૌરી મેટ્રીક સુધી શીખેલાં હતાં. પતિના સુધરેલા વિચારો સાથે એમનો સહમત હતો, એટલે એમનું દંપતીજીવન તો ઠીક ઠીક સુખી કહેવાય; પણ ગૃહજીવન માટે એમ કહેવાય નહિ! આમાં કદાચ તમને વદતોવ્યાઘાત દોષ જેવું કંઇક લાગશે, પણ આ આખો લેખ વાંચ્યા પછી મારું આ કથન વાજબી ઠરશે એમ હું માનું છું.

'કેમ પ્રવીણભાઇ! બેઠા છો કે?' એમ કહી એક દિવસ મને કંઇ ગમતું નહિ હતું એટલે વિનોદાર્થે એમની રૂમમાં જઇ મેં પૂછ્યું.

'વિલાયતમાં લોકો બીજાની રૂમમાં આમ રજા વગર દાખલ થતા નથી! ત્યાં એ 'એટીકેટ' ની વિરૂદ્ધ ગણાય છે!' આવકાર આપવાને બદલે પ્રવીણભાઇએ તો મને વિલાયતી એટીકેટસર ભાષણ આપ્યું. હું ખીસીઆણો તો પડી ગયો પણ કંઇ બોલ્યો નહિ. જાણે કંઇ બન્યું જ નથી એમ હું એક ખુરસી પર ગોઠવાયો.

'આજ કાંઇ આપ હજી બહાર ફરવા ગયા નથી લાગતા!' મેં મૌન તોડયું.

'કોઇના કામમાં માથું મારવું એ પાશ્ચાત્ય દેશોમાં વિવેકવિરૂદ્ધ ગણાય છે!' પ્રવીણચંદ્રે તો જાણે મને સ્પષ્ટ રીતે તોડવાનો જ વિચાર કીધો હોય તેમ જવાબ દીધો. હું સમજી ગયો, પણ

જાણે. નજીવી વાત થઇ હોય તેમ મેં પાછું પૂછયું, 'હેં પ્રવીણભાઇ! આજ સવારના એ શું છમકલું થયું ?'

'એમાં છમકલું શાનું ? આ મારાં 'વાઇફ' જરા 'મન્થલી કોર્સ'માં હતાં; તેને પાડોશની મંછીગવરીનું લુગડું અડી ગયુ, તેમાં તો એ કુતરાની માફક ભસવા મંડી પડી ! વિલાયત અમેરિકા જેવા સુધરેલા દેશોમાં આ 'મન્થલી કોર્સ' પાળવાનો જંગલી રિવાજ કયાંયે નથી!' પ્રવીણભાઇએ વાતે ચડતાં કહ્યું.

'પણ હિંદુ ધર્મશાસ્ત્રોમાં'—

'અરે ડેમ ચોર ધરમશાસ્તર! નવરા બામણાઓને કંઇ ધંધો જોઇએને ! એટલે એમણે તો લીધું લાકડું અને ફાધું મેરૈયુ ! સુધરેલી પ્રજા એ ધતીંગમાં જરાયે માનતી નથી. They are not the worse for it, you see !' પ્રવીણભાઇ ખીલ્યા.

'અરે પણ જરા તો મર્યાદા પાળવી જાઇએને ? તમે ભલે એ ન પાળો પણ જે પાળતા હોય, તેની લાગણીનો તો તમારા જેવા વિદ્વાન માણસે જરૂર વિચાર કરવો જોઇએ! એ તો ઠીક, પણ વિજળીબેનને કંઇ નહિ તો એક માસમાં ત્રણ દિવસ તો કામકાજમાંથી મુક્ત રાખવાં જોઇએ. જુઓને એમનો ચેરો કેવો ફીકકો પડતો જાય છે.' મેં જરા હિમ્મત પકડી વાત ઉકેલી.

'ચેરો ! ફીકકો ! અને આપણું હિંદુ બૈરાંઓના ચેરા વળી કિયે દિવસે ગુલાબી હતા જે ! બાળલગ્નો, વૃદ્ધલગ્નો, વિધવાવિવાહની બંધી, અસ્પૃશ્યતા ! અરે હિંદુધર્મના વહેમો તે શા ગણાવું ને શા નહિ, તેમાં વળી આ અડકાયામાં નહિ સ્પર્શ કરી શકાય તેવી ચીજોની શાસ્ત્રીય ટીપ ! તમારા રામ જુઓ, યુધિષ્ઠિર જુઓ, નળ જુઓ ! છે કોઇમાં ભલીવાર ! સ્ત્રીઓને તો તમે છેકજ ગુલામ રાખી છે ! Ah me !' કહી પ્રવીણભાઇએ ખુરસીપર ડોકી નાખી દીધી.

'પ્રવીણભાઇ! આ કોઇએ ચીજ આપના કે આપનાં પત્નીશ્રીનાં શરીરની ખીલવણીને આડે આવી નથી. માની લો કે આ બધા વહેમોને લીધે હિંદુસંસાર નિસ્તેજ થઇ ગયો છે, તો તમારા જેવા આ બધા વહેમોને તિલાંજલિ આપનારા ગૃહસ્થો પૈકી કોઇ કંઇ કેમ બહાદુરી બતાવતા નથી?"

'કેમ બતાવતા નથી? 'પ્રબોધચંદ્ર રોચે તે દિવસે ગવર્નરનો કેવો ઝાડીઓ કહાડી નાખ્યો તે જોયું નહિ! તમે લોકો તો ખાલી દંડાબાજી કરી જાણો, બુદ્ધિના પ્રદેશમાં તમારો અહ્યાયો!

આ માણસ પર મને દાઝ તો એવી ચડી કે ત્યાંને ત્યાં એનો ખુરદો કરી નાખું! કેવી જંગલી જેવી વાતો કરી રહ્યો છે છતાં એ અમાગ જેવા હિંદુઓને જંગલી ઠરાવવા મથે છે! 'હિન્દુઓને ન્હાતાં આવડતું નથી, સ્વચ્છતા પાળતાં આવડતી નથી! હિન્દુ સ્ત્રીઓ ગંદી, ફુવડ, અભણ, આળસુ, વ્યભિચારી અને શું નહિ? હિન્દુના આદર્શ પુરૂષો સ્ત્રીસન્માનની દૃષ્ટિથી રહિત અને વ્યભિચારી? ત્યારે બીજી બાજુ સુધરેલા દેશો જુઓ! લોકો કેવા ચોખ્ખા, સુઘડ, પવિત્ર! એ લોકોનાં શરીર જુઓ, કેવાં મજબુત! સ્ત્રીઓ પણ કેવી ચબરાક અને તન્દુરસ્ત. લોકોની શાંત ભોજનવ્યવસ્થા જુઓ! આપણી ન્યાતની પતવાળી દડીઆ તેમજ ભજીયાં માટેની મારામારી જુઓ! એ લોકોની મૈયત જુઓ, તેની સાથે આપણી બાળવાની ને ઉછાળતાં ઉછાળતાં ખાટલી લઇ જવાની મૈયત સરખાવો! આપણા કલહ, કજીઆ કંકાસ જુઓ! નથી લાગતું કે આપણે માણસ તરીકે પણ જીવવાને લાયક નથી? નથી લાગતું કે આપણે સ્વરાજ્ય ભોગવવાને લાયક જ નથી?'

આ તેમજ આવા સર્વ વિચારો પ્રવીણચંદ્ર જેવા જુવાનના મગજમાં ઠસોઠસ ભરાયા હતા! ખરી વાત એ છે કે આ યુવાનને કે આવી કોઇ યુવતીને આચાર વિચારે આવું મગજમાં ઠસી ગયા

પછી, હિન્દુ રહેવું ગમે જ નહિ! આપણી અપૂર્ણતાઓ માટે બચાવ હોઇ શકે જ નહિ, એને તો મીટાવે જ છૂટકો! પણ જ્યારે ને ત્યારે, વખત બેવખત, હિન્દુસ્થાન જેવા અનેક પ્રકારના લોકોથી વસાયલા અફાટ મુલકમાં, યુવાનમગજ આગળ એ અપૂર્ણતાઓ જ ધરી રાખવામાં આવે; આપણામાં જ બધો બુદ્ધિનો સમુદ્દર ઠલવાઇ ગયો છે એમ સમજી આપણે જ કાટલે તોળી હિન્દુઓના પ્રત્યેક રીતરિવાજની અપમાનકારક ભાષામાં છેડતી કરવામાં આવે ત્યારે તો એમ જરૂર લાગે કે હવે તો હદ થાય છે! ડગલે ને પગલે હિંદુઓને જંગલી અને પાશ્ચાત્યોને સુધરેલા ઠરાવતા જોઇ પ્રવીણચંદ્ર સાથે બહુ મેળ નહિ બેસે, ધારી હું ઉઠયો, હું તો અણગમતો જ પરોણો હતો એટલે મારા ઉઠવાથી એમને નિરાંત થઇ; પણ આ વિલાયતી મુડદાના મ્હોંડામાં એના જ બોલો પાછા મારવાનો મેં નિશ્ચય કીધો.

અમારા જ માળામાં કુબેરદાસ ગોલારાણા નામના એક સુરતી રહેતા હતા. તે બહુ જ ટીખળી હતા. એમને સાધી આ આચાર વિચારે યુરોપી થઇ ગયલા પ્રવીણભાઇને બને તો સુધારવાનો અને ન સુધરે તો અમારા માળામાંથી ભગાડવાનો મેં વિચાર કીધો. પ્રવીણભાઇ અમ જેવા જંગલી હિન્દુસ્થાનીઓ સાથે બહુ ભેળાતા નહિ એટલે અમારા જેવી પાંજરાપોળમાં કોણ કયાં રહે છે તેની એમને ખબર હતી નહિ. એક દિવસ લાગ જોઇને અમે બન્ને પ્રવીણભાઇની રૂમમાં ઘુસ્યા. ખુરસી પર ધબ દઇને ઝીકાતા ગોલારાણા બોલ્યાઃ 'ગુદ મોરનીંગ પરવીનભાઇ! ગુદ મોરનીંગ વીજળીબ્હેન!'

'મારાં વાઇફનું નામ વિદ્યુતબ્હેન છે, વીજળી નહિ! તમે લોકો—'

'જંગલી! ઓયસ! પરવીનભાઇ! ગીએ વરહે ઉં વેલાટ ગીએલો તારે જોયલું તો તેંયાના લોક તો કેવા વિવેકી! કોઇ આપરે તેંયા આઇવું હોય તો બૈરાં બધાં કેવાં હપહપ હેકીન કરવા મંડી પરે

ને આ તમારાં વીજળીબ્હેન તો ત્હાર ત્હારના મારી હામું જ જોયા કરે! હું મારા ભૈ!' ગોલારાણાએ ફારસ ભજવવો શરૂ કર્યો.

'આી તરફનું આવું અપમાન હું ખમી શકીશ નહિ!' કહી પ્રવીણભાઇ વીફર્યા; પણ ગોલારાણાની બલારાત! એમણે તો 'પંપીંગ' ચાલુ જ રાખ્યું:

'અને હું વીજળીબ્હેન! આ બધો મેલા કપડાનો ઢગલો અને આ વગર વીછરેલા ચ્હાના પીઆલા રકાબી અને આ એંઠાં વાહણ ને આ બધાં જાળાં. મારો હાળો તમારો ધાટી કૈં ઉપડો લાગેછ! પ્હોર હાલ ઉં અમેરિકા ગીએલો તૈંયા તો બૈરીઓ બધી કેવી ચબરાક? હાથે હાથે બધું કલ્લાખે ને બધી ઢુંબ્બા જેવી લાગે! ઘરમાં પણ હફાઇ એવી કે આમ જાને બેઘરી જોયા જ કરીએ! હું મારા ભૈ!'–

'Shut up please। તમારા જેવા—

'બદમાશ?'

'yes! તમારા જેવા બદમાશને તો ઘરપ્રવેશના ચાર્જથી પકડાવવા જોઇએ.'

'એ હું કે'ઉં પરવીન ભૈને! પોર હાલ હું જર્મની ગીએલો તૈંયાં એક માણહે બીજા માણહને 'ડેમ ફુલ' કે'યલો! એટલે પેલા માણહે તો ચીરમાં ને ચીરમાં તેને આમ ફુલાવર વાઝ ઠોકેલું!' એમ કહી ગોલારાણાએ તો ટેબલ પરથી પીત્તળનું ફ્લાવર વોઝ ઉંચકીને જોરથી જમીન પર પટક્યું! વિજળી વિજળીની વેગે રસોડામાં નાઠાં! પ્રવીણભાઈ લાલપીળા થઇ ગયા! મામલો વધુ વીફરે તે પહેલાં હું ગોલારાણાને લઇ સટકી ગયો.

આ છેડતીની વાત ધીમે ધીમે આખા માળામાં પ્રસરી! પ્રવીણચંદ્રના નામની ટાઢક રાખનારા પાડોશીઓ એ વાત સાંભળી ખુશી થયા. વિજળી બેન ભણેલાં પણ ગણેલાં નહિ! પ્રવીણભાઇનો પગાર કંઇ મોટો નહિ હતો કે રસોઇઓ રાખે, પણ એમને ત્યાં ઘરઘાટી

તો હતો જ. મુંબઇના ઘરઘાટીઓ હાડકાંના ભાગેલા શેઠીઆઓને કેવા હથેળીમાં નચાવે છે, તેનો જેને અનુભવ હશે તે તો, ઘાટીની ગેરહાજરીમાં આ 'વિલાયતી' દમ્પતીની શી દશા થતી હશે તેનો ખ્યાલ કરી શકશે. વિજળીબેન બિચારાં શું કરે? એ નવલકથા ને માસિકોની વાર્તાઓ વાંચે, જાહેર ભાષણો સાંભળવા જાય કે ઘરકામ સંભાળે? કેવળ અંગ્રેજી અક્ષરજ્ઞાન અને ઘરકામમાં બહુ ઉપયોગી નહિ થઇ પડે એવી વાહિયાત કેળવણી પાછળ એમનો દેહ ઘસાઇ ગયો હતો; અધુરામાં પૂરૂં વિલાયતી બનેલા પ્રવીણચંદ્રને કાંઇ ઘરનાં જાળાં પાડતી કે ખમીસના કોલરને અસ્તરી મારતી ઘાટણ–ગુલામડી –દાસી જેવી હિંદુ સ્ત્રી નહિ જોઇતી હતી, એમને તો સરસ્વતીચંદ્રની કુમુદ કે કુસુમ જોઇતી હતી; એમને તો નવલકથામાં વાંચેલી કેવળ કલ્પનાપ્રદેશમાં રમ્ય લાગતી કોઇ પુતળી જોઇતી હતી અને એમના નશીબે તેવી એમને મળી પણ રહી હતી. વિજળીબેન! તમારા ટેંટિયા જેવા શરીર માટે કે ઘરકામની બીન આવડત માટે તમને તે અમે શો ઠપકો આપીએ! અમારા મગજ પર આ જાહેરખબરના જનાનામાં એવું ઠાંસી ઠાંસીને ઠસાવવામાં આવ્યું છે કે હિંદુ સાસુ એટલે ચંડિકા અને વહુ એટલે સવારથી તે સાંજ સુધી ગદ્ધાવૈતરૂ કરતી બિચારી ગાય! હિંદુસંસારમાં સ્ત્રીઓને તો રોવાનું જ! માટે સ્ત્રીઓને કેળવણી આપો–અને કેળવણી એટલે તો અંગ્રેજી જ! એટલે અમે તમારા પર પરદેશી કૃત્રિમ કેળવણીનો ભાર લાદવા માંડયો. તમારાં શરીર તૂટયાં! અમે કહ્યું: એમાં પણ હિંદુઓના બાળલગ્નનો દોષ. તમે ઉંદરડાઓ જન્માવી મરવા કે માંદા પડવા મંડયા! અમે કહ્યું, ઓહો! અહીંની અભણ દાયણોને સુવાવડ કરાવતાં જ કયાં આવડે છે! પૈસેટકે ખુવાર ભલે થાઓ, પણ હિંદુ પ્રકૃતિને નહિ માફક આવે એવી પરદેશી દવાઓ તે માફક જ આવે એમ માની ખાઓ. 'બેબીવીક' ભરી આપણી રૂઢિઓનાં બંધન તોડી નવી પદ્ધતિથી સુવાવડ કરો. તેમાં આભડછેટનો વહેમ છોડો

અને છતાં ય તમારૂં શરીર ન શુધરે તો તેમાં દોષ તમારી જન્મભૂમિનો ને તમારા હિંદુપણાનો ! શું એ ખરૂં નથી કે Hinduism is Impurities crystaliged in to a system ! વિજળીબેન ! તમારા જેવી સ્ત્રીઓને નહિ ભણાવવામાં મરદોનો સ્વાર્થ ગણાતો હતો ! અમારા વિદ્વાનમાં વિદ્વાન માણસોએ દુનિયામાં ખર્ચાળમાં ખર્ચાળ કેળવણી પોતાની પુત્રીઓને આપી અને પરિણામ !—

ગમે તે થાય પણ પ્રવીણભાઇ ! તમારા જેવા બ્રહ્મરાક્ષસની ખોડ તો ભુલાવવી જ જોઇશે ! આવો મારો નિશ્ચય હોવાથી વિજળીબેનને આઘાત ન પહોંચે એમ મેં પ્રવીણભાઇની છેડતી ચાલુ જ રાખી. એણે તે બદલ પોલીસમાં અરજી કરી. પોલીસમાં મને ઠીક ઠીક ઓળખ હતી એટલે એવી નિર્માલ્ય અરજીઓના ફેંજ શું થાય છે તેની મને સારી રીતે ખબર હતી !

એક દિવસ ગોલારાણાએ એક તાગડો રચ્યો. એક લઠીંગાને શણગારી તેને એણે પ્રવીણભાઇની રૂમમાં મોકલ્યો. યુક્તિ પ્રમાણે કામ પાર પડી બધું ખલાસ થઇ જાય ત્યાં સુધી અમારે નેપથ્યમાં રહેવાનું હતું !

એ લઠીંગાએ પહેલાં તો પ્રવીણભાઇ સાથે સામાન્ય વાતચીત કીધી પણ પછી એની છેડતી શરૂ કરવા માંડી. એણે કબાટની ચાવી લીધી, તે પ્રવીણભાઇના દેખતાં ખોલ્યું અને તેમાં મુકેલાં કીમતી કપડાં વેરવિખેર કરી તે પાછું બંધ કીધું.

'ચોર ! બદમાશ !' પ્રવીણભાઇએ બૂમાબૂમ કીધી; વિજળીબ્હેન સફેદ પુણી જેવાં થઇ જઇ મદદને માટે બહાર દોડયાં. પેલા લઠીંગાએ તો પ્રવીણભાઇ સામે પીસ્તોલ તાકી એટલે આગળ બોલતા પ્રવીણભાઇની જીભ તાળવે ચોંટી ગઇ, વિજળીબ્હેન ધારણા મુજબ અમારી મદદ માગવા આવ્યાં એટલે હું અને ગોલારાણા તરત જ એમની સામે ગયા.

'This Villain ! Rogue ! પૂછતો નથી, ગાછતો નથી ને

ચ–ચ–ચોરી કરે છે! તમે મીસ્ટર જરા એને થોભાવી રાખજો! હું પોલીસને બોલાવી લાઉં!'

'ઉંહું! પેલે વરહે હું વિલાત ગેયલો તેંયાના લોકો તો કોઇ કોઇના કામમાં માથું નૈ મારે! એટલે અમે વિલાતી એટીકેટ વારા માણુસો પયડા તે આ ચાયલા!' એમ કહી ગોલારાણાએ તો મને પાછો ખેંચવા માંડયો.

'અરે ભાઇ! તમને અમારી જરાયે દયા નથી? આમ શું કરો છો? અમારૂં બોલ્યુંચાલ્યું તે આવી વખતે અમારા સામું મારવાનું હોય!' વીજળીબ્હેને કરગરી પડીને અમને કહ્યું.

'વિદુ! તું જા પોલીસને બોલાવી લાવ–નહિ તો ઉભી રહે હું જ જઇને બોલાવી લાવું છું''

એ પામરતા! હિન્દુઓની નિર્માલ્યતા પર ભાષણો ભસતા આ જવાનમાં, પેલા લઠીંગાને થોબડામાં એક બે ધમાવા તાકાત નહિ હતી! અને બિચારાં વિજળીબ્હેનનું તો પૂછવું જ શું? આખરે કશા ખાતર નહિ તો વિજળીબ્હેનને ખાતર મેં પેલા લઠીંગાને કાન પકડી બહાર કાઢયો. પ્રવીણભાઇના જીવમાં જીવ આવ્યો. એટલે તે બોલ્યા, 'many thanks હં કે મીસ્ટર! હિન્દુસ્તાનમાં તો બદમાશો ભર બપોરે છડેચોક ચોરી કરવા આવતાં યે શરમાતા નથી!'

'ઓયસ! પરવીનભાઇ! પોરને હાલ ઉં ઇંગ્લેંડ ગેયલો તેંયાં તો ભાયરા તો બધીના ઉભા ઉભા જોયા કરે, પન મારાં હાળાં બૈરાંઓ જ ચોરને તો પુરો ક'લ્લાખે એવાં જબરાં!

પ્રવીણભાઇ આ માર્મિક કટાક્ષ કંઇક સમજ્યા હોવા જોઇએ; કારણ કે આ બનાવ પછી 'ગરીબ બિચારા' હિંદુઓ અને તેમાં યે ખાસ કરીને અમારા જેવા પાડોશીઓ સાથે તેમનું વર્તન બહુ 'મુલાયમ' રહેવા લાગ્યું!



# સુરતનું જીવનરહસ્ય

મૂળમાં હું સુરતીભાઇ એટલે સુરતની રસિકતા ઇત્યાદિની એક એક પંજાબી મિત્ર આગળ, દેશાભિમાનના આવેશમાં મેં એવી તો તોપ ફેંકેલી, કે તેણે તો જીવનમાં એકાદ વાર પણ સુરત જોવાની ત્યાંને ત્યાં પ્રતિજ્ઞા લીધી! સુરતની મશ્કરી એટલે Irish Humour. સુરતનું જમણ અને કાશીનું મરણ! સુરતની બરફી એટલે જન્નતની હુરી! અને સુરતનો તહેવાર એટલે સાક્ષાત સ્વર્ગમાં એક લટાર! વલ્લાહ! આવી આવી તો એટલી ફુલકણીઓ મેં છોડેલી કે એક વખત તો એના મ્હોંમાં કોગળો થાય એટલું પાણી ભરાઇ ગયેલું! એક દિવસ 'જોધપુરી બ્રીચીસ'માં સજ્જ થઇ એણે મને અણુ-ચિંતવ્યું પૂછ્યું 'જનાબ! આતે હો?

મેં પૂછ્યું 'કહાં કો?'

'તુમારી સુરતકો!'

હવે મેં એમ તો સ્વપ્નમાં પણ નહિ ધારેલું કે આ બેટ્ટીનો બાપ પંજાબી આમ સુરત આવવા એકાએક તૈયાર થઇ જશે. સુરતની રસિકતાની વાતો તો સોળેસોળ આના સાચ્ચી હતી, પણ પેલા કાળમુખા પ્લેગની આમદ પછી, સુરતની સીકલમાં આસમાન જમીનશો તફાવત થઇ ગયો છે, એ વાત એને કહેવાની તો હું દેશાભિમાનની ગરમીમાં સાવ વિસરી ગયલો! પણ હવે શું થાય? કમબખ્તે ઋતુ પણ વરસાદની જ પસંદ કરેલી, એટલે મને તો, 'આવ બલા પકડ ગલા' જેવું થયું! પ્રસંગ ટાળવા મેં આબડ-ગુબડ ખૂબ હાંકયું, પણ એ તો કહે 'ભાઇ સાહબ, ઐસાજ કહ દો ને, કે આપ હમકો સુરત દીખાનેકોહી નહિ ચાહતે હો!

'અચ્છા, ચલો તબ તો' એમ કહી આખરે મારે નોતરામાં બેસવાનું પડયું! સુરત જેવા રસિક શહેરની મુસાફરીએ જવાનું એટલે મારો પંજાબી મિત્ર તો કહે 'ચલો સાહબ ફસ્કલાસમેં!'

પણ બધી મુસાફરી મારે હિસાબે ને જોખમે થવાની હોવાથી, મને તો એની આ શ્રીગણેશમાં જ 'ફસકલાસ'ની વાત સાંભળીને ટાઢીઓ ભેટી પડયો! મેં એને સમજાવ્યો કે મુંબઇથી સુરત કાંઇ બહુ દૂર નથી, તેમ બી. બી. ની ગાડીના ફર્સ્ટ ક્લાસ ને સેકન્ડ ક્લાસની સગવડમાં ઝાઝો ફેર નહિ હતો. એટલે એણે કહ્યું 'તબ તો સેકીન ક્લાસ હી ઠીક હૈ!'

મેં વિચાર તો કરેલો થર્ડક્લાસમાં જવાનો, પણ મુહૂર્તમાંજ મારા પંજાબી દોસ્તે ચોકો વાળી દીધો. એટલે 'સેકીનક્લાસ'માં એનું મામેરૂ લઇ ગયા વિના મારો છૂટકો નહિ હતો. રાતની ફાસ્ટ ગાડીમાં અમે ગ્રાંટરોડથી બેઠા અને એક બે સ્ટેશન જતાં તો એવું 'લંબાવ્યું' કે ઠેઠ સુરત આવ્યું ત્યારે જ અમે ઉઠયા. સ્ટેશને ગાડી આવતાં 'કેમ શેઠ મજુર?' કરતા પોર્ટરો ડબ્બાને ટીંગાઇ વળ્યા. ગાડી ઉભી રહેતાં હું એક પોર્ટરને પૂછું છું, એટલામાં એક ઘાંચણે અમારા બીસ્તરા ડબ્બામાંથી ઉંચકી નીચે પ્લેટફોર્મ પર ગોઠવવા માંડયા એટલે તો પોર્ટર અને ઘાંચણ વચ્ચે ઝામી!

'મુવા ફાટીમુવા! બીસ્તરો તો મેં કા'રી લાખેલો ને તું વચ્ચે કયાંથી પુટી નીકયલો! જો હવે હાથ અરકાયરોકેની તો માથાખા પીટયાને!' એમ સરસ્વતીસ્રોત્ર ભણી ચંડિકાસ્વરૂપ ઘાંચણે પોર્ટરને એક એવો તો ઠોંસો દીધો, કે તે બિચારો એક બીજા ઉતારૂના પોટલાંઓના ઢગલામાં જઇને પડયો. લડાયક ખોપરીના મારા પંજાબી મિત્રને આ દૃશ્ય ખૂબ ગમ્યું. પોર્ટર ઉભો થઇને ઠોંસાનો જવાબ ઠોંસાથી વાળવા જાય છે, ત્યાં તો એણે ઘાંચણ અને પોર્ટર વચ્ચે આડા પડી ઘાંચણને માથે અમારા બીસ્તરા ચઢાવી દીધા.

'અજી સાહબ, આપકે હાંકી ઔરતભી તો કોઈ ચીઝ હય, માશાલ્લા! ઉનકી ઠોંસા દેનેકી તરકીબ દેખકે મગે'તો ખુશ ખુશ હો રહા હું! મેરી તર્ફસે ઇનકો એક આના જયાદા દેના!'

લ્યો ભાઇ! કહી દીધું 'એક આના જ્યાદા દેના!' કહેવત છે કે 'સક્કરમીની જીભ ને અક્કરમીનો ટાંટિયો'! પણ સુરતમાં પગ મૂકતાંજ એને સુરત માટે સારી 'ઇમ્પ્રેશન' થતી જોઇ મારા જેવા સુરતીને સંતોષનો એક ધચરકો આવ્યો. પ્લેટફોર્મપરથી નીચે આવી અમે સામાન એક ભાડુતી ગાડીમાં ગોઠવ્યો, એટલે ગાડીવાળા મિયાં શરબતઅલી બીજા 'ભાડુતની શોધમાં' ઉપડી ગયા. પાએક કલાકમાં ગાડીનો 'હાઉસ' ચીકાર થઈ ગયો, એટલે મિયાં સીધરામની કોચબોક્સપર બેસી ડચ ડચ કરી, ઘોડાનું પુછડું આમળી, સીધરામની છત્રીપર ચાબુક ઝાપટી, ઘોડાને 'ટચુક ટચુક' હાંકી મુક્યો. 'જોયવ્હીલ'ની લહજ્જત જેણે ચાખી હશે, તેને અમારી આ સધરામની મુસાફરીના આનંદનો ખ્યાલ સહેજે આવી રહેશે. આખરે મારૂં ઘર આવ્યું. મારૂં સુરત જવું હમેશાં આમ ઓચિંતું જ થતું હોવાથી, ઘરના માણસોને મારા આવવાથી કાંઇ આશ્ચર્ય થયુ નહિ. હું તો બારણામાં સીધોસટ પેસી ગયો, પણ સાત ફુટની પુરેપુરી લંબાઇના મારા પંજાબી મિત્રનું માથું, એમની મીલીટરી ઢબથી ચાલવાની 'શૈલી'ને લીધે બારસાખ સાથે અફળાયું. ગુરૂમુખી ભાષામાં એકાદ બે મથેડી એમને હવે ઉંટની ચાલે ચાલવાનું સલામતીભર્યું લાગ્યું! પ્રાતઃવિધિ આટોપી વખત થતાં અમે ભોજન લીધું. બબ્બે હાથે કઢીનો વાડકો ઉંચકી ત્રણ ચાર વાટકા કઢી પી જતો એને જોઇ મને આપણા ઘરડાવરડાની કહેવત યાદ આવી કે ખરેખર! 'સુરતનું જમણ ને કાશીનું મરણ!'

મુસાફરીનો થાક ઉતારવા અમે બપોરના વામકુક્ષી કરી લીધી.

સાંજના પાંચેકને સુમારે હું મારા પંજાબી મિત્રને સુરત દેખાડવા નીકળી પડયો; વરસાદની ઋતુ હોવાથી લોકોના ઘરની મોરીનું ગંદું પાણી બહાર રસ્તા ઉપર છૂટતું હોવાથી સુરતની ગલીકુંચીઓના રસ્તાની ગંદકી અને કાદવ કીચડનો સુમાર હતો નહિં: એક બે ગલીઓ તો અમે નાકે રૂમાલ દાબી વટાવી, પણ ત્રીજી ગલી આગળ આવતાં મારા પંજાબી મિત્રનું મોઢું ફાટયું 'અજી યે કયા? સારા શહેર હી કયા જાજરુસે ભરા હુવા હય? યે આપકી સુરતકી રસિ-કતા!' હું શો જવાબ દઉં? મેં ધાર્યું હતું કે ગલીઓની ગલીચી તરફ એનું ધ્યાન વાતમાંને વાતમાં ખેંચાશે નહીં, પણ અમે એક 'કૃષ્ણકુંજ' કુદાવીએ ત્યાં તો બીજી ત્રણ આવીને ઉભી રહે; એટલે એમ કહીએ તો ચાલે કે અમે એ ગલીઓ કાગડાની માફક ભુસકા મારતાં જ વટાવી દીધી, પણ ચોથી ગલીની ગલીચી તો મારા જેવા સુરતીને પણ અસહ્ય હતી.

'યે કયા?' પંજાબીએ કકળીને પૂછયું.

'યે સા'બ હય સરકારી ડીપો!'

'યાને—'

'યાને યે મલમુત્ર છોડનેકા ડીપો હૈ! હાં ઉત્તર, દખ્ખન, પુરબ, પચ્છમ સબ કોનેકા મેલા ઇકઠ્ઠા હોતા હય!'

'અચ્છા?'

'હાં સા'બ!'

'તબ તો ભાઇ યે રસિકતાકા સાક્ષાત અંગારમેસે હમકો બહાર નીકાલ દો!'

આખરે રૂમાલ દાબતા અને નાક નસીંગતા અમે સરિયામ રસ્તાપર આવ્યા ત્યારે અમારો જીવ કંઇક હેઠે બેઠો. રાણીના બાગમાં થઇ નાનપુરા સાઇન્સ સુધીની ખુશનુમા હવામાં લટાર મારી અમે પાછા ફર્યા. આ વખતે મેં બન્યું ત્યાં સુધી ગલીનો રસ્તો

છોડી દીધો હતો, પણ નાણાવટનો સરીયામ રસ્તો પણ ક્યાં ચાંદીની થાળી જેવો હતો જે! લહેરમાં ને લહેરમાં સુરતના 'irish humour' ઉપર ઉહાપોહ કરતા અમે ઘર તરફ આવના હતા ત્યાં તો એક 'ગૃહસ્થ' ના ઘરમાંથી છબાક કરતો કે એંઠવાડો અમારા શરીર પર ઠલવાયો ! મારો પંજાબી દોસ્ત તો રાતો પીળો થઇ ગયો અને મેં એને મહામહેનતે નહિ વાર્યો હોત, તો એણે ત્યાં એકાદનું ખૂન કરી નાખ્યું હોત ! અંધારિયા રસ્તા પર એંઠવાડ કે મળ મૂત્રની ગલીચી કોણે નાખી ને કોણે નહિ તેની શી ખબર પડે ? આખરે લુગડાં ખંખેરતા ને 'ડેમ ફુલ' ની અંગ્રેજીમાં ગાળો ઝાડતા અમે ઘેર આવ્યા, ને બગડેલાં વસ્ત્રો ધોવા નાખી સ્નાન કરી સ્વચ્છ વસ્ત્રો અમે પહેરી લીધાં; એટલામાં પાડોશના ઘરમાંથી એકે પુછ્યું: 'અપલા નેમચંદ ? વાલુ પાની કયરાં કે ?'

'યે કયા પૂછતા હૈ સાહબ'! પંજાબી મિત્રે પુછ્યું.

'યે સાબ સુરતકી ખડી બોલીમેં અપના પાડોશકા દોસ્તકુ પૂછતા હય કે રાત્રિકા ભોજન કિયા યા નહિ!'

'અચ્છા ?'

અને હવે તો અમારાથે 'પાટલા નંખાયા.' દુધપુરી, સુરતી રતાળૂનાં ભજીયાં, બે શાક, પાપડ, પાપડી, વડી, ચટણી, ચટણાં, રાયતાં, ને અથાણાંથી ભરેલી ચાંદીની થાળીમાંથી પ્રથમ શું ખાવું ને શું નહિ, તેની વીમાસણમાં મારા પંજાબી મિત્રને પડેલો જોઇ મેંજ આદાકીણ ને સિંધાલુણથી શરુઆત કરી, એટલે એનીયે મુંઝવણ ટળી ને પછી તો એ બબ્બે હાથે ઝાપટવા મંડયો.

'વાલુપાની' થઇ રહ્યા પછી સુવાની વેળા થઇ. એટલે સુરતના રસિક મચ્છરોએ સંગીતના જલસાનો આરંભ કરી દીધો. રાતના બે ત્રણ વાગ્યા સુધીનો વખત તો આમ મચ્છરોના ગાનતાન વચ્ચે જ 'મઝે'માં પસાર થઇ ગયો. પછી તો અમને બન્નેને એવી ઉંઘ આવી ગઇ

કે છેક સવારના આઠ વાગે ઉઠયા. સુરત મોડું ઉઠે છે અને આળસમાં નહિ પણ આરામમાં જીવન ગુજારે છે; તેનું કારણ કદાચ આ મચ્છરોનાં ગાનતાન પણ હોય! સવારના દાતણ પાણી કરી ચા પી મારો મિત્ર કહે: 'ચલો સાહબ, આતે હો!'

મેં પૂછ્યું: 'કહાં કો?'

એણે કહ્યું: 'બમ્બઈકો!'

'કયોં? આપને તો હજુન સુરત પુરા...'

'અજી દેખ લીઆ! યે આપકા સુરતકી તીન તીન તો રસિકતા ચખ્ખી! અબી ચોથી ચખનેકી મેરી હેસિયત નહિ હૈ!'

'તીન તીન કૌનસી! મેરી સમઝમે નહિ આઇ બાત!'

'વાહ! દેખો એક તો કલ દેખા વો ગવર્નમેન્ટ ડીપો,' દુસરા કલકા 'શાવર બાથ,' ઔર તીસરા સારી રાતકા 'ફ્લાઇ ડાન્સ' હાં! બાકી યાંકા ખાનેપીનેકા અચ્છા! લેકીન અબ તો ઐસી ખાણી પીણી બમ્બૈકી ગુજરાતી લોજમેંબી મીલ સકતી હૈ!'

મને લાગ્યું કે આ પંજાબી 'કાકા'ને મચ્છરોએ ખૂબ રંજાડયો હોવો જોઇએ. મેં તો એને ખૂબ સમજાવ્યો અને કહ્યુ કે રાતના મચ્છરદાનીના ઉપયોગથી આપણને મચ્છરનો ત્રાસ હવે નહિ પડે: પણ એ પંજાબી બચ્ચો માને શાનો? આખરે સુરત આવતાં શરૂઆતમાં જ પોર્ટર અને ધાંચણ વચ્ચેની 'બોકસીંગ મેચ' જોઇ પંજાબી ભાઇ ખુશ થઇ ગયલા, તેને મેં પ્રથમ તો શુભ ચિન્હ ગણેલું, પણ તેનું આમ કરૂણ પર્યવસાન આવેલું જોઇ મેં મનમાં ગાંઠ બાંધી, કે જે કામમાં શ્રી ગણેશમાં જ મારા–મારી, તે કામમાં ઝાઝી ભલીવાર નહિ સમજવી! એટલે અમે તો સુકાં કોપરાં જેવે ડાચે સુરતથી બપોરની ગાડીએ નીકળી પાછા 'બમ્બૈ' આવી ગયા! કહેવત છે કે **'All's well that end's well'**! તે આનું નામ!



# નસીબની લીલા

મારા મિત્ર પ્રોફેસર કેવળરામ એટલે કુતૂહલની સાક્ષાતમૂર્તિ ! દુનિયામાં પેદા થયલી એક પણ ચીજ એવી નહિ હોય કે જે એમને હાથે ચડયા પછી તેનો આખો ઇતિહાસ એ જાણ્યા વગર મૂકે. એનું ચાલે તો એ રસ્તે ચાલતી માછણ ને મચ્છીની વ્યુત્પત્તિથી માંડીને મચ્છીમાં કરવાના વઘાર સુધીની વાત પૂછી લે ! પણ માથે મચ્છીના ટોપલા સાથે દોડી જતી અને ટોપલા માથે ભમતા મચ્છીના સ્વાદિયા કાગડાઓને એક હાથે ખજુરીના ઝાડુથી હાંકી કહાડતી રાકોડી 'ટેક્સ્ચર'ની માછણને રસ્તા વચ્ચે ઉભી રાખી સુક્કી ગંડેરી જેવા પ્રોફેસર કેવળભાઇ કાં તો ઝાડુના મારની બીકે યા તો મચ્છીનો આખો ટોપલો એમનાં 'ખતરે જાન' શરીર ઉપર ઠલવાઇ જવાની બીકે પોતાનું એ બાબતનું કુતૂહલ હજી સુધી સંતોષી શકયા નહિ હતા ! ખયર ! ઇશ્વર જેવા દાતા દુનિયામાં વસે છે તો એક દિવસ મારા એ અભ્યાસી મિત્રની મનોવાંછના સંતોખાયા વગર રહેશે નહિ એવી મારી ખાત્રી હતી. બાકી એટલી વાત ખરી કે એમની આ ટેવને લીધે એ ઘણાંને કંટાળો આપતા અને મને સ્મરણ છે ત્યાં સુધી એક બે વખત તો એમને 'ગોળપાપડી' મળતી સહજમાં રહી ગયલી. આવા માણસોને માન અપમાનની પરવા હોતી નથી. મેં એમને એક બે વાર તો એમની આવી ટેવ મૂકી દેવા મિત્રભાવે સૂચના કરેલી, પણ એમણે તો 'સ્થિત પ્રજ્ઞસ્ય કા ભાષા' કરી શ્રીમદ ભગવદગીતા ઉપર 'લેકચર' આપવાની શરૂઆત કરી, એટલે અઢી કલાક ફોકટમાં જશે ધારી મેં જ એ વાત ઉથલાવી નાખી એમની ગાડી બીજે પાટે વાળેલી !

ગ્રીષ્મ ઋતુની સુંદર સંધ્યા આછી આસમાની રંગની સાડીમાં સજ્જ થઇ નીલવર્ણી આકાશી ભોંયપર તારાટપકીના સાથીઆ પુરી રહી હતી. એવા આલ્હાદક સમયે હું મી૦ ભદાભાઇ મારી —મીસીસ ભદાભાઇની સામે બેસી નેપોલીયન બોર્નાપાટની અદાથી બાફેલા બટાટા છોલી રહ્યો હતો; તે જ અમૃતચોઘડીએ પ્રોફેસર કેવળભાઇની સ્વારી મારી મહોલાતે આવી પહોંચી.

‘ આવો આવો કેવળભાઇ ! આયુષ્ય તો સો વરસનું લાગે છે. હમણાં જ તમને તમારા ભાઇએ સંભાર્યા હતા કે કેવળભાઇ હોત તો આ બટાકા કયારનાય છોલાઇ ગયા હોત. કહેવત છે કે ભલો આવે ભલી વખતે ! લ્યો આ એમ છે ! બાકી તમારે નામે ચડેલા છે તે છોલી નાંખો એટલામાં તમારા ભાઇ આ તપેલીમાં વઘારને માટે તેલ નાખે ! ’

પ્રોફેસર કટાણું મોં કરી બટાકા છોલવા બેઠા એટલે મેં ઉઠીને તપેલીમાં તેલ નાખ્યું. તેલ ગરમ થઇ રહેતાં તેમાં રાઇ મરચાં નાખ્યાં. તેના ફટાકડા ફુટી રહેતાં હીંગ નાખી એટલે કેવળ-ભાઇ પણ બટાકા છોલી સમારી પરવારી રહ્યા હતા તે વાતે ચડયા.

‘હેં ભદાભાઇ, તમને ખબર છે કે આ બટાકાને અંગ્રેજીમાં ‘પોટેટોઝ કેમ કહે છે ?’

‘ના ભાઇ !’

‘વારૂ ત્યારે એની ઉત્પત્તિ કયાં થઇ ? તે હિન્દુસ્તાનમાં કયારે આવ્યા ? કયાંથી આવ્યા ? કયે રસ્તે આવ્યા ? કોણ લાવ્યું વગેરે અત્યંત મહત્વના વિષય ઉપર તમે કાંઇ અજવાળું પાડી શકો એમ છો ?

‘ના ભાઇ !’

‘ઠીક, એની ઉપર ઉહાપોહ કરવાનો આ સમય નથી અને એ બધું હું તમને કહેવા બેસું તે કરતાં તમે પોતે એન–સાઇકલોપીડીઆ–’

‘હવે કેવળભાઇ તમે પણ મારા ભાઇ ! આ વાળુની વેળાએ ‘સાઇકલની પીડા’ કયાં લાવ્યા ? બેસો ઉંચા સરખા થઇને ખુરસી

ઉપર: એટલામાં તમારા ભાઇ જમી લે. પછી જે ગપ્પાં હાંકવાં હોય તે ચોપાટીના બાંકડે બેસી બધી રાત હાંકયા કરજો અને લ્યો; નવરા બેઠા ઉંઘ ન આવે માટે આ થોડા ચોખા આપું છું તે વીણી નાખો !'

તમારા સમ ! મેં તો માન્યું હતું કે મારી 'ધની'ના આ ધડાકાથી પ્રોફેસરના થતા કેવળભાઇ ગચ્છંતિ કરી જશે. પણ નહિ ! એણે તો ખુશાલ જીગરે મીસીસે આપેલા ચોખા વીણવા માંડયા. 'મેં જાણ્યું કે હોસે !'

'ભદાભાઇ ! ચોખા જેવી પવિત્ર ચીઝ આખી દુનિયામાં બીજી કોઇ નહિ હોય. વૈદકશાસ્ત્રમાં એને પુષ્ટિદાયક, શુક્લ અને તુષ્ટિકારક કહ્યા છે. 'ખીછડી કહે મેં આવન જાવન' એટલે કે ખીચડી 'ઇત્તર ઉધર' આવન જાવનમાં પચી જાય એવી હલકી છે, બ્રાહ્મણની પૂજામાં પણ કોઇ ચીઝ રહી હોય તો તે માટે ચોખા મૂકવામાં આવે છે. મદ્રાસી પ્રજા ધર્મિષ્ટ છે તેનું કારણ એ કે એ પ્રજાનો મુખ્ય ખોરાક ભાત છે. જાપાનીઝ અને ચાઈનીઝ પ્રજા મજબૂત એ કારણથી છે કે તે ભાત ખાય છે. આવી ઉપયોગી ચીઝ વીણવા માટે કોણ કદી ના કહે ? ધનભાગ્ય મારાં કે આજે મને ધનભાભીએ—'

'હવે જીભ સંભાળજો હં કે ! મેં તમને કેટલીવાર કહ્યું હશે કે તમારે મને ધનભાભી નહિ કહેવી ! લાવો જોઉં ! ચોખા કેવા વીણ્યા છે તે ? ઓ મા ! આવા તે ચોખા વીણાતા હશે ? આ વીણાયલા ચોખામાં કાંકરી તો બધી એમની એમ છે ! લ્યો આ તમારા ઉજમાળા ભાઈ પણ જમી રહ્યા. સીધાવો એની સાથે દરીયાની ઠંડી લહેરો ખાવા ! આવ્યા છો ત્યારના જીભવાળીને બેઠા નથી તો ! મેં મુઇએ જાણ્યું કે ચોખા વીણવા આપીશ તો 'લપુડી લપ કરતી રહેશે ! '

તમારા સમ! મેં તો ધાર્યું હતું કે મીસીસની આ 'લટક'થી કાંઇ નહિ તો યે પ્રોફેસર સાહેબ હવે સીધાવવાની તૈયારી કરશે. પણ નહિ, એમણે તો ઉલટો વધારે અડંગો જમાવ્યો. 'મેં જાણ્યું કે હોસે!'

'ચંચળ ભાભી! માફ કરજો. આ તો સ્ત્રીયુગ છે એટલે તમ જેવાં ભાભી તરફથી મને બે બોલ મારા હિતને કારણે કડવા કહેવામાં આવે તોયે તે ગુણકારી અને પીડાહારી એળિયાની માફક હું ગટાવી જઇશ. મારા અપરાધની તમે ક્ષમા આપી છે એમ જ્યાં સુધી તમે નહિ કહો ત્યાં સુધી અહીંથી હું ખસનાર નથી.'

ઓ તારી! પ્રોફેસરમાં આવડી પત્થરનેય પીગળાવી નરમ મેંદા જેવો કરી મૂકે તેવી નમ્રતા ક્યી'દાડની! 'મેં જાણ્યું કે હોસે!'

'મારૂં નામ તો ધનીયે નથી ને ચંચળે નથી! ચંચળ તો મારી બેનનું નામ છે!' મીસીસે કહ્યું.

'તમારાં બેન? ચંચળ? હા, હા, હા; તે દિવસે મેં એમને બેંડસ્ટેંડપર જોયાં હતાં ખરાં! મને બહુ લાયક સ્ત્રી લાગ્યાં.'

પ્રોફેસરે કરેલાં મારી શાળીના વખાણનો તો મસ્કો મનેયે લાગી ગયો! ત્યારે એ માટે મારી વહુને ગીલગીલીઆં છુટે એમાં શી નવાઇ? પણ આજે આપણા આ કેવળભાઇ આમ કેમ કરતા હશે! મેં જાણ્યું કે હોસે'

'ઘણાં જ લાયક અને સુશીલ! ત્યાં બાંક ઉપર કેવાં ઠાવકાં થઇને બેઠાં હતાં! કીયો ભાગ્યશાળી પુરૂષ એનો વર હશે?' પ્રોફેસરે 'પાલીસ' ચાલુ રાખી.

'મારી એ બેન તો હજી કુંવારી છે!' મીસીસે કહ્યું.

'મને તો એવણ એમની વય કરતાં ઘણાં નાનાં લાગ્યાં. વીસેક વર્ષનાં —

'ના, ના, હજી સત્તરમું તો હમણાં બેઠું!'

'ખરૂં છે, મેં ધાર્યું જ હતું કે દેખાય છે તેના કરતાં એવણ નાની વયનાં જ હોવા જોઇએ. નહિ તો હજી સુધી કુંવારાં રહે?'

'કુંવારી તો એમ રહી કે મારાં માબાપ તથા ભાઇ સુધરેલા વિચારના છે. બાકી માગાં તો ઘણાં આવે છે; પણ મારા ભાઇ કહે છે કે શી ઉતાવળ છે!'

હવે આ તો મીસીસનું ગપ્પું જ હતું. મારી શાળી સ્વભાવે મારી 'ધની' કરતાં વળી ચાર ચાસણી વધે એવી હતી. એની અને એના આખા ઘરની ખોરી સાખને લીધે તો એ હોલ્લાના 'ચાર ચોખા છંટાતા' નહિ હતા; છતાં 'મેં જાણ્યું કે હોસે!'

'ખરૂં છે! તમારા ભાઇનું કહેવું રાસ્ત છે. વારૂં ત્યારે તમારાં એ ભલાં, સુશીલ અને સદગુણી બેન કાંઇ શીખેલાં ભણેલાં ખરાં કે નહિ?'

'વાહ! કાગળ લખવા જેટલું તો શીખી હતી, પણ હું એની મોટી બેન ભણેલી નહિ એટલે લોકામાં વાત થાય કેની, એ શરમને મારે એ એટલું શીખેલુંયે ભૂલી ગઇ!'

'વાહ! ત્યારે તો એમ કહોની કે એ સાથે લાગાં પરગજુયે છે!'

'તો?'

પ્રોફેસરના કુતૂહલપ્રિય સ્વભાવને લીધે આટલા એ વંટોળિયે ચડયા હશે. એમ ધારી મેં જાણ્યું કે-

'હોસે! પણ કમળા બેન! ધારો કે તમારાં એ બેનને કોઇ મારા જેવો શીખેલો ભણેલો હોશિયાર મૂરતિયો મળી જાય તો તમારા ભાઇને કાંઇ વાંધો આવે ખરો?'

અરે તેચી! ત્યારે બાબત બધી આમ હતી! મને શી ખબર પડે કે ભાઇસાહેબ કોઇ 'સુંદરીની શોધ'માં નીકળી પડયા છે! પણ આમ મારી વહુ હતી તો! પ્રોફેસર જેવા પુનર્લગનિયા ને નાત-

બહારીઆ સાથે પોતાની ગમે તેવી તોય બહેનના વિવાહ કરે એ આ ભવમાં તો બને એમ નહિ હતું; એટલે પ્રોફેસર ભલે જખ મારતા, એમ સમજી 'મેં જાણ્યું કે હોસે!'

'વાહ તમારા જેવો ભણેલોગણેલો માણસ મારી ભણીને ભૂલી ગયેલી બેનને મળે તેમાં વાંધો તો શો હોય પણ તમે તો નાતબહાર—'

'અરે હા રે લક્ષ્મી બહેન! પણ તમારાં બહેન જેવાં ચંચળ અને સુશીલ પત્ની મળી જતાં હોય તો કાલે સવારે દંડ ભરી ન્યાતમાં આવવાની હું ખટપટ કરૂં! બોલો છે વિચાર?'

'વિચાર તો કરીએ, પણ મારી બેન તો લાડકોડમાં ઉછરેલી છે તે એને માટે પાંચ હઝારનું પલ્લું અને ત્રણથી ચાર હઝારના દાગીના હોય તો વાત કાંઇ આગળ કરીએ!'

'અરે વાહરે સીતા બહેન! એ માટે અંદેશો ના રાખતાં. એક બાજુ તમારાં સુશીલ બેન અને બીજી બાજુ તમે કહો છો તે નજીવી રકમ! હું ઉધાર સોદો કરૂં એવો લાસરીઓ નથી.'

'હા, હા હું જાણું છું તો; તમે મરદો તો મૂવા જુઠ્ઠા! આ તમારા ઉજમાળા ભાઇએ મારી વખતે એવી જ મોટી મોટી વાતો કરેલી. એ તો હું ભલી તે એમને એમ બેઠી છું. મારે બદલે કોઇ બીજી હોત કેની તો એણે ઇસ્માઇલજીની કોરટમાં એમને ક્યારનાય ખેંચ્યા હત!' આમ કહી મીસીસે એક ડચકીઉં ખાધું!

મારી 'ધનકુંવર'ની તોપનું મોઢું હવે મારા તરફ ફરતું જોઇ મેં સાવધાનીથી વાત ફેરવવા માંડી.

'હા, કેવળભાઇ! તમારી ઇચ્છા હોય તો ભાવોની હું એ વાત ઉકેલી આપું!' મેં કહ્યું.

'ના રે ભદ્રાભાઇ! એમાં તમારૂં ગજું નહિ. એ તો આ

મારાં શ્યાણું રાધા બેન જ કામ પાર પાડી આપશે.' પ્રોફેસર સમજતા હતા કે 'જંગ જીત્યો રે મેરો કાણીઓજી' ત્યારે મારી 'ધની'ના મનમાં હતું 'પાંઉ ચણે તબ જાણીઓજી'! પણ મારી વહુને આમ કમળા બેનથી માંડીને રાધા બેન સુધીનાં નામો મળી ગયા છતાં એ 'ઉખડી' નહિ, એ આશ્ચર્યની વાત નથી શું? પણ ખરે! ભગવાનની વહુનાં નામ મળતાં હોય તે કોને ન ગમે? ખુશામત તો ખુદાને ય પ્યારી છે! એટલે મેં જાણ્યું કે—

'હાસે! હવે કેવળભાઇ, તમે એમ કરજો: કાલે આ વખતે પાછા અહીં આવજો. એટલામાં હું મારા ભાઇને એ વાત પૂછી બધું નક્કી કરી તમને જણાવીશ. લો બેસો. હમણાં ચા મૂકી દઉં છું.' કોણ જાણે કેમ કેવળભાઇએ 'ચા' પીવાની સાફ ઘસીને ના પાડી, આખરે બહુ લમણાઝીક પછી એ પાણી પી અને પાન-સોપારી ખાઇ ઉઠયા અને ઘેર સીધાવ્યા!

ઓહો! નમ્રતા રાખવાનો ફાયદો તો જુઓ! આપણા પારસી ભાઇઓ તો ક્યારના કહી રહ્યા છે કે 'નમનટાઇનું નીચાન કબુલ કરવે, મોટાઇના ઉચાનપર જવાય છે!' પણ મેં એમ ધારેલું કે નમ્રતા રાખવાથી વગર ખરચે મારી વહુ જેવી ચંડીકા વશ થાય છે એટલું જ નહિ પણ તે ઉપરાંત લલાટમાં લખ્યું હોય તો બાયડી મળવાનો 'ચાનસ' પણ હાથે ચડી જાય છે!

બીજે દિવસે પ્રોફેસર જરા વિશેષ રોફમાં આવ્યા હતા. મારી વહુ હજી પિયરથી પાછી ફરી નહિ હતી એટલે એમની તાઝીમ તવાઝનો બોજો મારે શિર હતો. થોડીએકવાર પછી મેં વાત ઉકેલી: 'પ્રોફેસર ભાઇ! તમારૂં કામ છે એટલે મારાથી દલાલી મંગાય એમ નથી. બાકી બીજાની પાસે એક હજારથી એક દમડી પણ ઓછી કોણ શાળાએ લીધી હોત!'

'ભાઇ, તમારી સુજનતાની મને ખબર છે. પણ હું કોઇનું કરેલું કરાવેલું ભૂલી જાઉં એવો માણસ નથી.'

વાત વધારે રંગ પર ચડે એટલામાં મારી વહુ આવી પહોંચી એટલે પ્રોફેસરે ઉભા થઇને ફ્રેંચ અદાથી એને નમન કર્યું.

'મેં ધાર્યું જ હતું કે રૂખ્મણી બેન હમણાં આવતાં જ હશે, એટલામાં તો તમે આવ્યાં! આયુષવાન લાગો છો!'

'આ તમારી જ વાતમાં આવતાં જરા મોડું થયું.'

'કાંઇ આશા જેવું લાગે છે?'

'આશા તો સત્તર આના છે, પણ દાગીના, કપડાં અને રૂપિયા પહેલા મળવા જોઇએ!'

'ઓહો! એમાં શી મોટી વાત! કાલ સવારના એ બધું અહીં હાજર કરી દઉં, પછી કાંઇ?'

'ના, ના મારે એમાંનું કાંઇ નહિ જોઇએ. તમે તમારે મારા ભાઇને એ આપજો. કાલે હું એને અહીં તેડી લાવીશ.'

મીસીસની 'ચા'એ એક વખત એમને સખત જુલાબ કરાવી નાખેલો તેથી કે કોણ જાણે શાથી પ્રોફેસર કેવળભાઇએ આજે પણ મીસીસના 'ચા'ના આગ્રહને પાછો ઠેલ્યો! બીજે દિવસે એ આવ્યા ત્યારે મારી વહુ તથા શાળો અને શાળી ઘરમાં હાજર હતાં. પ્રોફે-સર સાથે મારી શાળીની દષ્ટોદષ્ટ મળતાં અમાસના ચાંદ જેવી મારી વહુની બહેન નીચું જોઇ ગઇ! એ તો 'પ્રેમબાણ વાગ્યાં હોય તે જાણે!!' થોડી ઘણી અહીં તહીંની વાત પછી ગાડું ઘરડે ચડયું. 'લ્યો ત્યારે આ રૂપીઆ અને ઘરેણાં! તમારી માગણીથી એક પાઇ પણ ઓછી મારે આપવી નથી!'

'લે ભાઇ! આ રૂપીઆ ગણી લે અને દાગીના ચોકસીને ત્યાં અંકાવી લેજે કે પત્યું! એને યે વહેમ રહે નહિ અને આપણે યે વહેમ નહિ!'

મારા શાળાએ નોટોના ચોડા અને દાગીના સંભાળી લીધા. એટલે હું બોલ્યો, 'આને માટે કાંઇ લખતઅખત–'

'જોજો ચીબાવલા થતા! કેવળભાઇને ભરૂંસો ના હોય તો આ એના રૂપિયા અને આ એના દાગીના. હજી તો તેલ પણ છે અને તેલની ધાર પણ છે.'

'અરે નારે હંસા બહેન! એ શું બોલ્યાં! એ દાગીના અને રૂપિયા તો તમારા જ સમજો.'

'એમ તો કાંઇ સમજાય છે? ત્રણ વાર સોગંદથી કહો ત્યારે સાચી વાત મનાય!' મારી વહુએ હસીને કહ્યું.

'હા, હા, સોગંદથી તમારા, તમારા ને તમારા જ છે!'

'ભલે, ત્યારે આજે જાણે શુકરવાર છે. આવતા ભેસ્પતવારે પાછા અહીં આવજો એટલે તમારૂં ન્યાતમાં આવવાનું પણ નક્કી થઇ જશે અને સગપણનો રૂપિયો પણ ન્યાતમાં નોંધાવવાનું નક્કી કરી દઇશું!'

'લ્યો બેહો ત્યારે!' કહી પ્રોફેસર ઉઠયા અને એક તીરછી નજર મારી શાળી તરફ ફેંકી એ વિદાય થયા. બીજા છ દિવસ રહીને ગુરૂવાર આવ્યો અને ગયો પણ પ્રોફેસર કેવળરામની સીકલ અમારે ત્યાં દેખાઇ નહિ. આખરે થડકતે હૃદયે મેં એમની ભાળ કહાડી તો ખબર મળી કે એમના ઉપર દાગીના તેમજ રૂપિયાની ચોરીનું આળ હોવાથી એમને પકડવાનું વોરંટ નીકળ્યું હતું, તેમાંથી છટકવા એ કોઇ નહિ જણાયલા સ્થળે છૂઃ થઇ ગયા હતા. આ

વાતની પાકી ખબર મળતાં અમારે પણ એની મોકાણમાં મુંબાઇ-માંથી ઉચાળા ભરવા પડયા.

'મને એમ થયા જ કરતું હતું કે એ પીટયા પાસે આટલા બધા રૂપિયા આવ્યા કયાંથી?' પ્રોફેસરપર નીકળેલા વોરંટની વાત સાંભળી મીસીસ જરા સૂમ મારી ગયાં હતાં તે પાછાં હોંશિયારીમાં આવતાં બોલ્યાં. દુર દુર ઝાંઝીબારમાં આવી આખરે 'સૌ સારૂં જેનું છેવટ સારૂ' કરી મેં અને મારા શાળાએ પ્રોફેસરની આપેલી મિલ્કત નીમે ભાગે વહેંચી લીધી અને ત્યાં ઠરીઠામ થઇ અમે બન્ને ભાગમાં લવિંગના વેપારમાં પડયા! કોઇ કોઇ વાર નસીબ આમજ લીલું થઇ જાય છેસ્તો !!!



# 'વકીલને વચને'

મારા જૂના દોસ્ત પ્રોફેસર કેવળભાઈને અનેક અખ્તરાઓ પછી માલૂમ પડયું હતું કે એમની ન્યાતમાંથી તો કોઈ એમને કપાળે કન્યા ઠોકે એમ હતું નહિ. એમને હમણા હમણા એ પણ લાગવા માંડયું હતું કે જીવનનાં સારામાં સારાં વર્ષો એમની કુંવારી અવસ્થાને લીધે એળે જતાં હતાં. એમની આવી અવસ્થાના સંબંધમાં મારા જેવો એનો કોઇ જીગરજાન દોસ્ત પ્રશ્ન કરતો તો એઓશ્રી એનો જવાબ ગાયનમાં જ વાળતા કે ભાઇ! 'સાર આ સંસારમાં ન જોયો મેં—બહુ રીતે તપાસતાં સાર આ સંસારમાં ન જોયો'! આમ સંસારપ્રપંચને અસાર સમજતા પ્રોફેસરસાહેબ માટે કોઇ તો એમ જ ધારી લે કે હવે એમના ઘરનો અંધકાર ઉજાળવા એ કોઇ ગૃહિણીનું પાણિગ્રહણ કરે એ અસંભવિત હતું; પણ મારૂં પોતાનું ધારવું તેમ નહિ હતું. આ સંસારમાં સાર નથી અને તેથી એમને તે જોવા ન મળ્યો હોય એ વાત સાવ સાચ્ચી; કિંતુ એનો અર્થ એમ નથી થતો કે પરણવાના કોડ એમને નહિ થતા હોય! આખી દુનિયામાં કોઇની પાસે પણ પેટ ખોલી વાત કરતા હોય તો એ 'પેટ છૂટી' વાત સાંભળવાનું સાન સેવકને હતું; ઇશ્વર પાસે પણ કદી એ પોતાનું 'પેટ છોડતા' હોય એવું મને લાગ્યું નથી. ઉપર્યુક્ત ગીતનો અર્થ એમણે મને તદ્દન ખાનગીમાં પ્રત્યેક શબ્દનું વિવરણ અને ભાષ્ય કરી સમજાવેલો તે પરથી મારી તો ખાત્રી થઇ ચૂકી હતી કે 'ગૃહિણી ગૃહમુચ્યતે' એ સૂત્રાનુસાર એમને પોતાનું ગૃહ કે પોતાની ઓરડી, ખોલી જે કહો તે સર્વ 'બાયડી' વિના સ્મશાનવત્ ભાસતાં હતાં; સંસારની સર્વ લહઝત

પત્ની વિના એમને અસાર લાગતી હતી. તેઓ કહેતા, 'દોસ્તે જીગર ! આ જીવન સ્ત્રી વિના મગરની માફક મોં ફાડી ટગરમગર પસાર કરવું તે કરતાં તો ટગર મગરના 'દગડ' નું જીવન વધારે બહેત્તર !'

હું કહેતો, 'ભાઇ ! ફીકર ના કરો. તમ જેવા નિષ્ણાત પ્રોફેસર આમ એકલવાયા જીવનમાં અટવાઇ જાય તે તમારી ન્યાતને લજ્જા-સ્પદ તો છે જ; પણ ખુદ ઇશ્વર એ વસ્તુ કેમ ચલાવી લેતો હશે તેનો ઉકેલ હું આજ સુધી કરી શક્યો નથી. મારી તો આપને સલાહ છે કે એ બાબતમાં છેવટના ઉપાય તરીકે આપ આપણા હીરાભાઈ વકીલની સલાહ લો અને તે જેમ રસ્તો સુઝાડે તે પ્રમાણે કરો.'

મારી આવી ઉત્તમોત્તમ સલાહને વારંવાર હસી કહાડી અવ-ગણ્યા કરવાનું પરિણામ એ આવ્યું કે એમને અત્યાર સુધી અધમા-ધમ માનસિક દુઃખ ભોગવ્યા કરવું પડયું, પણ આખરે તો પ્રોફેસર કની ! એક દિવસ એમણે પોતાનો નિશ્ચય મારી આગળ જાહેર કર્યો 'બસ એમજ ! હાલના વકીલો તે અસલના બ્રાહ્મણો છે; શાસ્ત્રની વાત બ્રાહ્મણો જાગે તેટલી કાયદાની વાત વકીલો જાણે. તારી આ સલાહ વાજબી છે. ન્યાતનો કાયદો તોડયો હોય તો વકીલની સલાહ લેવી જોઇએ. આપણા બાપદાદા શાસ્ત્રનો કાયદો તોડી તેના પ્રાયશ્ચિતનું નિરાકરણ બ્રાહ્મણ પાસે કરાવતા તેમ કાયદા તોડવાનાં પ્રાયશ્ચિતનું નિરાકરણ આપણે વકીલ પાસે જ કરાવવું જોઇએ. ચાલ, આવે છે ?'

મેં પૂછ્યું, 'ક્યાં ?'

એમણે કહ્યું, 'આપણા હીરાભાઇ વકીલને ત્યાં.' અને અમારૂં 'મેજરૂ' પહોચ્યું હીરાભાઇની ઓફીસમાં ! હીરાભાઇએ હજી હમ-ણાં જ 'મુંડાવ્યુ' હતું એટલે કે સંસ્કારી ભાષામાં કહીએ તો એમણે

'ડબલ ગ્રેજ્યુએટ'ની પરીક્ષા થોડા વખતપર જ પસાર કીધેલી હોઇ એમણે વકાલત કરવ'ની સનદ મેળવી થોડા વખતથી જ 'પ્રેકટીશ' કરવી શરૂ કીધી હતી. એમની ઓફીસ પહેલે માળે હતી. ઓફીસની બરાબર નીચે 'હેઅર કટીંગ સલુન' હતી. તેમણે 'પ્રેકટીસ' શરૂ કરી ત્યારે કોઇ 'હલવાન'નો કેસ તેની પાસે લાવવાની વિનંતિ કરતાં તેમણે પોતાની ઓફીસનું ઠેકાણું આપતાં મને કહ્યું હતું કે 'સલુનના ઉપર સીધા ચાલ્યા આવજો.' તે નિશાની ખોળતા ખોળતા અમે બરાબર એની ઓફીસમાં પહોંચ્યા. 'ઓહો ! પ્રોફેસરસાહેબ ! આવો આવો, તમારાં પગલાં કંઇ અમારે ત્યાં ?' હીરાભાઇ બાંય ચઢાવી ટેબલ લૂછતા હતા તે અટકી જઇ, જાણે કંઇ બન્યું જ નથી તેમ નેપકીનને ટેબલના ખાનામાં ધકેલી દઇ બોલ્યા.

'તમારી પાસે બહુ જ અગત્યની સલાહ લેવા આવ્યા છીએ' પ્રોફેસરે કહ્યું.

'બીરાજો આ ખુરસીપર ! નોકર હમણાં 'સીકલીવ' ઉપર છે તેથી ઓફીસમાં આવી બધી ગેરવ્યવસ્થા થઇ ગઇ છે.' ન પૂછો વાત !' હવે હીરાભાઇએ આ ગપ્પું જ હાંકયું હતું. નોકર રાખ્યો જ નહિ હતો; તોપણ કોઇ વકીલની આબરૂપર હલ્લો કરવા માગતો નહિ હતો તેથી હું ચુપ બેઠો. પ્રોફેસરે વાત ઉકેલી.

'વાત સાહેબ એમ છે કે અમારી ન્યાતમાં કન્યાઓ તો ઘણી છે. તેમ ઉપરાચાપરી મારાપર માગાંઓ ઘણાં આવે છે, પણ તેમાં કોઇ કન્યા ઓછામાં ઓછું કોઇનાં મરણનો તાર વાંચી દે તેટલુંયે અંગ્રેજી ભણેલી નથી! માત્ર રાંધવા સીંધવાનું અને ગુજરાતી લખી વાંચી જાણતી બૈરી પરણીને હું કરૂં શું ? પરણ્યા વગર જ બેસી રહું છું તો તમ જેવા મિત્રો પરણવાની ભ્હેંસ કર્યા કરે છે, આપ તો વકીલ છો, કંઇ રસ્તો સુઝાડશો ?'

હિંદુસ્થાનને 'હોમરૂલ' આપવું કિંવા નહિં તે પ્રશ્નની ચર્ચા પહેલાં 'હાઉસ ઑફ લોર્ડ્ઝ' માં જેટલી ગંભીરતા છવાઇ રહે તેટલીજ ગંભીરતા હીરાભાઇનાં ડાચાંપર આ પ્રશ્નથી છાઇ વળી—પ્રશ્નની ગંભીરતાને લીધે કદાચ નહિ પણ તેમણે પ્રોફેસર સાહેબને કોઇ 'હલવાન' ઘરાક ધારેલા તેને બદલે આ તો સાવ 'મૌલાબખ્ખસ' નીકળી પડયા તેથી! બહુ વિચારને અંતે તેમનું મુખકમળ સહેજ વિકસ્યું. મને લાગ્યું, 'વકીલને કંઇ રસ્તો જડયો ખરો.'

'જુઓની પ્રોફેસરસાહેબ! જાણે આ સવાલ સામાજિક છે તેમાં વકીલ શી સલાહ આપી શકે? છતાં શારદા બિલ અને હરિસિંઘ ગૌર બીલ વગેરે બીલોને લીધે આ 'ક્વેશ્ચન' ન્યાતોના હાથમાંથી સરકી વકીલોના 'સ્ફીઅર'માં આવતો જાય છે તેની હું ના પાડી શકતો નથી. હવે હું આપને આ બાબતની સલાહ આપું તે પહેલાં મને પૂછવાની રજા આપશો કે મારી પાસે આવવાની સલાહ આપને કોણે આપેલી?'

આ પ્રશ્ન હીરાભાઇએ કદાચ એ ધારણાથી કીધો હોય કે તેમને ત્યાં પ્રોફેસરસાહેબને ઉંચકી લાવનાર કોઇ દલાલના કમીશનનો સવાલ હોય તો તેમની સલાહ આપવાની 'ફી' માં તેટલો વધારો કરીનેજ ને 'ફી' ની વાત છેડે! બાકી તો વકીલના મનની વાત પ્રભુયે ન જાણી શકે ત્યારે મારા જેવો પામર જીવ તો કયાંથી જ જાણે? પણ મારી ધારણા ખરી હોય તો મારૂં કમીશન લાગુ પડી દેવાના હેતુથી ઉચી આંખ કરી હું જ બોલી ઉઠયો, 'પ્રોફેસરસાહેબને આપને ત્યાં આવવાની સલાહ આપનાર હું પોતેજ! વીસે વીસ ટકા તેમાં મારો હાથ છે એમ માનજો!'

'હાજી, એ સલાહ ભદાભાઇએજ આપેલી. બાકી મને કાંઇ પરણવાનો શોખ બહુ વહી જતો નથી' પ્રોફેસર પણ, પોતાની સેંટનો ખુરદો ન થાય માટે મારા મતને પુષ્ટિ આપતા બોલ્યા.

'ભદ્રાભાઇનો વીસ ટકાનો દાવો હું કબુલ રાખું છું, તો પણ મારે કહેવું જોઇએ કે પ્રોફેસર સાહેબની દશ ટકા મરજી વિના એત્રણુ અહિંયાં આવતે નહિ'. વકીલે મારા તરફ જોઇ હસતાં હસતાં કહ્યું.

'અરે વીસે વીસ ટકા મારા! પ્રોફેસર તો આવતા જ ક્યાં હતા જે?' મેં વકીલને સંકેતમાં સમજાવ્યા.

'ઠીક ભાઇ વીસે વીસ તમારા; પછી કાંઇ છે? ક્યાં એ ભાર મારે માથે છે કે એ બાબતની હું જીદ કરૂં.' આમ વકીલે મારા કમીશનના વીસ ટકા સંકેતમાં કબુલ કીધા એટલે મેં પણ હસતાં હસતાં કહ્યું, 'Thank you!

'હવે સાહેબ વાત એમ છે કે આપ જેવા ભણેલાગણેલા વિદ્વાનને રાંધતી સીંધતી ને ઘરકામ કરતી પોરી કોટે વળગે એ આ વીસમીસદીમાં ચાલી શકે એમ નથી. 'ભાઇનું મન તો ભુગોળ ખગોળમાં અને બૈરીનું મન તો ચૂલ્હામાં' એ વાત આજના બુદ્ધિવાદના જમાનામાં ચાલી શકે એમ નથી. મારી તો આપને સલાહ છે કે ન્યાત બાતને ઠોકરે મારી આપે કોઇ પરજાતની ભણેલી કન્યા કે વિધવાને ગોતી તે સાથે લગ્નગ્રંથીથી જોડાઇ જવું.' વકીલે સત્તર આના ને બે પૈ જેવી સલાહ આપી.

'એની આપણા કેવળભાઇને ક્યાં છે ના! પણ કન્યા ક્યાં?' મેં પૂછ્યું.

'માંગો અને મળશે; શોધો અને જડશે; બાકી તેમ કરવાની જે ઇચ્છા નહિ હોય તોએ ચોકડું હું ગોઠવી આપી શકું એમ છું. માત્ર 'એડવરટીઝમેન્ટ, 'કોરસપોન્ડન્સ' તેમજ બીજા પ્રીલીમીનરી 'એકસ્પેન્સીસ' માટે 'એડવાન્સ'માં બસોક રૂપિયા જોઇએ. મારી મહેનતનો બદલો તો ગોળધાણા વહેંચાયે જે આપો તે! કોઇનુ કામ થતું હોય તો એમાં મારો ફીની ફ્રાચર મારી કામ અટકાવું એવો વકીલ હું નથી, સમજ્યા સાહેબ?'

'અરે તેનો તો કેવળભાઇને પૂરો ભરોસો છે.' મેં કહ્યું.

'તમે કહો તેમાં કાંઇ વળ્યું? કેવળભાઇ ક્યાં મરજી દેખાડે છે?' વકીલે કહ્યું.

'અરે હા! તમો ભાઇઓની જેવી મરજી! મારે ક્યાં તમારી વિરૂદ્ધ જવું છે? રૂપિયા આજ સાંજના જ ભદાભાઇ સાથે મોકલી આપીશ એટલે કામ કરી ઘો શરૂ!' કેવળભાઇએ હાથ ઠોકયો.'

આમ વિવાહની વાત નક્કી કરી અમે ઉઠયા. વકીલ પણ અમને દાદર સુધી વળાવવા આવ્યા.

વાયદા મુજબ સાંજના પ્રોફેસર પાસેથી બસો રૂપિયા લઇ હું વકીલ પાસે ગયો અને શરત મુજબ વીસ ટકા લેખે ચાળીસ રૂપિયા કાપી લઇ મેં એને એકસો સાઠ રૂપિયા આપ્યા. વકીલ પણ ખુશ ખુશ થઇ ગયા અને આવાં આવાં કામો જો એમની પાસે હું લઇ ગયા કરૂં તો વીસને બદલે પચીસ ટકા જેટલું કમીશન આપવાનું પણ સ્વીકાર્યું.

બીજે દિવસથી કન્યાની શોધનું કામ ધમધોકાર ચાલુ કરી દીધું અને આઠેક દિવસ બાદ તો તેણે અમને પોતાની ઑફીસમાં બોલાવ્યા.

'આવો સાહેબ, જુઓ આ યમુનાબાઇ પેંડસે નામની વિધવા નર્સ અહીંની એક મોટી હોસ્પીટલમાં કામ કરે છે, તેની સાથેનો પત્રવ્યવહાર! એ બાઇ તમારા જેવા પ્રોફેસર સાથ પરણવા માટે સદંતર રાજી છે. તમે માગો છો તેવું જ આ આવી મળે છે, માટે મારી સલાહ માનો તો આવી આવતી તક હાથમાંથી જવા દેવી નહિ. બાઇ પોતે શીખેલી ભણેલી ને તમે માગો છો તેવી શિક્ષિત છે. વળી નર્સના કામમાં સો સવાસો માસિક મળી રહે છે, એટલે આ વાત 'સોનું ને સુગંધ' જેવી છે. પહ્લા તરીકે અને ચારેક હઝાર સ્ત્રીધનના આપવા પડશે, પણ આવો દૂધ ને સાકર જેવો મેળ મળતો હોય તો રૂપિયાની સામું તમારા જેવા પ્રોફેસર નહિ જુવે એમ મને આશા છે.'

આ વાત સાંભળી શરમાળ પ્રોફેસરને ગાલે રતાશ ધાઇ આવી. એટલે એમને વધુ શરમમાં નહિ નાખતાં મેં જ એમની વતી એ સાટું એમને હિસાએ ને જોખમે નક્કી કીધું. આખરે યમુનાબાઇ પેંડસે અને કેવળભાઇ પ્રોફેસર વચ્ચે અરસપરસ એકબીજાની છબીઓની આપ લે થઈ અને ગોલવડ મુકામે ચાલુ સાલની વસંતપંચમીના શુભ દિવસે કોઇપણ જાતની ધામધુમ વગર એમનાં લગ્ન પાંચ રૂપિયા ચઉદ આના ને ત્રણ પાઈના ટુંકા અને ટચ ખર્ચમાં બ્રાહ્મોવિધિથી ઉજવાઇ ગયાં છે. પ્રોફેસર પણ ઠેકાણે પડયા, નર્સ પણ ગોઠવાઇ ગઇ, વકીલનું ખીસુંયે તર થયું અને કમીશનના રૂપમાં મારા નશીબને પણ એક ઉભરો આવી ગયો. આમ લગ્ન રૂપી એક જ કાંકરે ચાર પક્ષીઓ મરાયાં! પણ આ જો હું વાર્તા લખતો હોત તો પેંડસે અને પ્રોફેસરનો હાથેવાળો 'વટાઇ' રહેતાં જ 'પછી એ દંપતીએ 'ખાધુંપીધું ને રાજ કીધું' કહી આ કિસ્સાને મેં 'તમામ શુદ' કરી દીધો હોત; પણ આ કાંઇ વાર્તા નથી; એ તો પ્રોફેસર કેવળભાઇનાં જીવનની ઘડતરકથા છે.

શ્રીમતી પેંડસે બાઇ, પ્રોફેસર કેવળભાઇને ઘેર આવી મીસીસ કેવળભાઇમાં ફેરવાઇ ગયાંને આજે છ માસ થવા આવ્યા. આ વિચિત્ર સ્વભાવના બોઘા ભગત જેવા પ્રોફેસરને યમુનાબાઇ સાથે બનતું હશે કે નહિ તે વાત તો પ્રભુ જાણે, પણ પ્રોફેસર સાહેબને તો 'ધાસણી'નો રોગ લાગુ પડી ગયો હતો એમ એમના ચહેરા પરથી સ્પષ્ટ સમજાતું હતું. ન્યાતે તો એમને લગ્નના દિવસથી જ ન્યાત-બહાર કરી દીધા હતા. ત્યાર પછી એમણે હીરાભાઇ વકીલની સલાહથી 'સીતમગર હિંદુ સમાજ' કે 'હિંદુસંસાર', 'સીતમગર સમાજની ભઠ્ઠીમાં' વગેરે છાતીનાં પાટિયાં બેસાડી દે એવા ધગધગતા અંગારા જેવા લેખો છાપામાં ઠોકવા માંડયા હતા. હિંદુ વિધવાઓની સત્ય અસત્ય અને અર્ધસત્ય હકીકતો રંગીન ભાષામાં લખી, એમણે

પોતાની જાત વધારવાનું જાણે પ્રચારકાર્ય શરૂ કરી દીધું હતું. સત્ય સ્થિતિથી બીનવાકેફ કોઇ કાચાપોચા હૃદયનો માણસ એ હેવાલ વાંચે તો તે એમ જ કહે કે 'હિંદુ એટલે નરપિશાચ, હેવાન અરે હેવાનથીયે બદતર ક્રૂર અધમાધમ નીચ નારકી જીવ!' અને આ પ્રચારકાર્ય, માત્ર દુનિયામાં એમનાથી ઉંચે મોડે ફરી શકાય અને અનેક કાર્યક્રમમાં શરમાયા વગર ભાગ લઇ શકાય તેટલા માટેજ! પણ વિધિની ગતિ વિચિત્ર છે; જે જે આઘાતો એણે હિંદુસંસારને ખોટી રીતે પહોંચાડયા હતા તે સર્વ પ્રત્યાઘાત રૂપે એમની તરફ પાછા વળ્યા. લોકોએ એક દિવસ છડેચોક જાણ્યું કે યમુનાબાઇને કેવળભાઈ વચ્ચે સ્વભાવભેદને લીધે ખડાષ્ટક ચાલતું હતું. એનાથી કંટાળી યમુનાબાઇએ તો ધીરે ધીરે હોસ્પિટલમાંથી ઘેર આવવું પણ બંધ કીધું હતું. પ્રોફેસરને બહુ દુમો ભરાઇ આવવાથી એક દિવસ એમણે મારી આગળ પોતાનો આખોયે સંસાર ખુલ્લો કીધો. એમની સ્થિતિ તો 'ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે' જેવી થઇ ગઇ હતી. એમણે પૂછ્યું, 'હવે?'

મેં કહ્યું: 'ચાલો ચાલો હીરાભાઇની ઓફીસે!'

અમે ગયા હીરાભાઇ પાસે. ઉપાય અજમાવવા માટે રૂપિયા સોનું 'એસ્ટીમેટ' રજુ કરી એ બોલ્યા, 'ઉપાય બહુ સહેલો છે. કામ થતાં જરા વાર લાગે; પણ છે બહુ રામબાણ!'

હીરાભાઇને સો રૂપિયા આપી પૂછ્યું, 'હવે?'

'હવે એમ છે સાહેબ કે તમે એક ડગલું આગળ વધો. જરા પ્રગતિ કરો. હિંદુસંસાર ખાબોચિયાં જેવો છે તેને વહેતો કરી શુદ્ધ કરો, નહિ તો એ વળી કોક દિ ગંધાઇ ઉઠશે... પ્રગતિ કરો અને ઘેર બેઠાં અમેરિકા આવી સમજો! સીતમગર હિંદુ સમાજની ભઠ્ઠીમાં જીવતા જીવત ભુંજાતાં બચવું હોય તો એમ કરો.' વકીલે ભાષણ કરતી ઢબે કહ્યું.

'પણ તે કેમ?' કેવળભાઇ ફફળી ઉઠયા.

'વિધવાવિવાહના પ્રચાર કરતાં યે એનો 'પ્રોપેગેન્ડા' વધારે જોર-શોરથી કરો અને આવતી કાલે સ્વરાજ લઇ લ્યો!' હીરાભાઇએ ગાલ્લું હાંકયું.

'અરે પણ એ છે શું, તે તો કહો?' પ્રોફેસરે પૂછયું. આઇ-સક્રીમની 'પ્લેટ' ઉડાવતા હોય એટલી ઠંડકથી વકીલ હીરાભાઇએ કહ્યું, 'છુટાછેડા'

છુટાછેડા! ફારગતી? હમ! પ્રોફેસર સાહેબ! ધસો એક કદમ આગળ, ' ને કરો પ્રગતિ!'



# સંતતિનિયમન?

'હેં બાબુભાઇ! આય તારૂં 'લેટેસ્ટ કેલેન્ડર કે?'

યુરોપની યાત્રાથી પાંચ વર્ષે હમણાં જ પાછા ફરેલા મારા મિત્ર મંછુભાઇએ મારા ઘરમાં પગ મૂકતાં જ મારા ચાર વર્ષના નાના બુચાને જોઇને પૂછ્યું.

'ઓહો! વેલકમ! મંછુભાઇ! યુરોપની જાત્રા તને ફળી હોય એમ લાગે છે ડીઅર! આ કોચ પર બેસ! That's it. હવે જે પૂછવું હોય તે પૂછ!'

મંછુભાઇ મારી માગણી મુજબ કોચ પર બેઠા અને બોલ્યાઃ "હું તો ડીઅર એમ પૂછતો હતો કે આય તમારૂં 'લેટેસ્ટ કેલેંડર' કે?"

'નહિ રે બા! એ તો 'લાસ્ટ બટ વન' છે!'

'નંબર પ્લીઝ'!

'છઠ્ઠો અને સાતમો હજી ધાવણો છે!'

'બાપ! બાપ! બાપ! અને હજી તમારાં મીસીસ જીવે છે?'

'ખુશાલ જીવે છે! એટલું જ નહિ પણ દર સુવાવડે ઉલટાં બે વર્ષ નાનાં થતાં જાય છે!'

'હવે નફ્ફટાઇ મૂક અને Be serious!'

' I am all serious! ખરૂં કહું છું. હમણાં તારી ભાભી મંદિરેથી દર્શન કરીને આવશે, તેને જોશે એટલે એ વાતની તને પ્રતીતિ થશે. '

' એ આવશે ત્યારે જોઇશ, પણ તે પહેલાં એક બે વાતની ગંભીર ચર્ચા આપણે કરી લઇએ; Ready? '

' Yes ! '

' સાંભળ ત્યારે ! તને આજ કેટલાં વર્ષ થયાં '

' અડતાળીસમું ચાલે છે. '

' હવે ત્યારે તું ગૃહસ્થાશ્રમ છોડી વાનપ્રસ્થ ક્યારે થાય છે ? નિર્ધન હિંદુસ્થાનને હવે વધારે સંતતિની જરૂર નથી. '

' ઓહો ! ત્યારે બાબત બધી આમ છે. એમ કહેની તો ! યુરોપ જઈ આવી ત્યાંથી એકાદ નવું વહેણું ' ( Fad ) નહિ લઈ આવે તો પછી આપણા મંછુભાઈ શાના ? '

' વળી પાછો ચગ્યો કે ? ખરૂં કહું છું. આજ સુધરેલા દેશમાં ' બર્થ કન્ટ્રોલ ' નો પ્રશ્ન Burning question જેવો થઈ પડયો છે અને હિંદુસ્થાનને પણ જો સુધરેલા દેશોની હરોળમાં ઉભવું હોય તો એ સવાલ in right earnest ઉપાડી લીધા સિવાય તેનો છૂટકો નથી '

' પણ બાપુ તને ખબર છે કે આ હિંદુસ્થાન તો બહુ પુરાણો મુલક છે. તે જયારે યુવાનીમાં મહાલતો હતો ત્યારે તું જે દેશોની વાતો કરે છે તેનો ગર્ભ પણ બંધાયો નહિ હતો. '

' હા હા, પણ તેથી તું કહેવા શું માગે છે ? એ તારા ઘરડા ટચરાને હવે વીંટી મૂક ! આજ તો યુવાનોનો યુગ છે. '

' અરે એ યુવાનો પણ ઘરડા થવા માટે સર્જાયા છે ! અને એના યુવાનીના અનુભવોને જયારે કોઈ યુવાન ઠોકરે ચડાવવાની શેખી કરશે ત્યારે એ ગાશે, 'મુજ વીતી તુજ વીતશે ધીરો બાપુડીઆં !'

' ત્યારની વાત ત્યારે છે ! પણ એ સવાલ સાથે 'બર્થ કન્ટ્રોલ'ને શો સંબંધ છે ? '

' હું એજ કહેવા જતો હતો ત્યાં તો તેં વચ્ચે ડાકું માર્યું એટલે આપણે આડી વાતે ઉતરી પડયા. હવે ડાહ્યા દીકરાની જેમ અદબ વાળીને હું કહું છું તે સાંભળ ! હિંદુસ્થાન બહુ વૃદ્ધ થયું,

એને ત્યાં એક કાળે 'બર્થ કન્ટ્રોલ'ની 'ધૂન' નહિ લાગી હોય એમ નહિ. પણ એટલું ખરૂં કે એ ધર્મપ્રાણ દેશ હોવાને લીધે એના 'કન્ટ્રોલ'માં ધર્મ અગ્રભાગે છે !'

'બહુ રમુજી વાત કહી તેં ! વારૂ પછી ?'

'ત્યારે હું આગળ વધુ તે પહેલાં તને પૂછું તેનો તું જવાબ આપ! 'બર્થ કન્ટ્રોલ' તું શા માટે ઇચ્છે છે ? સોવિયટ રૂશિયાનો એક નાસ્તિક ઉધરતો વર્ગ એ પ્રશ્ન જોશભેર ચર્ચે છે તેથી કે હિંદુસ્થાનને એની ખરેખરી જરૂર છે તેથી ?'

'આજે એની જરૂર પૈસાપાત્ર મુલકોને છે એટલે નિર્ધન હિંદુસ્થાનમાં એની કેટલી બધી જરૂર હશે તે તો સહેજે કલ્પી શકાય એમ છે !'

'વારૂ, ત્યારે 'બર્થ કન્ટ્રોલ' એટલે છોકરાં જ નહિ જોઇએ કે એક બે જોઇએ !'

'એક બે હોય તો ઠીક ! બાકી મોટી 'રીજમીટ' ઉભી ન થાય તે માટે 'કન્ટ્રોલ'ની જરૂર છે.

'એ કન્ટ્રોલ કેવી રીતે કરવો ?'

'એ 'કન્ટ્રોલ'ના શાસ્ત્રજ્ઞોએ એને માટે સાધનો શોધી કહાડયાં છે તેના ઉપયોગથી સંતતિ થવા પર 'ચેક' મૂકાયા છતાં ધણી ધણીયાણીની કુદરતી હાજત સંતોષાય છે !'

'દુષ્ટતાની હદ થઇ ! પુરૂષ અને સ્ત્રીનાં છુટાં પડેલાં જીવનસત્વોને ભેગાં થતાં અટકાવવાં, જેથી સંતતિનો સંભવ જ ન રહે. એ યુક્તિથી સંતતિ થતી અટકે એની ના નહિ, પણ મારા નમ્ર મત મુજબ એ યુક્તિનો શોધી કાઢનાર અને એમાંથી ધન કમાવા ખાતર એનો પ્રચાર કરનાર કોઇ ભારેમાં ભારે પાપી પિશાચ હોવો જોઇએ. એના ઉપર અંતરીક્ષમાં જીવન ભોગવવા માટે દેહ મેળવવા સારૂ ટળવળતાં સેંકડો જીવોનો શાપ ઉતરજો ! અરે સ્ત્રી પુરૂષનાં જીવન-

સત્વો સ્થાનભ્રષ્ટ થતાં જ માણુસની શકિત ખપી જાય છે એટલે એમાં તન્દુરસ્તીનો પ્રશ્ન પણ રહેતો નથી. ઉલટું આમ કૃત્રિમ રીતે 'કન્ટ્રોલ'ને ઇચ્છતાં સ્ત્રીપુરૂષો થોડે દહાડે નપુંસક થઇ અકાળે વૃદ્ધત્વને પામે છે, એવા પુરૂષો શરીરે ખાલી જઇ બેડોળ અને બદસીકલ બને છે, ખાસ કરીને સ્ત્રીઓની કમ્મર તૂટી જઇ તે કામ કરવાને અશકત બને છે. એનામાં શુદ્ધ પ્રેમ નાશ પામી પિશાચી પ્રેમ જામે છે! અરે મંજુભાઇ! આવાં ગૌહરોનો ગાંસડો બાંધી લાવવા તું યુરોપ ગયો હતો કે?'

'તારૂં ધાર્મિક માનસ એક વાર ઉંચે મૂકી અને શાંતિથી તું વિચારશે તો તને માલમ પડયા વગર નહિ રહે કે સંતતિનિયમનના શાસ્ત્રજ્ઞોએ શોધેલાં સાધનો હિંદુસ્થાનમાં શાપરૂપ નહિ પણ આશિષ રૂપ છે. તું આપણી દરવર્ષે એક કુરકુરિયું જણતી સ્ત્રીનું શરીર જો; તેનાં નમાલાં કુરકુર કરતાં ટેંટિયાંઓ તરફ નજર કર; એટલે મારી વાત તને વાજબી લાગશે. વળી નિર્ધન અને નિસ્તેજ માબાપોને પોતાને ખાવાનાં ફાંફાં છે, ત્યાં આ છોકરાંઓની ફોજનું હોજરૂં કયાંથી ભરવું?'

'તારી આ વાત અક્ષરશઃ સત્ય છેઃ સ્ત્રી પુરુષની તંદુરસ્તી સારી ન હોય અને પોતાનું પૂરૂં કરવાનાં ફાંફાં હોય ત્યાં 'બર્થ કન્ટ્રોલ' અતિ આવશ્યક છે એટલું જ નહિ પણ અત્યંત ધર્મ્ય છે એ તો હું પણ સ્વીકારૂં છું!'

'કેવી ડાહી દીકરી!—'

'પણ એ 'કન્ટ્રોલ' તું કહે છે તે સાધનોથી તો નહિ જ.'

'ત્યારે કેવી રીતે?'

'સ્ત્રી—પુરૂષનાં જીવનસત્ત્વો સ્થાનભ્રષ્ટજ ન થવા પામે એ રીતે.'

'એટલે કે 'બ્રહ્મચર્ય' પાળવું એમજ ને?'

'એ બ્રહ્મચર્યને 'ભ્રમચર્ય' કહી ભલે તું એની મશ્કરી કરે પણ 'બર્થ કન્ટ્રોલ' ની હિંદુસ્થાનની રીત તો એજ છે અને એજ રહેશે. ખરો 'કન્ટ્રોલ' એજ છે અને એજ હોવો જોઇએ. સ્ત્રી-પુરૂષનાં શરીર સુધારવાનું એજ માત્ર 'એક અને અદ્વિતીય' સાધન છે.'

'પણ એજ 'એક' અને અદ્વિતીય' હોય તોયે સર્વથી એ પળાવું અશકય છે તેનું કેમ ?'

'તું જે સાધન બતાવે છે તે કરતાં તો તે લાખવાર વધારે શકય છે એ હું અનુભવથી જાણું છું. એ બ્રહ્મચર્ય હું પાળું છું.'

**Pax Vobiscum**! શાન્તં પાપમ્! આ સાત સાત છોકરે તું બ્રહ્મચારી કે ભેંસચારી ?'

'હા એ સાત સાત છોકરે પણ હું બ્રહ્મચારી છું ! અમારા જેવા નિયમ પાળી સંસાર ભોગવનારને હિંદુશાસ્ત્રે બ્રહ્મચારી જ કહ્યા છે !'

'અને તમારા નિયમો, 'પ્લીઝ ?'

'આ વિષયની પૂર ગંભીરાઇથી આપણે ચર્ચા કરીએ છીએ ત્યારે તો તે પણ સાંભળ. એ નિયમ પાળનારો હું કાંઇ એકલો જ નથી. પણ અંગ્રેજી કેળવણીના સંસ્કારથી કમળબિંદુવત રહેલા અને હિંદુ સંસ્કૃતમાં પૂર્ણ શ્રદ્ધાવાળા લાખો હિંદુઓ અલ્પાંશે કે અધિકાંશે એ નિયમો પાળી રહ્યા છે. સાત સાત છોકરાઓનું પ્રમાણ તો બહુ છૂટથી ગણત્રી કરતાં સેંકડે એકાદ ટકોજ નીકળશે; ઉલટું તેના કરતાં એક પણ સંતતિ ન હોવાથી તેને માટે ટળવળતાં માબાપનું પ્રમાણ વધારે નીકળશે, હિંદુસ્થાનને 'બર્થ કન્ટ્રોલ' ની જરૂર નથી પણ 'બર્થ ઇમ્પ્રુવર' ની જરૂર છે; લોકોને ખાવાપીવા માટે ચોખ્ખાં ઘી દૂધ ન મળે, ચોખ્ખાં અનાજ પાણી ન મળે; એ ચોખ્ખી વસ્તુઓ ખરીદવા માટેનો પૈસો પાણીની માફક પરદેશ ઘસડાઇ જાય

અને લોકો ભીખારી બને–આ વસ્તુસ્થિતિ ટાળી લોકોનાં શરીર બળવાન અને તનદુરસ્ત થાય તે માટે તમારા જેવા ભણેલાઓને પ્રયત્ન કરવો નથી, પણ વગર મહેનતે જાણે કે દુઃખ ટળી જતું હોયની તેમ તેને માટે એક એવો ઉપાય બતાવી દેવો છે કે તેનાથી દુઃખ ટળવાને બદલે ઊલટું તે અનંતગણું વધે. સ્ત્રી પુરૂષોનાં શરીર સુધારવાનું મુખ્ય સાધન 'બર્થ કન્ટ્રોલ' નથી પણ સંયમ અને તપ છે. બીજા શબ્દોમાં કહું તો શારીરિક મહેનત અને તેથી દૃઢ થતો મનપરનો કાબુ છે, વળી—'

'પાટા પરથી ઉતર્યો તું! હું પુછું છું શું અને તું જવાબ શો દે છે?'

'તું મારા નિયમો માટે જાણવા માગે છે, પણ મને એની એકદમ ચર્ચા કરતાં કંઇક સંકોચ થવાથી આટલો વિસ્તાર કરવો પડયો. સાંભળ, સંસાર ભોગવવામાં હિંદુધર્મ મુજબ હું આટલા નિયમ પાળું છું, અને તેથી સહેજે 'બર્થ કન્ટ્રોલ' થઇ રહે અને 'કન્ટ્રોલ' ન થાય તો યે એ નિયમ પાળી સંસાર ભોગવનારને બીજી હાનિ નહિ થાય. મને અને મારી 'અભણુ' પણ વ્યવહારૂ–શ્રદ્ધાળુ પત્નીને સંસાર માટે આ દિવસો વર્જ્ય છેઃ–રજોદર્શનની ચાર રાત્રી, શ્રાદ્ધપક્ષ, વ્રત અપવાસના દિવસો, આઠમ, ચૌદસ, પૂનેમ, અમાવાસ્યાની તિથિઓ, મંગળ, બુધ, શુક્ર અને શનિવારો અને ગર્ભાધાન પછી ઓછામાં ઓછું છોકરૂં ધાવણું હોય અને તેને અન્નપ્રાશન વિધિ ન થયો હોય ત્યાં સુધીના દિવસો, સૂતકના સોળ દિવસો અને તેને અંગે પાળવાના શોક સંતાપના દિવસો–'

'એ બધો કંટાળો વેઠવો તેના કરતાં–'

એ બધો કંટાળો નથી પણ જે પાળે છે તેને એ નિયમો પાળવામાં ઉલટી મઝાહ પડે છે, મહિનામાં બે વાર દર એકાદશીએ માત્ર પાણી પી અમે અપવાસ કરીએ છીએ. છોકરાંઓને તે દિવસે

અમે ફળાહાર કરાવીએ છીએ, ચાતુર્માસ અમે એકટાણું કરીએ છીએ. પ્રભુના અવતારોની જયંતીઓ અપવાસ કે ફળાહારથી ઉજવીએ છીએ અને એ રીતે સંસાર ભોગવવાને અમારે હાથ ચાતુર્માસ બાદ જતાં એક માસમાં ભાગ્યે જ અમે બે કે ત્રણ વાર ગૃહસ્થાશ્રમ ભોગવતા હઇશું. આમ છતાં ઇશ્વરની કૃપા ઉગે અને અમને સંતતિ થાય તો તે પ્રભુની પ્રસાદી સમજી તે માટે અમે રાચીએ છીએ; પણ તેનાથી કંટાળી તું કહે છે તેવાં સાધનનો ઉપયોગ સંતતિ થતી અટકાવવા માટે કરવાનું પાપ કરવાનો વિચાર તો હું કે મારી સ્ત્રી સ્વપ્નમાં યે કરતાં નથી. હિન્દુસ્થાન જેવા કૃષિપ્રધાન શ્રમજીવી દેશને સુદૃઢ Manpowerની તો ઉલટી ખાસ જરૂર છે, સ્ત્રીશક્તિનો પૂર્ણ ઉપયોગ કરી લેવા માગતા યંત્રવાદીઓ સ્ત્રીનાં રજોદર્શનના દિવસો તથા તેની સુવાવડના દિવસો ફોકટમાં જાય છે એમ માનતાં હોવાથી અને એ દિવસોમાં એ લોકોને આપવો પડતો પગાર એ લોકોને પરવડતો નહિ હોવાથી જાણે કે કેવો એક ગરીબો પર ઉપકાર કરતા હોય તેમ સંતતિનિયમનની વાતો કરવા તેઓ નીકળી પડયા છે અને એજ ચશ્મે જોનારા આપણા કેળવાયલા નાસ્તિકો પણ ઇશ્વરેચ્છા અને ધર્મકર્મને ટોલ્લે ચઢાવી દઇ પોતાને કાટલે બીજાની શક્તિ જોખી એ લફરું આપણા ગરીબ દેશમાં ઘુસાડવા મથી રહ્યા છે ! અફસોસ ! મંઘુભાઇ ! દશહજાર અફસોસ ! તમારા નામ પર અને તમારા કામ પર ! "

' એ તું ગમે તેમ કહે પણ મને તો તારા નિયમો આજના જમાનામાં અશક્ય જેવા લાગે છે; આજનો જમાનો તારા નિયમો પાળવા ભાગ્યેજ તૈયાર થાય. '

' કદાચ ઇશ્વર અને ધર્મને નામે આજનો ' સાક્ષર ' પણ ' અણુકેળવાયલો ' જમાનો એ વાત ન માને એ બને, પણ ' હેલ્થ એન્ડ બ્યુટી' ને નામે કોઇ અપવાસાદિ નિયમોની વાત અંગ્રેજીમાં કરશે તો આ નિયમોનો પ્રચાર થતાં વાર નહિ લાગે એ હું ચોકકસ

માનું છું ! બાકી જેને નાચવું નથી તેને આંગણું વાંકું લાગે તે માટે કોઇ શું કરે ? '

'વારૂ, એક રીતે માનો કે તારા નિયમો પાળવાથી સંતતિ થયા છતાં શરીરને હાનિ પહોંચતી નથી; તોયે ગરીબાઇનો પ્રશ્ન તો ઉભોજ છે. એક એક સુવાવડે ઓછામાં ઓછા છેક ગરીબાઇથી ખર્ચ કરતાં સો દોઢસો રૂપિયા થાય તે એક ગરીબ માણસ ક્યાંથી લાવે ?"

' સુવાવડ માટે સો દોઢસો રૂપીઆ ? અને તે પણ વળી છેક ગરીબાઇથી કરતાં ? મારી પત્નીની બે સુવાવડો એને પીઅર થઇ હતી એટલે એના ખરચની મને ખબર નથી. બીજી ત્રણ સુવાવડ મારાં માતુશ્રીને હાથે થઇ છે એટલે તેનીયે મને ખબર નથી. પણ માતુશ્રીનાં અવસાન પછી છેલ્લી ત્રણ મેં જાતે કરી છે તેમાં ખાવાનો ખર્ચ બાદ જતાં બહુ બાદશાહી રીતે આરામથી પાંચથી સાત રૂપિયામાં સુવાવડ થઇ ગઇ છે એ હું જાણું છું. આ ખરચમાં અમારા ઘરની જૂની અનુભવી સોયાણીનો ખર્ચ સમાઇ જાય છે. ઘરનું બધું કામ અમે હાથે કરીએ છીએ. તારી ભાભી દળે છે, ખાંડે છે, પાણી ભરે છે, રસોઇ કરે છે, કપડાં ધુવે છે અને એની અડચણે આ બધી ચીજો હું અને મારો મોટો છોકરો મળી કરી લઇએ છીએ.

નાના બાળકને તેલ ચોળી નવડાવવાનું કામ હું કરૂં છું. ઘરમાં અમે કોઇ ચા કાફી વગેરે પીતાં નથી. પ્રભુને ધરાવેલી પ્રસાદી• સામગ્રી આરોગીએ છીએ. નાટક સીનેમા કે બીજો આડો ખર્ચ અમે રાખ્યો નથી, જો કે હાલ અમારી સ્થિતિ એવો આડો ખર્ચ કરી શકે એવી છે તોયે !—"

" અને છોકરાંઓની કેળવણીનું શું ? "

" છોકરાંઓને અમે ગુજરાતી તેમજ ખપજોગી અંગ્રેજી કેળ• વણી લગભગ મફત આપી છે. ખરચાળ અને જીવનસત્વને ચુસી લેનારી અંગ્રેજી કેળવણીમાં હું મારા છોકરાઓને પારંગત કરવા માગતો નથી; છતાં મારો મોટો છોકરો નામાઠામામાં તથા વ્યાજ

કાઢવામાં હોશિયાર છે. મારા શરાબી ધંધામાં મને મારા દીકરા મદદ કરે છે અને મારા મોટા છોકરાને આ વર્ષે પરણાવ્યા પછી હું ધીમે ધીમે ધંધામાંથી તેમજ સંસારભોગથી નિવૃત થઇશ. મારો પોતાનોજ ધંધો એટલો વિશાળ છે કે એમાં મારા સાતે સાત છોકરા ખપી જાય એમ છે અને પોતાનાં પેટનાંજ છોકરાં જ્યાં વેપારમાં મદદ કરનારાં હોય ત્યાં પછી વ્યાપારની વ્યવસ્થા માટે પુછવાનુંજ શું? મારા છોકરાઓને અંગ્રેજીમાં પારંગત નથી કીધા તેથી પશ્ચિમથી આવતી દર સ્ટીમરમાંથી ઠલવાતાં સડેલા સાહિત્યનાં વાચનથી તેઓ અનાયાસ બચી જાય છે. 'બર્થ કન્ટ્રોલ'–'બર્થ કન્ટ્રોલ શું કરો છો મારા સાહેબ! ઉલટું સુદૃઢ સંતતિ એ તો દેશની મોટામાં મોટી અને પુષ્પો ઉપજાવે એવી થાપણ છે. જે દેશ પાસે એ થાપણ નથી તે દેશ મોડે વહેલે દેવાળું કહાડવાનો છે.'

'ઓહો, ત્યારે તો એમ કહેની કે આજકાલ અમારી કેળવણી તારે મન ઝેર સમાન છે!'

'અરે ઝેર સમાન શું, સાક્ષાત હલાહલ વિષ છે. એના પાનથી આપણે જેટલા અલગ રહીએ તેટલા સારા!'

'અને છતાં યે તેં જાતે કોલેજની કેળવણી લીધી છે!'

'અફસોસ,. મેં તે લીધી છે અને તેટલે અંશે હું કાંઇક નબળો થયો છું એ કબુલતાં મને શરમ આવે છે.'

'ગામડી ઢોર ક્યાંનો? વારૂ, પણ તું એટલું તો જરૂર કબુલ કરશે કે આપણી હાલની સ્ત્રીઓની સુવાવડ કથળી છે, અને બાળ-મરણનું પ્રમાણ ચોંકાવે એટલું બધું મોટું છે. તે માટે તો દર વર્ષે 'બેબીવીક' ભરી આપણી સ્ત્રીઓને તે દ્વારા કેળવવાની ખાસ જરૂર છે!'

'ધૂળ ને ધમાસો! બેબીવીકના તમાશાઓ તો આપણે જ પૈસે આપણી નાલેસી કરી રહ્યા છે. એટલું જ નહિ પણ પરદેશી ખોરાક અને દવાઓની તેમજ બીજી પરદેશી ચીજોની જાહેરાત કરવાનું

જબરદસ્ત પ્રચારકાર્ય કરી રહ્યા છે, જે દેશમાં ઋષિમુનીઓ, મહાત્માઓ, વીરાત્માઓ અને શાહ સોદાગરો વગેરેની અસંખ્ય સુવાવડો કશીયે ધામધુમ વિના થઇ ગઇ અને થઇ રહી છે તે દેશને સુવાવડ કરતાં શીખવનારની શેખી તો જુઓ! વીજળીની બત્તી અને પલંગ અને નર્સ એ ઉત્તમ સુવાવડ; અને કાથાની દોરીનો ખાટલો, દીવેલનો દીવો હોય તે જંગલી સુવાવડ—જાણે કે હિન્દુસ્થાનનાં નાનાં મોટાં બધાં જ એમ સુવાવડ કરતાં હોયની! એ તમાશાઓમાં બતાવાતી ફીલમો જોઇને તો કોઇ અજાણ્યો એમ જ કહે કે 'ઓહો હિન્દુસ્થાન આવો જંગલી મૂલક છે?' પણ એ પંચાત છોડ હવે, જો આ તારી ભાભી આવે!'

મારી પત્નીને જોઇને મંછુભાઇ અંગ્રેજી રીત પ્રમાણે ટોપસું હાથમાં રાખી ઉભા થયા અને સેજ નમ્યા.

'બજ્યું મંછુભાઇ! આમ તે શું કરતા હશો? હવે બેસો ચા બનાવી દઉં.' મારી પત્નીએ કહ્યું.

'તમે ના પીઓ પછી પરોણાને ચા કેવી?' મંછુભાઇ બોલ્યા.

'વાહ! અમે નહિ પીએ તેમાં શું થયું? આજકાલનો વિવેક તો સાચવવો જોઇએ! દેશમાં રહીએ છીએ કે દેશની બહાર?'

'થેંકયુ! લાવો ત્યારે!'

'એ બજ્યું 'થુંકયુ' શું? તમે પણ મંછુભાઇ!'

મારી પત્ની કેડે ખીલખીલાટ કરતા છોકરા સાથે ઘરમાં ચા બનાવવા ગઇ અને અમે બે ખડખડાટ હસી પડયા.

મારી આગળ ત્યારપછી 'બર્થ કન્ટ્રોલ' પર મંછુભાઇ 'સુખા'એ કદીયે ભાષણ કીધું નથી!!!



# પીકેટીંગ

આપણી પોતાની જ વિલાયતી કાપડની દુકાન હોય અને એ જ દુકાન ઉપર આપણી 'દીવાળી' ઉર્ફે ધરવાળી વિદેશી કાપડની ચોકી કરવા બેઠી હોય ત્યારે પેલી કહેવત છે કે 'ઉંદરનો જીવ જાય ને બિલાડીને જયાફત થાય' તેવી સ્થિતિ આપણી સમજવી! કોઇ દિવસ નહિ ને તે જ દિવસે આપણા વાંદરા જેવા દોસ્તો ચીંગુજી જેવા થઇને 'ભાભી પોતાના વરની દુકાને કેમ પીકેટીંગ કરે છે' તે જોવા અને આપણે હિસાબે ને જોખમે આપણી મશ્કરી કરવા બરાબર ધરાકીને વખતે જ આવી બે ત્રણ કલાકના અડીંગા જમાવે, અને એ રીતે આપણી બૈરીની 'સીંગલ પીકેટીંગ'ને બદલે 'ડબલ પીકેટીંગ જામે. 'શી દેશસેવાની ધગશ છે! જુઓ તો! પોતાના વરની જ દુકાને પીકેટીંગ!' આમ વાત ફેલાવી કે 'તમાશાને તેડું નહિ' એ કહેવત મુજબ પચીસ પચાસ લોકોનું ટોળું 'માટી બૈયરનું' જોડું જોવા નિમિત્તે આપણી દુકાન આગળ 'વ્હાઇટવે લેડલો' જમાવે એટલે થયું 'ટ્રબલ પીકેટીંગ'!

દેશસેવિકા સંઘમાં જોડાવાનું મેં પંડેજ મારી પત્નીને કહેલું, પણ મારી જ દુકાને પીકેટીંગ પર મારાં પત્ની મારા કપાળે ચોંટશે એમ મેં ભાગ્યે જ ધારેલું. મારી દુકાને પીકેટીંગ થાય તે માટે મને કશો વાંધો નહિ હતો. હું એને વિદેશી કાપડ વેચીને કરેલા પાપનું પ્રાયશ્ચિત સમજતો હતો. એક વખત તો મેં એમ પણ વિચાર કરેલો કે થોડો સમય દુકાન બંધ કરી 'અય માતૃભૂમિ તેરે ચરનોમેં શિશ નમાવું' કરતાં દેશ ભેગા થઇ જવું અને આપણાં 'મોડરેટ' બંધુઓ હજીસુધી માની રહ્યા છે તેમ આગિયા કીડાની જેમ થોડા વખત માટે ચમકી

પાછો અંધકારમાં વિલીન થઇ જનારો બહિષ્કાર ‘ ઠંડે મીઠે ફાલસે ’ થઇ જતાં પાછા મુંબાઇ આવી ‘ કરતા હોયસો કીજીએ ’ કરી ‘તબેલો’ ખોલી ધંધે ધાપે વળગી જવું! પણ આ વખતનો ‘ બાયકો ’ ( બોયકોટ—બહિષ્કાર ) ક્ષણજીવી નહિ હતો. લોકો પોતાનું સર્વસ્વ હોમી દેવાની તૈયારી કરી ‘ બાયકો ’ને લઇ બેઠા હતા. નાનાં ‘પોરાં પોરી’થી માંડીને મોટાં ‘ ડોસાં ડોસી ’ સુધીના સર્વને પોતપોતાની મર્યાદા અનુસાર દેશસેવાની ધગશ લાગી હતી. વાનરસેના ‘ હુપ હુપ ’ ને માંજરસેના ‘ મ્યાંઉં મ્યાંઉં ’ કરતી નીકળી પડે તો આપણો જુના જમાનાનો દાંત વગરનો બોખો બુઢ્ઢો ‘ બ્રિટિશ ગુડ બીસ્કોટ ’ કરતો જવાન લોહીને પાનો ચડાવે! યુવાન કે વૃદ્ધ સ્ત્રીઓ દારૂ કે વિદેશી કાપડની ચોકી કરવા દેશસેવિકાઓ સંઘમાં જોડાય કે કોંગ્રેસહાઉસ અથવા કોંગ્રેસ હોસ્પિટલમાં રોટલા ટીપવા કે અનાજ સાફ કરવા જાય તો યુવાન છોકરો વોલંટીઅર થઇ રણશીંગડું ફુંકે કે જેલ-મહેલમાં સહેલ કરવાની આશાએ ‘નેશનલ મીલીશ્યા’નો ‘સિપાહી થઇ કોંગ્રેસ બુલેટીન વેચવા કે કોઇ ‘સફેદ’ કાયદાનો ભંગ કરવા નીકળી પડે! કોઇ મુંગા રચનાત્મક કાર્યમાં માનનારા રેંટિયો કે તકલી ફીરાવી વિદેશી કાપડની અદશ્ય પણ કાતિલમાં કાતિલ પીકેટીંગ કરતા હોય ત્યારે મારા જેવો બજરબટ્ટુ કંઈ નહિ તો છેવટ પ્રભાત-ફેરી જેવા રચનાત્મક કાર્યમાં ફાળો આપી ફુલ નહિ તો ફુલની પાંખડીની કહાણી સાર્થક કરી રહ્યો હોય અને એ અગ્નિને સતત જાગૃત રાખવા તેમાં આહુતિ રૂપ હોમાઇ જવા એકબીજા વચ્ચે હરિફાઇ ચાલી રહી હોય ત્યાં અગ્નિ ઠંડો પડી જવાની વાત તો ઘેર રહી, એની આંચમાં જરા સરખી ઉણપે ના આવે, એ જેને આંખ હોય તે જરૂર જોઈ શકે.

આપણા મવાલ બિરાદરોની જેમ મને એ અગ્નિની ઝાળો જોઇ શકે એવી આંખો નહિ હતી. દેશના ભલા માટે કામ કરનારાઓ

તરફ મને સંપૂર્ણ સહાનુભૂતિ હોવા છતાં સ્વાર્થને લીધે મેં મારી વિદેશી કાપડની દુકાન બંધ કરી નહિ હતી; મેં ધાર્યું હતું કે આ થોડા વખતનો 'તમાસો' ખલાસ થતાં લોકો પાછા 'હાસ' કરતા વિદેશી કાપડને વળગતા આવશે એટલે આપણી તુમ્બડીમાં બહુ મોટું કાણું નહિ પડે. એ ખુશઓથી મગજ હજી તરબતર હતું. શરૂઆતની 'પીકેટીંગ'ને તો મેં પણ હસી કાઢેલી; અને એ 'બચ્ચેઆલેકા ખેલ' ખતમ થતાં વાર લાગશે નહિ એમ ધારેલું. વળી મને એમ પણ લાગેલું કે કોઇ યુવાન રમણીને કોઈ લફંગો મવાલી 'કિસ' કરવા કે ચોટલો સાહીને પીટી નાખવા દોડયો એમ વાત ફેલાતાંજ બધી 'પીકિટ' રમણીઓ હરણીઓની જેમ કૂદકા મારતી કોંગ્રેસ હાઉસમાં ભરાઇ જશે અને ત્યાંથી વોલંટિયરોના રક્ષણ હેઠળ સૌ સૌને ઘેર ટપાલીના રજીષ્ટર્ડ કાગળની જેમ પહોં-ચતી કરી દેવામાં આવશે. કેટલીય વાર મારી પોતાની 'બાઇડી'ની એવી સ્થિતિ થવાનાં સ્વપ્નાં મેં સેવ્યાં હશે. પણ અફસોસ! મારા જેવા ઘણા સ્વપ્ન દેખ્યાઓની એવી આશા સફળ નહિ થઇ તે નહિજ થઇ. ઉલટું 'લેડી પીકેટો'ને માટે તો એમ સાંભળવામાં આવ્યું કે એવી ધાસ્તીવાળી જગ્યાએ 'પીકેટીંગ'પર જવા તો સેવિકાઓ વચ્ચે હરીફાઇ ચાલતી હતી. અને કોઇ મવાલીનો તો નહિ પણ 'કાયદા અને વ્યવસ્થા'ના ચોકીદારોના હાથની લાકડીનો માર ખાવાની કે કેદ પકડાવાની આશામાં તો તે ચાહીને આગળ આવતી હતી.

મારી રેશમી કાપડની દુકાન કોટમાં આવેલી હતી. અત્યાર સૂધી તો મારી દુકાનપર વોલંટીઅરોજ પીકેટીંગ કરતા હતા, પણ 'બહિષ્કાર સમિતિ' ના ઠરાવની રૂઇએ હવેથી સ્ત્રી પીકેટરોને કોટના લત્તામાં ચોકી કરવાનું કામ સોંપાયું હતું.

'સરલાબાઇ ! તમારી બેનની સાથે તમારે આ દુકાને પીકેટીંગ કરવાનું છે.'

'પણ એ તો મારા વરનીજ દુકાન છે!'

'અને મારા બનેવીની!'

'ફીકર નહિ, તમારી કસોટીમાં તમે સો ટચના સોના જેવાં નીવડશો એની મને તલમાત્ર શંકા નથી; જાઓ, હું તમને ફત્તેહ ઇચ્છું છું.'

સરલાને તથા એની બેનને મારી એટલે એના વરની અને એની બેનના બનેવીની દુકાને એક મેજીસ્ટ્રેટે કહ્યું છે તેમ સોડાવાટરનાં ખોખાંની જેમ 'કાલ્વી' સેવિકાસંઘની મોટરબસ આગળ ચાલી! બધી સેવિકાઓએ નારંગી રંગની સાડીઓ પહેરેલી હોવાથી મોટરબસ જાણે નાગપુરી સંતરાંના કરંડિયા જેવી લાગતી હતી! 'આજ તો અહીં અમારે પીકેટીંગ કરવાનું છે!' સરલાએ દુકાનમાં દાખલ થતાં મને કહ્યું.

પેટમાં કુરકુરિયાં રમવા માંડયાં હતાં તો પણ હિમ્મતથી મેં કહ્યું, 'ઓહો! વેલકમ! આણિ ઇથુ! ઇકડે પહા! બાઇલા દુકાનસી બાહેર બસાવલા કુરસી દે!'

દુકાનના માણસો હસી પડયાં, સરલા તેમજ મારી સાળી પણ હસી. માણસે દુકાનની બહાર બે ખુરશી મૂકી એટલે સરલા અને તેની બેન તરલા ત્યાં જઈ ગોઠવાયાં. બપોરનો સમય હતો; ઘરાકીના અભાવે 'પીકટીંગ' નું કામ મંદ હતું એટલે બન્ને બેનોએ લાકડાની નાની પેટીમાંથી તકલી કહાડી કાંતવા મંડયું. 'કેમ કાંઇ ચ્હા કે સોડા બોડા લેશો?' મેં હસતાં હસતાં પૂછયું.

'નો, થેંક્સ!'

સરલા કે તરલા તરફથી આવાં 'નો ફાંકાં' જેવા જવાબની મેં ભાગ્યેજ આશા રાખી હતી. ઘેર મેં એનો ખુલાસો પૂછયો ત્યારે સરલાએ મને ભેટી પડી કહ્યું: 'વ્હાલા! એ ચાહ અને સોડાને હું એક જાતની લાંચ સમજું છું. શાણી પીકેટરોએ એવી જાતની

લાલચને કદીએ વશ થવું ન જોઇએ. ખરૂં પૂછો તો તમારી આપેલી ખુરસી અમે સ્વીકારી એ પણ એક રીતે જોતાં અમારી નબળાઇ જ ગણાવી જોઇએ.'

'કેમ એમાં નબળાઇ શાની?' મેં પૂછયું.

'બહિષ્કૃત માણસની કોઇ પણ સેવા ન સ્વીકારવી કે જેથી બે આંખની શરમ વચ્ચે આવી કોઇ 'હલવાન' ઘરાક માટે બે આંખ આડા કાન કરવા પડે! કાલથી અમે ઘેરથી જ 'ફોલ્ડીંગ ચેર' લેતા જવાનાં છીએ અથવા તેમ નહિ તો ખડે પગે ચેકી કરીશું.'

અને ખરેજ સરલા તરલાની જોડીએ બીજે દિવસે ખડે પગે જ મારી દુકાન આગળ ચોકી કીધી. એક પારસી બાનુ ઘરાકને મારી દુકાનમાં ચડતાં જોઇ સરલાએ આગળ આવી તેને કહ્યું:—

'અરે બાઇ! તમારી પારસી જેવી સમજુ કોમની બાનુ દેશને માટે આટલો ભોગ પણ શું નહિ આપે! બાઇ પાછાં જાઓ—તમારા દેશને ખાતર.'

'અરે હરવાયા તમે! ખીસી જાવ રસ્તા વચ્ચેથી. અમારે જે લેવું હોય તે લેસુ! તેમાં કાગરાની કાની તમે કૂદી પરવા સાના આયા! ચાલો ખીસો છ કે પુલીસને બોલાઉં? ઓ વાય! આય પગે પરવાનું સું! તૌબા તમુ લોકથી તો બા!' કહી પેલી પારસી બાનું સરલની આજીજીથી પીગળી કાંઇ પણ સોદો લીધા વિના પાછી ફરી. આ દરમ્યાન તરલા એક 'અપટુડેટ' પારસી યુગલને પાછું ફેરવવા મથી રહી હતી.

'ડેમ ઇટ! બાનુ! આમ હું ચાલવા નહિ દેવશ! તમારો કોઇ પોતીઆનાસ વાનીઓ બાનોઓ મુને નહિ સમજી લેનાં કે તમારી ધાક ધમકીથી હું ડરી જવશ, અને અહીંથી હું ચાલી જવશ.'

'અરે પણ મહેરબાન'—

'મેરબાન, ફેરબાન, કાંઇ નહિ. માથું ના ખીઓ, નહિ તો પોલીસમાં હું 'રીપોર્ટ' કરશ !'

'ખુશીથી.'—

'એમ ? તો શીરીન, તું અહીં ઉભી રહેજે. હું સાંમેથી પેલા સારજન્ટને બોલાવી લાવું છું.' પેલા પારસી ગૃહસ્થ સારજન્ટને બોલાવી લાવે તે પહેલાં તો ત્યાં લોકોનું ટોળું ઝામ્યું. સરલા ને તરલા નિડરપણે ત્યાં ઉભાં હતાં. હું તથા મારા માણસો દુકાનમાં રહી આ સર્વ ચિકિત્મા જોઇ રહ્યાં હતાં. એટલામાં પેલા પારસી ગૃહસ્થ એક સારજન્ટને લઇને આવ્યા.

'Madam ! you cann't prevent anybody entering a shop ! please get out of the way !' [બાનુ, તમે કોઇને દુકાનમાં દાખલ થતાં અટકાવી શકો નહિ. મ્હેરબાની કરી માર્ગમાંથી ખસો] સારજન્ટે સરલાને કહ્યું.

'Sorry ! we cann't ! we heve every right to prevail upon a gentleman.' [દીલગીર છીએ; નહિ બને. એક ગૃહસ્થને સમજાવવાનો અમને દરેક પ્રકારે હક્ક છે]

'Right or no right ! madam ! I arrest you under picketing ordinance. you two are my prisoners !' [ હક્ક હોય કે ન હોય. બાનુ, હું તમને પીકેટીંગ ઓર્ડિનન્સની રૂઇએ પરહેજ કરૂં છું. તમે બન્ને મારાં કેદી છો ]

'Alright ! they can now enter the shep if they dare !' [ ભલે હવે તેમનામાં હિંમત હોય તો દુકાનમા પ્રવેશ કરે. ]

'અરે 'ડેર' સાના ! આ જોવની ચાલીઆ.' પેલા પારસી ગૃહસ્થે કહ્યું,

'અરે ચાલીઆ કાં' ભરતે ગેઈ દુકાન તો બંધ બી દઇ ગેઇ ! તેની સ્ત્રી શીરીનબાઇએ કહ્યું.

'કેમ બા ! આખરે બી વાનીઆજ કેની ! ડરી ગીઆ કે ?' પારસી ગૃહસ્થે મને પૂછ્યું.

'ના ના ડરી નથી ગયો; એ તો આજે આ મારાં વહુ અને આ મારાં સાળી પીકેટીંગ કરતાં કેદ પકડયાં તેના માનમાં મેં આજથી હમેશને માટે હડતાલ પાડી છે. કાલે કોંગ્રેસનું સીલ મારી દુકાનના વિદેશી માલને લાગશે ! અને પરમ દહાડેથી મારી દુકાનમાં સ્વદેશી મીલનો માલ તેમજ ખાદી વેચાવા માંડશે. આવજો બા ! તમે તો મારા હંમેશનાં ઘરાક છો ! જુની દુકાનને ભુલી જતા ના !'

મારૂં બોલવું સાંભળી લોકો હસી પડયા. પેલા બિચારા પારસી ગૃહસ્થ અને બાનુને તો ભોંય ભારે થઇ પડી. સારજન્ટ પણ સરલાને અને તરલાને 'તમે છૂટાં છો !' કહી હસતો હસતો ચાલ્યો ગયો: અને ત્યાં જમા થયલી પ્રચંડ માનવમેદની આકાશ ફાડી નાંખે એવા અવાજે 'સરલાદેવી અને તરલાદેવીની જે' બોલાવી ચણવાનું ખલાસ થતાં કબુતરોની જેમ વીખરાઇ ગઇ !



# નાળિયું

મેટ્રીકની પરીક્ષારૂપી ભૂમધ્યસમુદ્ર હું પસાર કરી શક્યો છું કે નહિ તે જણાવવા મેં મારા મિત્રના હાથમાં તારના બાર આના મૂક્યા અને કહ્યું, 'મારો નંબર એક હઝાર ને એક છે. મેટ્રીકની પરીક્ષાનું પરિણામ તા. ૩૧ મી મે ને દિવસે બહાર પડનાર છે. તે દિવસે પરિણામમાં હું પાસ થયો હોઉં તો સુરત મારે શિરનામે તાર કરી દેજે. નાપાસ થયો હોઉં તો કાંઇ નહિ.'

'કેમ કાંઇ નહિ?' મિત્રે કહ્યું. 'તારા બાર આના ફોકટ...'

'કાંઇ નહિ, કાંઇ નહિ! એવો અપટ વિચાર કરવાની જરૂર નથી. હું પાસ જ છું: એટલે તારે તાર કરવો જ પડવાનો, અને એ રીતે બાર આનાનો ઉપયોગ થશે જ. ચાલ સાહેબજી!'

'અને નાપાસ થયો તો?'

'તો યે તાર કરજે! પછી કાંઇ છે?' મેં કંટાળીને કહ્યું. તે જ રાતના હું સુરત ઉપડયો.

૩૧ મી મે ને દિવસે મને તાર મળ્યો, You fail, eat Hotch potch, તું નાપાસ થયો છે, ખીચડી ખાજે! એજ કમબખ્તે મારા એક પાસ થતા મિત્રને તાર કરેલો, You pass, eat Laphsi તું પાસ થાય છે, લાફસી ખાજે!

મેટ્રીકની પરીક્ષામાં ફરી બેસવાનો વખત ભગવાન દેખાડે તો આવા 'દાઝયા ઉપર ડામ' દેતા 'હડફા'ઓને કોઇ દિવસ તાર કરવાનું કહેવું નહિ, એમ મનમાં ગાંઠ બાંધી, પાસ થયલા મિત્રના આમંત્રણને માન આપી હું એને ત્યાં લાફસી ઝાપટી આવ્યો તો ખરો, પણ મને ઓડકાર તો ખીચડીના જ આવ્યો 'મેન્ટલ ટેલીપથી'નું પરીણામ બીજું શું હોય!

હવે? શાળાઓ ખુલી, કોલેજો ખુલી, પણ મારે શું કરવું તેના નિર્ણય પર હું આવી શકયો નહિ. મારે પાછા મરજીવા થઇને મોતી મેળવવાની આશાએ મેટ્રીકની પરીક્ષારૂપી દરિયામાં ફરી ડુબકી મારવી કે કોઇ સારી જેવી 'લાઇન'માં પડી જઇ સંસારસાગરમાં ઝોકાવવું—આ બે પ્રશ્ન વચ્ચે મારૂં મગજરૂપી નાવ ડામાડોળ થવા લાગ્યું. મિત્રો અને સગાંવ્હાલાંઓનું કહેવું હતું કે મારા જેવા તીવ્ર બુદ્ધિના માણસે મેટ્રીક જેવી હલકી પરીક્ષા માટે મહેનત કરી શક્તિને વેડફી મારવા કરતાં કોઇ સારી 'લાઇન' હસ્તગત કરવી એ જ ઉત્તમ માર્ગ હતો. મને પણ એમ જ થયું; એટલે હવે મારે કઇ 'લાઇન'માં પડવું એ જ માત્ર સાવ સહેલો પ્રશ્ન મારે માટે બાકી રહ્યો!

'રાજાની લાઇનમાં પડો તો?' કોઇ કહેશે.

પણ હું એવો ભોળો નથી કે એમ 'છતી આંખે દીવો લઇ કૂવામાં પડી ડૂબી મરૂં!' અફઘાનિસ્તાનના પાદશાહનો તાજો દાખલો હું હજી ભૂલી ગયો નથી તો! હા હજી કાંઇ કાઠિયાવાડમાં કસ છે ખરો! પણ હમણાં હમણાંની સ્વરાજપ્રવૃત્તિ તરફ નજર કરતાં મારા ઉત્સાહમાં ટાંઢુ પાણી સીંચાય છે. એટલે મને લાગે છે કે હાલ રાજાની લાઇનમાં યે કંઇ કસ જેવું નથી રહ્યું. આમ કોઇમાં કાંઇ તો કોઇમાં કાંઇ, એમ દરેક 'લાઇન'માં મુસ્કેલી સિવાય બીજું કાંઇ નજરે જ પડતું ન હતું. ત્યારે?

'રિપોર્ટર બનો તો?' તમે કહેશો.

**Thank you**! આ લાઇન તો મારા ધ્યાનમાં જ ન હતી, તે તમે ઠીક સુઝાડી! મંદિરો, મસીદો. મહારાજો, મહન્તો અને મૌલાનાઓ—એ સર્વનો ફાળો આ સૃષ્ટિના 'ચક્કર'ને અધમ દશાએ પહોંચાડવામાં કેટલો મોટો છે; તે ઉપરાંત પરમેશ્વર નામનું પ્રાણી આ બધી પ્લેગની પેદાશને નભાવી રાખવામાં કેવો જબરદસ્ત ફાળો ભરી રહ્યું છે તે અને અધમ હિંદુઓની અધમાધમ રૂઢિઓએ હિંદુ-

સ્થાન રૂપી ગુડઝ ટ્રેનનાં એન્જીનની ગતિને કેટલી બધી 'ખોટકાવી' દીધી છે–એ બધું જોતાં મારૂં કર્તવ્ય મને સ્પષ્ટ રીતે વ્યક્ત થતું હતું. શો અત્યાચાર! શો અનાચાર! મારા જેવો કર્તવ્યનિષ્ઠ માણસ 'જર્નાલીઝમ'ની 'લાઇન'માં ન પડે તો આ આંધળી ચશ્મેઢબ દુનિયા બધી 'ટોપ્સીટર્વી' નહિ થઇ જાય? અહમ્! આ 'લાઇન'માં ઉતરી પડવાનો વિચાર સુઝાડવા માટે તમને એક વાર ફરીથી મારૂં 'થેંક્યુ'!

મહા મહેનતે મને એક પ્રસિદ્ધ પત્રની કચેરીમાં ખબરપત્રીની નોકરી મળી. પત્રકારિત્વની વૃત્તિમાં પ્રથમ તો અનુભવની અનિવાર્ય અગત્ય છે. એટલે કશાયે અનુભવ વિના હું કોઇ અઠવાડીક, પખવાડીક કે દૈનિક છાપું કાઢી મારૂં તો અવળી પાઘડીએ દમ્મણ જવાનો સેદો થાય, એ વિચારે પહેલાં તો મેં 'કહેવાતા ખુનના આરોપમાં કહેવાતાં ખુનીનાં કહેવાતાં માબાપ તેમજ કહેવાતી વૈરીની કહેવાતી સાક્ષીની કહેવાતા સરકારી વકીલે લીધેલી કહેવાતી ઉલટ તપાસના રિપોર્ટ લેવાનો અનુભવ કરવા માંડ્યો; અને હવે મને લાગે છે કે જે પ્રથમ ખબરપત્રી નથી હોતો તે સારો પત્રકાર નથી થઇ શકતો! દેશી છાપાંઓના બિચારા ખબરપત્રીઓનો મુસારો કેટલો ટુંકો હોય છે, એ મારા કરતાં 'છાપાં'ના અધિપતિ સારી રીતે જાણતા હોવાથી મને મળતા ટુંકા પગાર પર લાંબો દીબાચો લખવાની જરૂર હું નથી જોતો. એ વિષયમાં એટલું જ કહેવું બસ થશે કે મારા ઘરખરચના ટાંટિયા સરખા રાખવા એ મુસારો પૂરતો નહિ હતો. એટલે મારે એ 'રિપોર્ટર'ની 'લાઇન'માં જ બીજી કોઇ પેટાલાઇન ખોળી કહાડવાની જરૂર રહી! અને મહેનત કરનારને ભગવાન ક્યાં નથી આપી રહેતો?–અહંકે એમ કહો કે મહેનત કરનારને ક્યાં નથી મળી રહેતું! **Damn your Bhagwan!** તમારો ભગવાન જાઓ જહન્નમમાં!

કોઇ અધીરો માણસ પૂછશે તે વળી રિપોર્ટરની લાઇનમાં તે

બીજી કઇ પેટા લાઇન મૂઇ છે ? પણ હું હવે એ પેટા લાઇનપરજ આવું છું. એના સૌમ્યસ્વરૂપને ઉર્દૂ ગુજરાતીમાં 'ચશ્મપોશી' કહે છે અને એનું ઉગ્ર સ્વરૂપ અંગ્રેજીમાં 'બ્લેક મેઇલીંગ' ને નામે ઓળખાય છે. રીપોર્ટીંગનો અનુભવ લેતાં લેતાં મને આ પેટા લાઇન તેના સૌમ્ય અને ઉગ્ર સ્વરૂપમાં લાધી ગઇ હતી, એટલે મારા પગાર ઉપરાંત મને આ પેટા લાઇનમાંથી જે ચરી ખાવાનું મળતું હતું તેથી મારૂં ગાલ્લું સંસારની ઘરેડમાં હું ઠીક રીતે દોડાવી રહ્યો હતો. દારૂનિષેધની સભાઓ ઘણુંખરૂં નીચ વર્ણના લોકોના લત્તામાં મળતી હોવાથી મારે એ રાતના ઉજાગરા સામે ટક્કર ઝીલવા દારૂ નહિ પણ દવાના રૂપમાં 'સ્ટીમ્યુલન્ટ'–ચઢાવી સભાનો રીપોર્ટ લેવા જવું પડતું. ચાહ કાફી અને ચીરોટ બીડીનો હું પરમ ઉપાસક હોવા છતાં 'બીડીની બદી' પર થયલા ભાષણનો હેવાલ રસમસતી રીતે હું લખી શકતો. મારી પેટા લાઇનના ગ્રાહકોની નામાવલિમાં મોટા મોટા રાજા મહારાજાઓ, સર અને રાવ બહાદુર જેવા ખિતાબધારીઓ, ધનાઢ્ય વિધવાઓ કે કુમારિકાઓ અને બે ચીચોડે સુખી માણસો બીરાજતા હતા, એટલે ઘરખરચ ઉપરાંત થતા બીજા ખરચને બાદશાહી રીતે પહોંચી વળવામાં મને ભાગ્યે જ મુશીબત નડતી, એટલું જ નહિ પણ એકાદ છાપાના તંત્રી થવાનું મારૂં ધ્યેય ફળિભુત થવાનો અવસર પણ ઝેપ્લીનના ઝડપે નજદીક ખેંચાઇ આવતો હતો !

થયો ! આખરે તે પણ થયો ! 'રીપોર્ટર' પરથી એક જ હનુમાન ભુસ્કે પહોંચ્યો તંત્રીપદે ! મારા છાપાનું નામ હતું 'નાળિયું' ! મારો વિચાર તો હતો, કે મારા છાપાનું નામ મ્હોં ભરાઇ જાય એવું સંસ્કૃતમય રાખવું : પણ છાપું કાઢવા પૈસા ધીરનાર શેઠિયાએ જીદ લીધી કે છાપાનું નામ તો કોઇ વીસમી સદીના 'જર્નાલીઝમ'ને અનુકુળ જ રાખવું; એટલે ન છૂટકે મારે એ ઘાનીઆક્લાસ' નામ

ગાખવું પડયું. નાળિયું એટલે ગપ્પું! અને પેશાવરથી અફઘાનીસ્તાનના સંબંધમાં આવતા અર્ધ સત્તાવાર બીનસત્તાવાર સમાચારો જો વાંચવા યોગ્ય અને વિચારવા યોગ્ય ગણાતા હોય તો અમારૂં 'નાળિયું' પણ કાંઇ સમાચાર પ્રકટ કરવામાં આંખ ઉઘાડી રાખે એમ નહિ હતું. મેં પોતે અનેકવાર ભૂલ કીધેલી એટલે મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે, એમ સહજ નિષ્પન્ન થતા સૂત્રને આધારે કોઇ પ્રસિદ્ધ સંસ્થાના કારોબારની કે કોઇ પ્રસિદ્ધ વ્યક્તિના ખાનગી જીવનની જરા સરખી ભૂલની બાતમી મેળવવા મેં કંટ્રાકટથી કામ કરતા છૂપી પોલીસ જેવા ચોકીદારો ગોઠવી દીધા હતા. આ ચોકીદારોએ પૂરી પાડેલી અર્ધસત્તાવાર ખબરનું એક નાનું સરખું પુમડું એવી સરસ રીતે પીંજી કાંતીને 'નાળિયું' પ્રગટ કરતું કે કેઇ અજાણ્યો માણસ તો જોઇને હેબતાઇ જ જાય અને હેબતાય પણ કેમ નહિ? દુનિયાભરની ગટર મારી કલમમાં વહેતી હતી અને કાનના કીડા ખરે એવી 'સરસ્વતી'એ મારી જીહ્વાનો કબજો લીધો હતો. એટલે 'નાળિયું' માં પ્રકટ થતા મારા લેખો લાગતા વળગતાના પેટમાં તેલ ખદખદાવતા અને તઓનાં દુશ્મનનાં હૈયાં હેલે ચઢાવતા! 'નાળિયું' હઝારોની નકલોમાં ખપતું અને એ જ એની લોકપ્રિયતાનું પ્રમાણ હતું. 'નાળિયું' નો રીપોર્ટર જ્યાં જાય ત્યાં બાદશાહી માન પામતો, ત્યારે તેના તંત્રીના મરતબાની તો વાત જ શી કરવી? 'નાળિયું' અનેક રાજા મહારાજાઓનું વર્ષાસન પામતું હતું અને અનેક ચરબીદાર શેઠીઆઓ તરફથી તને દ્વારે ભેટ સોગાદો ખડકાતી હતી. હજી હમણાં જ એને હીઝ હાઇનેસ ધી મહારાજા ઓફ વરમગામ તરફથી સ્ટેટની એક ખાનગી વાત જો પ્રકટ ન કરવામાં આવે તો ચાર હઝાર રૂપીઆનું વચન મળ્યું હતું. હજી હમણાં જ એક વૈષ્ણવ મહારાજે હોટલમાં બેસી કાંદા બટાટાનાં ભજીયાં ઝાપટયાની અર્ધસત્તાવાર ખબર ધુંધી ખબરપત્રીઓએ મને પહોંચાડેલી હોવાથી વૈષ્ણવ ધનિકો તરફથી એ ખબરો પ્રગટ થતી અટકાવવાના 'હથ

મની ' (Hush Money) તરીકે એક સારી જેવી રકમ મળવાની હું આશા રાખી બેઠો હતો. હજી હમણાં જ એક વૃદ્ધ ભાટીઆ ધનિકે કરવા ધારેલા લગ્નની મહાતમપોશી 'નાળિયું' પ્રકટ કરે તે પહેલાં તો એને 'ચશ્મપોશી'ની રકમ એ શેઠીઆ તરફથી મળી ગઇ હતી; પણ આપણા પારસી ભાઇઓ કહે છે તેમ બધાં જ દરમાંથી કાંઇ લુવટા નથી નીકળતા. 'નાળિયું'નો અધિપતિ હંમેશ વગર કાંટાના ગુલાબે છવાયલા પલંગ પર જ પોઢતો હશે એમ કોઇ માની લે. એક નિર્દોષ ગ્રેજ્યુએટ વિધવાનો અમારા કન્દ્રાજી ખબરપત્રીની અર્ધસત્તાવાર ખબરને આધારે તેના શોફરની સાથે સારો સંબંધ હોવાની પ્રગટ થયલી હકીકતે સમાજમાં ભારે ખળભળાટ મચાવી દીધો હતો. એક તો હિંદુ બૈરૂં બિચારૂં કોર્ટમાં જઇ પોતાની વધુ ફજેતી થાય તેથી ડરતું હોય તેને લીધે અને આવા પ્રસંગો લોકોમાં રસભેર વંચાતા હોવાને લીધે આવી ખબરો અમે લગભગ વગર તપાસે જ પ્રકટ કરતા; પણ આ બાઇ તો અજબ નીકળી; એ તો કોર્ટમાં યે ન ગઇ કે ન એણે સોલીસીટરની નોટીસ સરખી યે આપવાની તસ્દી લીધી. એને 'નાળિયું'માં પ્રકટ થયેલી પોતાની વાતની ખબર પડતાં એ તો મીઠાથી પાયલો મગરના પુચ્છડાની ચાબુક સાથે સિદ્ધિ અમારી ઓફીસમાં આવી અને લોહીની સેર છૂટે ત્યાં સુધી મને એણે ઝુડી ક્હાડ્યો અમારી ઓફીસનો સ્ટાફ તો ઝાડઝુડનું મુહૂર્ત થતાં જ પીઠ તરફ પ્રગતિ કરી ગયો હતો.

'શયતાનના બચ્ચા! તને કદાચ ખબર નહિ હશે, કે તેં મારા ખૂન કરતાં યે મારૂં વધારે ભુંડું કીધું છે!' ક્રોધથી ધ્રુજતા શરીરે તે બાઇ બોલી.

'પોલીસ...પોલીસ...ખૂન...ખૂન...' મેં ચીસ પાડી.

'પોલીસ ભલે આવે. ખૂનને માટે હું ફાંસીએ ભલે જાઉં; પણ ઓ બદમાશ કુતરા! એક પાઠ તો આજ તું જરૂર શીખી

લે કે એક નિર્દોષ સ્ત્રીની જાહેરમાં નાલેશી કરનાર નાચ પિશાચને વાંસો ચાબૂકની દોસ્તીને જ લાયકનો છે. કલમનો અસ્તરો હાથે ચડયો, અને કાંઇક લખતાં આવડયું એટલે ગમે તેમ છોલી નાખવાનો પરવાનો તમને છાપાવાળાઓને નથી મળી જતો. હું વિધવા રહી એટલે કોઇની સાથે સહજ હસીને વાત કરતી જોતાં જ તેની સાથે મારો ભૂરો સંબંધ ગોઠવી દેવો, અને પછી મંદિરે જતી કે ઘેર રહી ભજન પૂજન કરતી દરેક વિધવાને વ્યભિચારની મૂર્તિ કલ્પી હિંદુ સમાજની હડહડતી નાલેશી કરી પુનર્લગ્નની બાંગ પોકારવી એમાં જ જાણે સંસારસુધારો આવી જતો ન હોય, તેમ તમારી કલમ દોડાવ્યે જાઓ છો! અરે તમે તમારી પોતાની જાતને તો જુઓ! દારૂ, રંડીબાજી જુગાર અને અનેક ભ્રષ્ટાચાર સેવનાર માણસ આજે તો ઉપદેશકનું પદ લઇ બેઠા છે! આજે ચારણી કરવડાને હસે છે! આખરે પણ મારૂં સ્ત્રીહૃદય છે એટલે આટલાથી જ હું પતાવું છું, બાકી તમ જેવાના જીભ અને હાથ પાંગળાં કરી નાખવાં એ તમારા ઉપર એક જાતનો અનુગ્રહ કીધો કહેવાય!'

આમ કહી તે બાઇ મને રડતો મુકી ગુસ્સાભેર ચાલી ગઇ. આ વાતની પોલીસમાં ખબર નોંધાવવા મારી હિંમત હતી નહિ, કારણ ખુદ પોલીસ પણ મારા જેવા પત્રકારથી કંટાળેલી, એટલું જ નહિ પણ અમારો ખુરદો આમ બારોબાર થઇ જાય એમ ઇચ્છતી હોય છે. વળી Good faith (ભલી નિષ્ઠાના) ઓથા હેઠળ અમારૂં ગાલ્લું હંકારાતું હોવાને લીધે કાયદાનો કોરડો અમને ઝાઝું નુકશાન કરી શકતો નથી. પણ આ બાઇએ કીધેલી '૫ ઘડી પોલીસ'થી થોડા દિવસને માટે મને તો સ્મશાનવૈરાગ્ય થઇ આવ્યો. મને ઘડીભર લાગ્યું કે અમારા જેવા સિદ્ધાંત ધરાવતા છાપાવાળાઓએ દુનિયાભરમાં જે વૈમનસ્ય, અનીતિ અને વેર ઝેર ફેલાવ્યાં છે તેનો સોમો ભાગ પણ ધર્મે, ધર્મમંદિરોએ કે ધર્મગુરૂઓએ ફેલાવ્યો નહિ હોય!

જે જમાનામાં છાપાં નહિ હતાં, તે જમાનામાં પણ અમારાં છાપાં જેવાં નિંદાખોર માણસો જ વેરઝેર ફેલાવનારાં હતાં; એટલે આજે તો ધર્મને, ધર્મમંદિરોને કે ધર્મગુરૂઓને સળગાવી મૂકવા કરતાં અમારા જેવા નિંદાખોર અધિપતિઓને કે છાપાઓને જ અગ્નિદેવને સ્વાધીન કરી દેવા જોઇએ. પણ આ બધો સ્મશાનવૈરાગ્ય ક્યાં સુધી ટકે? દારૂડીઆને દારૂ વગર નથી ચાલતું, સટોડીઆને સટ્ટા સિવાય બીજો ધંધો જ સુઝતો નથી. તેમ મને પણ હતું. કાંઇ ખળભળાટ મચાવી મૂકનારી ખબરો સિવાય 'નાળિયુ'' સુકાવા લાગ્યું અને તેના ગ્રાહકોની સંખ્યામાં મોટું ગાબડું પડયું, એટલે મને નાણાં ધીરનાર શેઠિયાનો પણ તકાદો શરૂ થયો. આખરે પેલા કહે છે તેમ 'મેલ કરવત મોચીના મોચી' ની જેમ ફરી હું પાછો શયતાનના શરણે ગયો એટલે વળી પાછું 'નાળિયુ'' પૂર બહારમાં આવી ગયું. મને કોઇએ કહ્યું કે હીઝ હાઇનેસ ધી મહારાજા ઓફ વરમગામ થોડા જ વખતમાં કેઇ ગોરી મડમ સાથે આઠમી વાર પરણી જવાના છે; એટલે એ બાબતની વધુ તપાસ કર્યા વિના જ મેં 'નાળિયું' હાંક્યું.

'અમને વિશ્વાસપાત્ર સ્થળેથી ખબર મળ્યા છે કે હીઝ હાઇનેસ નથ્થુસિંઘ ધી મહારાજા ઓફ વરમગામ એક વાર ફરીથી લગ્નના બઝારમાં ખરીદીએ નીકળી પડયા છે. અર્ધસત્તાવાર રીતે જણાવવામાં આવે છે કે મહારાજાની આ વર્તણુંકથી જુનીઅર મહારાણી શ્રી અમથીબાઇએ ચા, કોફી અને દાળ ભાત શાકની છૂટ રાખીને અપવાસ શરૂ કર્યા છે. આ ઉગ્ર અપવાસ છોડાવવા સીનીઅર મહારાણી શ્રી નાથીબા ભારે પ્રયાસ કરી રહ્યાં છે. ઉભય મહારાણીશ્રીઓનાં દુઃખમાં અમે અમારી સહાનુભૂતિનો સુર પુરાએ છીએ. આ ઘટનાથી સ્ટેટમાં પણ ભારે ખળભળાટ મચી રહ્યો છે. આ

લગ્નની વધુ રસદાયક હકીકત માટે અધીરા વાંચકોને અમારા આવતા અંક સુધી રાહ જોવડાવવા સારૂ અમે દિલગીર છીએ.'

અમારી કળા જોઇ ? વાતનું વનેસર કેવું કીધું ? એક ઝીણા સરખા પૂમડામાંથી યે કેવું સરસ કાંતી બતાવ્યું ? સાત વાર પરણેલો રાજા આઠમી વાર પરણવા તૈયાર થાય એ બનવા જોગ છે. સદાનાં માંદાં જુનીઅર મહારાણી, મહારાજાને ફરી પરણતા જોઇ પેટમાં તેલ રેડ'તાં દોઢ શેર ખય તો યે અપવાસ કરતાં જ કહેવાય એ બનવા જોગ છે. લીલી સુકી જોઇ નાખી પાવરધાં થયેલાં સીનીઅર મહારાણી જુનીઅરનો અપવાસ છોડાવવા પ્રયાસ કરે અને જાણે મેણું મારતાં ન હોય તેમ 'પીપળ પાન ખરંતાં, હસતી કુંપળીઆં, મુજ વીતી તુજ વીતશે ધીરી બાપુડીઆં' એમ ગાતાં જાય એ પણ બનવા જોગ છે; અને છેવટ રાણીબાના અપવાસની વાત સાંભળી સ્ટેટમાં ખળભળાટ થઇ રહે, એ શું અસંભવિત છે !

અમારો બીજો અંક પ્રકટ થાય તે પહેલાં તો મહારાણા તરફથી લગ્નની વાત દાબી દેવા માટે મારા પર બેહજારનો ચેક આવી ગયો અને અમારા હજારો વાંચકોની તીવ્ર જીજ્ઞાસા છતાં અમારે ન છૂટકે એ બાબતની 'કંપોઝ' કરેલી આખી મેટર છોડી નાખવી પડી.

મહારાજાનાં લગ્નની વાત તો સાવ ગપ જ હતી, પણ કેમ જાણે લગ્ન થવાનાં જ હોય તેમ મારા પર ખાસ મહારાજાના હાથનો લગ્નમાં ભાગ લેવા આવવા આગ્રહભર્યો કાગળ હતો એટલું જ નહિ પણ મને પૂરતા દબદબાથી અત્રેથી લઇ જવા મહારાજાએ ખાસ પોતાનો પ્રતિનિધિ મોકલ્યો હતો. આમ મારા ઘરમાં કે મારા જાણીતાઓમાં મારી કિંમત જાણે ત્રણ બદામથી યે ઓછી હોય, પણ 'નાળિયું' ના તંત્રી તરીકે એક સમર્થ રાજાને પણ મારી સ્હેમાં દબાવી શક્યો હતો, એવા આત્મસંતોષના ઘચરકા સાથે હું મહારા-

જાના આમંત્રણને માન આપી એના પ્રતિનિધિ સાથે ' સ્ટેટ ગેસ્ટ ' બની પૂર ઠાઠથી લગ્નમાં ભાગ લેવા ઉપડયો; પણ સ્ટેટની હદમાં દાખલ થતાં જ મને પકડવાનું વારંટ બતાવવામાં આવ્યું અને આ બધું તદ્દન ' અનલૉફુલ ' છે એમ અંગ્રેજીમાં મારો 'પ્રોટેસ્ટ' છતાં મને ' સ્ટેટ ગેસ્ટ ' તરીકે જેલમહેલનીવાસી કરી દેવામાં આવ્યો ! ત્યાર પછી મારા 'નાળિયુ'નું શું થયું તેની મને ખબર નથી પણ મારા જેલમહેલમાં ઘંટીએ આટો પીસતાં એટલું તો હું ગાઇ શકું છું કેઃ

'એ ગયું છતાં એની છબી આવે નજરમાં ! ! !'



